# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૧ અગાઉથી | વર્ષ ૫ મું. અંક ૧ લો. જુલાઈ ૧૯૧૧. | છુટક નકલનો રૂ. ૦ ટપાલ ખર્ચ જુદું. |

વાગીશા આપજો શક્તિ, સત્ય શુદ્ધિ રતિ ધૃતિ:
જ્ઞાન, ઔદાર્ય, નીતિનાં, વાવીએ બી, મથીમથી.

હે વાણીની દેવી સરસ્વતી, અમને શક્તિ, સત્ય વિશુદ્ધિ (પવિત્રતા—સાત્વિકતા,) પ્રેમ, અને ધીરજ આપજો કે જ્ઞાન, ઉદારતા, અને નીતિ (જેસર્વ સુખી, હિત સાધક હિતકારક, અને ઉન્નત ચારિત્રનાં મૂળ છે) ના બીજ અમે મથી મથીને વાવીએ

બ. ક. ઠાકોર.



વ્યવસ્થાપક,

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય. દેસાઈ.

અમદાવાદ

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં હીરાલાલ પરમોદરાયે છાપી પ્રસિદ્ધ કર્યું

# વિધવાઓ અથવા નિરાશ્રિતોને મદદ.

છઠ્ઠી કોન્ફરન્સમાં થયેલા ઠરાવને અનુસરી મ્હેં એક યોજના છે. એમાં આપણી નાતની કોઇ પણ વિધવા સ્ત્રીને અથવા નિરાધાર છોકરાંને કે કોઇ વૃદ્ધ અશક્ત સ્ત્રી કે પુરૂષને પૈસા સંબંધી કંઇ મદદની જરૂર હોય તો ખાનગી રીતે મ્હને ત્રિમાસિકના વ્યવસ્થાપકને સરનામે મદદ જોઇએ છીએ તે વિગતવાર જણાવવું એટલે હું તે અપાવવાની ખાનગી રીતે ગોઠવણ કરીશ અને મદદ માગનારનું નામ કોઇના જાણ નહીં આવે.

તા. ૧-૫-૧૧.

લી.
એક જ્ઞાતિ સેવક.

---

## અનુક્રમણીકા.



---

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.

વર્ષ ૫ મું. જુલાઇ ૧૯૧૧. અંક ૧ લો.

## પરિષદ્.

આજે સુદિન મુજ જ્ઞાતિ તણો રૂપાળો
ભેગા મળ્યા વિવિધ દેશ વિષેથી લોકો
છઠ્ઠી પરિષદ્ મળી મુજ બંધુઓની
જોતાં સહર્ષ ઉપજે મનમાં અતિશે ૧
સૃષ્ટિ બધી પ્રગતિ ને નિયમે ધસે છે
જ્ઞાતિજનો નવીન ઉન્નતિઓ રચે છે
ચર્ચ્યા ઘણા વિધ ઉન્નતિના વિચારો
ને શોધાયા નિયમ જ્ઞાતિ તણા હજારો ૨
ગૂજરાતમાં અતિ અલૌકિક ધામ એક
જે પામીયું જગતમાં વિખ્યાત છેક
વેપારનું મથક છે નિધિથી ભરેલું
જ્યાં દૃષ્ટિગોચર થતી મીલો તરેલી ૩
હોયે ભલે જગતમાં બહુ ધામ સારાં
તોયે ગણાય અતિશે નિજગામ પ્યારાં
વિદ્યા વિવેક વિભૂતાથી જ વિસ્તરેલી
પ્રૌઢ પ્રતાપિ નિજ ગાંભિર્યે ભરેલી ૪
એવી સુણી મધુર વાણી પ્રમુખની ત્યાં
જેનો સચોટ સુસવાટ થયો સૌમાં
ગૂજરાતમાં વિદિત સાક્ષરકાર એ છે
જેને નમે રસિક દિલ દિનતા થકી તે. ૫

સ્નેહી.

---

## ગ્રીષ્મઋતુનું છેલ્લું ગુલાબ.

( ઇંગ્રેજી ઉપરથી. )

ગ્રીષ્મ ઋતુના રમ્ય ગુલાબ
તું છો એકલડું અહિં આજ,
સાથી ત્હારા કરમાઇ ગયા

કળી એક એવી ના રહી
કે તુજને સાંત્વન દે અહીં.
નહિ છોડું તુજને એકલું
ડાખળીએ કરમાવા દઉં. ૨

ત્હાં જા ! પ્યારા પ્રેમે કરી
મીઠી નિદ્રા લે તું ફરી
વેર સેજે તું પાંખડી
ક્યમ કે બીજા પુષ્પો નહિ. ૩

તુજ મિત્રો સુકાઇ ગયા
તેથી ઉપજે મુજને દયા
સ્નેહ તણુ ઉજ્જ્વલ વર્તુળ
ત્હેમાં રત્નો બહુ ભરપુર. ૪

કમળ હૃદયો જ્યાં કરમાય
ને પ્રેમી ફુલડાં વિલાય
ને જ્યાં કાંઈ કદર ના થાય
જગ તેવામાં કેમ રહેવાય ? ૫

સ્નેહી.

---

## શું ચુમું ?

વ્હાલી ! હું તુજ શું ચુંમું, અધર કે ગાલો ગુલાબે ભર્યાં ?
કે નેત્રો રસીલાં, જહીં પ્રણયના વારીધિ નાચી રહ્યાં ?
ચારૂ ચિબુક લોલ બિંદુ વચમાં, શોભી રહ્યાં તે ચુમું ?
કે આ બાલ ભ્રુકુટી, શ્યામ અલકો, પ્યારી કહે શું ચુમું ? ૧
કંઠે કોકીલના મીઠા રવ ભર્યા, શ્રોતા દીવાના બને,
વક્ષે અંબુજના, સમા પયધરો, દેવી મધુ કો ઝરે;
છે સ્વર્ગીય તલાવ આ ઉદરનું, ત્યાં હું ડુબું કે ચુમું ?
વ્હાલી બોલ સહુ મહીં, અધિક શું, શું હું ચુંમું ના ચુમુ ? ૨
જંઘા એ કદળી તણા સુકુમળા ગાભો ભરેલા દિસે,
હાથે ને પગ પાનીએ મધુરવા રંગો હીનાના ઠળે;
વચ્ચે આંગળીએ નખો ચમકતા હીરા તણાં ફુલડાં,
એ સૌ માંહી હું શું ચુમું, નવ ચુમું, કહેને સખી હે જરા ? ૩
જોઉં જ્યાં તુજમાં, અનુપમ તહીં, માધુર્ય દિસે ભર્યું,
આ, પેલું, કયું શું ચુમું ? ભ્રમિતશો, જાણું જરીએ ન હું;

લક્ષ્મી વિપુલના ઢગે ગરીબની જેવી સ્થીતિ ગાભરી ?,
આ લઉં કે લઉં તે નહીં સમજ ફૂં,' તેવો બન્યો હું સખી. ૪
વિધિ એ થઇ ક્રુર કે નવ મને હોડો હજારો દીધા !
ના તારા વદને રસો ઉભરતા, એક સ્થળે વા બધાં;
એમાંથી નસીબે અનુગ્રહ કદી એકે કર્યો જો હતે,
તો પુરો પ્રણુયી પ્રિયા, 'ક્યમ ચુમે, જાણ્યું સખી તે' હતે. ૫

સ્નેહી.

---

## ત્રિમાસિકનું પાંચમું વર્ષ.

આ ત્રિમાસિક પોતાના જીવનનાં ૪ વર્ષ પુરાં કરી આજે પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે. એણે કોઈ પ્રકારની નાતની સેવા બજાવી છે કે નહીં અથવા પોતાનું અસ્તિત્વ કંઇક અંશે પણ સાર્થક કર્યું છે કે કેમ એનો ન્યાય કરવાનું કામ અમારૂં નથી. અમે તો માત્ર કર્ત્તવ્ય સમજીને આ કામ માથે લીધું છે અને યથાશક્તિ એ દ્વારા નાતની સેવા કરવાનો જે સુયોગ પ્રાપ્ત થયો છે તે અમારૂં મ્હોટું ભાગ્ય માનીયે છીએ.

( ૧ ) પત્રની શરૂઆતમાં એને ૩ વર્ષ એક પ્રયોગ તરીકે ચલાવવાનું માથે લેવામાં આવ્યું હતું એ ત્રણ વર્ષને બદલે ચાર વર્ષ તો એ ચાલ્યું પરન્તુ પોતે પોતાનું ગુજરાન નભાવી શકે એવી સ્થીતિએ તો હજી એ પુરેપુરૂં આવ્યું નથી. અને રીઝર્વ ફંડ લગભગ બધું જ ખલાસ થયા જેવું છે. એટલે પૈસા સંબંધી સ્થીતિમા હજી એ પ્રયોગ ફત્તેહમંદ થયો છે એમ નક્કી પણે કહી શકાય એવું નથી. છતાં આશા રાખીએ છીએ કે આ વર્ષની આખર સુધીમાં એની પૈસા સંબંધી હાલત સુધરવા પામશે. અને દરેક નાતભાઇ તથા બ્હેન એને ઘટતી મદદ કરવા ચૂકશે નહીં.

કહેવાની જરૂર નથી કે આ પત્ર ખાતે લવાજમ કે બક્ષિસમાં જે જે રકમો આવે છે તેમાંથી કોઇએ કમાવવાનો હેતુ રાખ્યો નથી. એની આવક એના જ સુધારા વધારામાં જાય છે અને ભવિષ્યમાં કદી વધારે આવક થશે તો પત્રને દ્વિમાસિક કે માસિક કરવા સુધી પણ અમારી ઇચ્છા છે. લવાજમની પહોંચો વખતોવખત પત્રમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે અને આવક જાવકનો ચોખ્ખો હિસાબ દર વર્ષે ગ્રાહકો તથા નાતનાં અન્ય માણસોના જાણવામાં આવે એ હેતુથી દર નવા વર્ષના પહેલા અંકમાં છાપવામાં આવે છે. ભવિષ્યમાં પણ આ રિવાજ ચાલુ રાખવામાં આવશે

( ૨ ) પૈસા સંબંધી હાલતમાં જે રડા પીટા છે તે બાદ કરતાં બીજી રીતે આ પ્રયોગમાં ફત્તેહ મળી હોય એમ લાગે છે. શરૂઆતમાં પત્રનું કદ ફક્ત ૩૨ પાનાનું રાખવામાં આવ્યું હતું તે ધીમે ધીમે વધારીને ૪૮ પાનાનું કરવામાં આવ્યું છે અને કોઈ કોઇ વાર તો ૫૨ કે ૫૬ પાનાં સુધી પણ લખાણો ભરવામાં આવે છે.

અત્યાર સુધી જે સોળ અંકો નીકળ્યા છે એમાં ઐતિહાસિક, સામાજીક—( આર્થિક, નૈતિક, સંસાર સુધારો ) તથા ધાર્મિક સુધારાના અનેક લેખો અનેક વિદ્વાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ પાસે લખાવરાવવા અમે ભાગ્યશાળી થયા છીએ. આપણે આપણા પોતાના દોષો પુરેપુરા જોવા શક્તિમાન્ થઇ શકતા નથી એમ સમજી **'અન્ય સજ્જનો આપણે માટે શું ધારે છે'** એ લેખમાળા ઉઘાડી છે અને અત્યાર સુધીમાં જે જે સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓએ એ લેખો લખ્યા છે એમનો ઉપકાર માનવાની આ તકે અમે રજા લઇએ છીએ. બીજું આપણી વર્તમાન સ્થીતિનો ખરો ખ્યાલ વસ્તીપત્રક તથા એને અંગે લખાયલા અન્ય લેખો ઉપરથી આપવા અને બીજા કેટલાક લેખોથી આપણા ન્હાના મ્હોટા અનેક દોષોનું તારતમ્ય કરવા તથા નાતની ઉન્નતિના નાના પ્રકારના માર્ગોનું સુચન કરવા પણ અમે બનતો પ્રયત્ન કર્યો છે. નાતનાં ન્હાનાં મ્હોટાં સ્ત્રી, પુરૂષ સર્વેની આ પત્ર પર મમતા બંધાઇ છે અને એના નવા અંકો નીકળવાની રાહ જ્યાં ત્યાં આતુરતાથી જોવાય છે. પરદેશમાં રેહેતા આપણા જ્ઞાતિ બંધુઓને તો એ બહુજ ઉપયોગનું લાગે છે અને લખવાની કદી ટેવ નહીં એવાં મ્હોટાં તેમ ન્હાનાં ઘણાં સ્ત્રી પુરૂષોને એણે લખતાં કર્યાં છે. નાતની બ્હાર પણ એણે કંઇક પ્રતિષ્ઠા મેળવી છે અને એની પદ્ધતિનું તથા એણે દોરેલા કર્તવ્ય પ્રદેશનું અન્ય નાતોનાં પત્રોમાં ક્યાંક ક્યાંક અનુકરણ થાય છે.

અત્યાર સુધીમાં ચર્ચાયલા મુખ્ય વિષયો નીચે પ્રમાણે છે:—

**ઐતિહાસિક— લેખો.**

(૧) **પ્રાચીન ક્ષત્રિયો:**—બુદ્ધનું જીવન ચરિત્ર.

(૨) **દંત કથાઓ:**—(૧) બ્રહ્મ ક્ષત્રિયો કાઠીયાવાડ, ગુજરાત, તથા દક્ષીણમાં આવ્યા તે બાબતની.

(૨) સુલેહશાંતી જાળવી રાખનાર આમોદના દેશાઈ.

(૩) લીંબડીના નાહના સાથ વિષેની.

(૪) ન્હાના ફડનવીસના વખતમાં આમોદના દેસાઈએ લીધેલી કુમાસદારી.

(૫) અલીણાના ક્ષત્રિયો સંબંધી કેટલીક જુના વખતની વાતો.

**(૩) એક જુનું માનપત્ર (૬)**

૪૦, ૫૦ વર્ષ ઉપરનું ભરૂચ. (૨) એક જુનો એકડો યાને ઠરાવ (૩)

**(૪) આપણી નાતનો ઇતિહાસ.**

**(૫) આપણી નાતના ઇતિહાસનાં સાધનો.**

**(૬) લોક ગીત**—(૧) બંદડાનું ગીત (૨) કન્યાને ત્યાં ગાવાનું ગીત. (૩) વરઘોડે ચ્હડે તે વખત ગાવાનું ગીત. (૪) ગોરી તે ડાબા પગનું ખાસડું.

(૫) ભડવાનું ગીત. ૧–૨ (૬) ઘરડીમા પનોતી હોય તેને રડવાનું.

**(૭) આપણી નાતમાં વપરાતા ખાસ શબ્દો.**

ગૌતમ બુદ્ધ જેવા પ્રાચીન માહાત્માઓનાં જીવનચરિત્રો આ પત્રમાં જે રીતે બુદ્ધનું ચરિત્ર લખાયું હતું એ રીતે લખાય તો કોઈ પણ પત્રને શોભા આપે અને વાચનારને ઉન્નત કર્યા વગર રેહેજ નહીં. પરન્તુ પ્રથમ વર્ષના પ્રથમ અંકમાં માત્ર બુદ્ધનું ચરિત્ર પ્રસિદ્ધ થયા પછી આવાં ચરિત્રો આપવા ધાર્યા છતાં આપી શકાયાં નથી. આશા છે કે બીજા એવાં ચરિત્રો ભવિષ્યમાં અમે પ્રસિદ્ધ કરવા સમર્થ થઇએ.

પ્રો. ઠાકોર જેવા ઇતિહાસના અભ્યાસીએ આપણી નાતનો ઇતિહાસ કેમ પ્રાપ્ત કરી શકાય એ બાબત જે ઉપયોગી સૂચનાઓ કરી છે તે ભવિષ્યના આપણી નાતના તેમ જ ગુજરાતની અન્ય નાતોના ઇતિહાસના શોધકોને બહુ ધ્યાન આપવા લાયક છે. એકદમ વેદકાળ કે પૌરાણિક કાળમાં કૂદી પડવા કરતાં ડગલે ડગલે પાછળ જવાની એમની સૂચના વધારે શાસ્ત્રીય અને પદ્ધતિસરની છે. અને અમે પણ એજ મુદ્દો ધ્યાનમાં રાખીને દંતકથાઓ, લોકગીતો, નાતમાં વપરાતા ખાસ શબ્દો વગેરે વિષયો આમાં વખતોવખત આપ્યા છે અને ભવિષ્યમાં બીજી દંતકથાઓ, વંશાવળીઓ, ચોપડાની તારીજો, જુનાં ખત તથા દસ્તાવેજો વગેરે જે જે ઇતિ-

હાસ પ્રાપ્ત કરવામાં અગત્યનાં સાધનો ગણાય છે તેને લગતી જો કંઇ માહિતી મળે તે પ્રસિદ્ધ કરવા મોકલવાની નાતના દરેક સજ્જનને આગ્રહ પૂર્વક ભલામણ કરીએ છીએ.

**જીવનચરિત્રોઃ**—પ્રાણલાલ શંભુલાલ; દયાશંકર બળવંતરાય મુનશી; વરજીરાય સાકરલાલ, કીરપારામ બાળમુકન્દદાસ; માણેકલાલ ગોકળભાઇ; સાકરલાલ શંભુલાલ; લક્ષ્મિરામ જમીયતરામ તથા ઉમેદરામ રણછોડદાસ.

ગયા અંકોમાં ઉપર પ્રમાણે જીવનચરિત્રો આપ્યાં છે એ મુજબ બોધ લેવા લાયક અને કંઇ પહેલાંના વખતનો ખ્યાલ આપવા લાયક અગત્યની વિગતો જે માહાશયોના ચરિત્રમાંથી નીકળી શકે એમ હશે તેમનાં ચરિત્રો હવે પછીના અંકોમાં આપીશું.

**વસ્તીપત્રકઃ**—જુદા જુદા ગામોમાં વસતી આપણી નાતનું સંપૂર્ણ વસ્તીપત્રક આ ત્રિમાસિક દ્વારા થયું છે તે વાંચ્યાથી આપણી નાતની વાસ્તવિક સ્થીતિનો ખરેખરો ખ્યાલ આવી શકશે. એ આંકડા અને એના ઉપર લખાયલા બીજા લેખો અમે પ્રસિદ્ધ કરી શકયા એ માટે અમને ઘણો સંતોષ થાય છે.

**સામાજીક સુધારણાના વિષયોઃ— આર્થિક નૈતિક અને સંસાર સુધારોઃ—** (૧) નાતના બંધારણ વિષે વિચાર (૨) શરીર સંપત્તિ (૩) નાતની ઉન્નતિ (કાવ્યો) (૪) બ્ર. ક્ષ. કોમની સ્ત્રીઓની સાંસારિક તથા શારીરિક સ્થીતિ અને તે સારી શી રીતે થઇ શકે (૫) મરણ સંબંધી હિન્દુ સંસારમાં ચાલતા રીતરીવાજો (૬) સ્ત્રી ઉન્નતિ (૭) સામાજીક કુશળતા (૮) અતિ ઉપયોગી બાબતમાં આપણી બેદરકારી (બે લેખો) (૯) જ્યુબીલી (૧૦) ચાહનો વધી ગયેલો ખપ અને તેનાથી થતું નુકસાન (૧૧) આપણા દેશની સામાજીક પ્રવૃત્તિઓ (૧૨) અમેરીકન ઘર સંસારનું ચિત્ર (૧૩) જાપાનમાં સ્ત્રીકેળવણી (૧૪) બે ચિત્રો (વિકટોરીયા અને હાલના જમાનાની ઇગ્રેજ છોકરી) (૧૫) સુવાવડ મંદવાડ અને મરણ (વાર્તા) (૧૬) વચન પળાયું કે (વાર્તા) (૧૭) કાન્તા (વાર્તા) (૧૮) આપણી સ્ત્રીઓની શારિરીક અવદશા અને તે સુધારવાના ઇલાજ (૧૯) જાપાનની ગૃહિણી (૨૦) યુરો-

પના દેશોમાં કન્યા કેળવણી (૨૧) આપણી હાલની સ્ત્રીઓની શારીરિક સ્થીતિ બગડવાનાં કારણો અને તે સુધારવાના ઉપાયો (૨૨) આપણી નાતની કેળવણીની ખામીઓ અને મુસ્કેલીઓ (૨૩) એક વિદુષિ બાઇએ આપણા દેશમાં શું જોયું? (૨૪) એક કઢંગો રીવાજ (૨૫) ચહા (૨૬) મુંબાઇ ખાતે અગવડ (૨૭) સન્નારીઓને બે બોલ. (૨૮) ઇંગ્રેજી કેળવણીની આપણી નાત ઉપર થયેલી અસર (૨૯) વિવિધ સંગ્રહ (અંક ૧ વર્ષ ૧) (૩૦) આપણામાં બાળલગ્ન (૩૧) અન્ય જ્ઞાતિ ખબર સંગ્રહ (૩૨) આપણી જ્ઞાતિની સ્થીતિનું અવલોકન (૩૩) સ્ત્રીઓને ઉપદેશ (૩૪) ટુચકા વર્ષ ૧–અંક–૪. (૩૫) વિવિધ વિષય વર્ષ ૨ અંક ૪ (૩૬) પુનર્લગ્ન સંબંધી લેખો (૩૭) પ્રાસંગિક નોંધો વર્ષ ૪. અંક ૨–૩. (૩૮) અમદાવાદની ક્ષત્રાણીઓની અરજી.

ઉપર મુજબ સામાજીક સુધારણાના લેખો છે એમાં અમુક વિષયો વિવાદગ્રસ્ત હોવાથી ભિન્ન ભિન્ન દષ્ટિ બિંદુથી એમની ચર્ચા આ પત્રમાં કરવાની યોજના રાખી છે. "ન્યાતના બંધારણ વિષે વિચાર" એ લેખ એ પ્રકારનો છે. "પુનર્લગ્ન" એ બીજો એવો ચર્ચાને માટે ખોલેલો વિષય છે. એ વિષયની દરેક બાજુનો બરોબર વાદવિવાદ થઇ રહેતાં અમે એની ચર્ચા બંધ કરીશું અને પછી બીજો કોઇ વિષય ચર્ચાને માટે ખોલીશું. આમાં અમારૂં કામ માત્ર જુબાનીઓ એકઠી કરવાનું રહેશે. છેલ્લો ન્યાય આપવાનું કામ વાચકોનું છે. એ સંબંધમાં દરેક વાચકને અમારી વિનંતી એટલી જ છે કે સત્યની શોધ કરનાર દરેક સમજુ માણસનો ધર્મ એ છે કે ગમે તેવી અણગમતી વાત હોય પણ પૂર્ણ સહનશીલતાથી અને ધીરજથી એ સાંભળવી.

બીજા કેટલાક વિષયો આ પત્રમાં એ રીતના લખાય છે કે જો કેવળ નાતહિતની દૃષ્ટિથી લખાયલા હોય અને કંઇક વિદ્વતાવાળા હોય તો જુના કે નવા વૃદ્ધ કે જુવાન ગમે તેના લેખોને એમાં સ્થાન મળે. અમને એમ લાગે છે કે આવી ગોઠવણથી જ પત્ર નાત સમસ્તનું વાજીંત્ર ગણી શકાય. એ કોઇ અમુક મતવાળાઓનું પત્ર નથી કે અમુક સિદ્ધાન્તોનાજ પ્રતિપાદન સારૂ ચલાવવામાં આવતું નથી. આથી એકાદ અંક જરા "ઉછાંછળા" વિચારોવાળો જણાય કે બીજો અંક "દસ્વી. પૂરાંના વિચારો" થી ભરપૂર માલમ પડે તો વાચકોને અમારી એટલીજ વિનંતી છે કે એ-

મણે એવા એકાદ અંક ઉપરથી અમારી કીંમત નહી કરતાં અમારું સમસ્ત કાર્ય નિષ્પક્ષપાતપણે પૂર્ણ ધીરજથી અવલોકવું.

ઉપર મુજબનું એનું 'પ્રજાસત્તાક' વલણ છતાં પત્રનો મુળ ઉદ્દેશ એને સ્વતંત્ર, ઉચ્ચ, ઉદાર અને શુદ્ધ વિચારોના સંસ્કારવાળું રાખવાનો છે. એ ઉદ્દેશ બહુ ઉંચો હોવાથી અને અમારી શક્તિ અલ્પ હોવાથી અમે યત્ કિંચીત્ પણ એ આદર્શ સાચવી શક્યા છીએ એમ કહેવાનો અમારો આશય નથી. પરન્તુ અમારી ઉમેદ એ નિશાને પહોંચવાનો યથાશક્તિ પ્રયત્ન કરવાની છે ખરી.

**ધર્મ**—(૧) સ્ત્રીઓની અંધશ્રદ્ધા. (૨) કુંદનનું ભાષણ (૩) (૪) માતાના કામમાં હાથ ઘાલવા વિષે બે બોલ (૫) સ્વધર્મ (૬) ધર્મક્રિયાઓ ગુજરાતીમાં થવાની જરૂર (૭) સ્ત્રી ધર્મ (૮) આપણી જ્ઞાતીના આચાર વિચારની વલણ.

ઉપરના આઠ વિષયો ધર્મ સંબંધી છે.

( ૪ ) આ ઉપરાંત પ્રાસંગિક લેખો ઘણા છે. કોન્ફરન્સો ઉપર લેખો, નાતના ખબરઅંતર, ચર્ચાપત્રો, ઇનામી જાહેર ખબરો વગેરે પરચુરણ લખાણ પણ ઘણું છે. ટુંકામાં ત્રિમાસિકદ્વારા નાતને ઉપયોગી એવું ઘણું સાહિત્ય તૈયાર થયું છે. છતાં અમે જાણીએ છીએ કે આ કામ દેશમાં જે ચોતરફ સાહિત્ય પ્રવૃત્તિઓ ચાલે છે અને દેશોદ્ધારના પ્રયત્નો થાય છે એમાં કંઇ હિસાબનું નથી. અને કદ ઉપરથી એનું માપ કરીએ તો તો ન્હાનાં છોકરાંની રમત જેવું લાગે છે; પરન્તુ વ્યક્તિઓનાં કુટુમ્બો બને છે, કુટુમ્બોની નાતો થાય છે અને નાતોની પ્રજા બને છે. એ પ્રજા સમસ્તના સુધારાના મહાન પ્રયત્નોનાં વ્યક્તિઓ, કુટુમ્બો, અને નાતોની સુધારણાના પ્રયત્નો એ ન્હાનાં ન્હાનાં પણ અગત્યનાં અંગો છે એમ અમારી માન્યતા હોવાથી જ અમે આ કાર્ય આદર્યું છે. એનાથી અમારામાં નાત તરફ ખોટું મમત્વ, અતડાઇ, મિથ્યા મ્હોટાઇનો દંભ કે સ્વાર્થીપણું ના વધતાં અમારી અંતર સુધારણા થાય, સર્વ નાતો તરફ ભ્રાતૃભાવ તથા પ્રેમ વધે અને દેશ સેવાની માહાપૂજાનાં સ્તોત્રોમાં અમારાં ઝીણાં પણ ખરા અંતઃકરણનાં ગુંજનોની મીલાવટ થઇ જાય એવી અમારી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે. અને છેવટની એ મહાન્ પિતા પ્રત્યે અમારી એટલી જ યાચના છે કે અમારો મુદ્રાલેખ અમારૂં ભવિષ્યનું કાર્ય કરવામાં અમને હર હમેશ સ્મરણમાં રહેઃ—

**" વાગીશા આપજો શક્તિ સત્ય શુદ્ધિ રતિ ધૃતિ**
**જ્ઞાન ઔદાર્ય નીતિનાં, વાવીએ બી મથી મથી ".**

## આપણી નાતના ધાર્મિક ગણાતા કેટલાએક રીતરિવાજો*

( રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. )

"Superstition is the serpant that crowls and hisses in every Eden and fastens its poisonous fangs in the hearts of men.

It is the deadliest foe of the human race.

*Superstition is a beggar, a robber, a tyrant.*

Science is a benefactor,
Superstition sheds blood.
Science sheds light."

વ્હેમરૂપી સર્પ દરેક ઇડન-સ્વર્ગોદ્યાનમાં રેહે છે અને ફુંફાડા મારે છે અને મનુષ્ય હૃદયમાં ત્હેના ઝેરી દાંત બેસાડે છે.

વ્હેમ મનુષ્યજાતનો કટ્ટો શત્રુ છે.

વ્હેમ ભીખારી છે, લુંટારો છે, જુલમી છે.

વિજ્ઞાન લાભદાયી છે
વ્હેમ લોહી રેડે છે
વિજ્ઞાન પ્રકાશ પ્રસરાવે છે.

પ્રમુખ સાહેબ અને મિત્રો,

આજના વિષય ઉપર બોલવાનો મ્હારો લેશ પણ અધિકાર છે નહિ. આ સંબંધિ મ્હેં કાંઇ પણ અભ્યાસ કર્યો નથી તેમ આ બાબતનો વિચાર પણ નથી કર્યો. વળી આ રીતરિવાજની ક્રિયા, પ્રક્રિયા યજ્ઞમાં હોમ પશુ પેઠે મ્હારા ઉપર અજમાવાઇ હશે ખરી, પણ ત્હેમાં કોઇ પણ રીતે હું સમજીને ભાગ લઇ શક્યો નથી; એટલે હું આ વિષય ઉપર બોલવા યોગ્ય નથી એમ આપ સર્વે સહજજ જોઇ શકશો.

પરંતુ આમોદમાં આપણી પરિષદ્ મળી હતી તે વખતે આજના જેવો કોઇક વિષય ચર્ચા માટે પસંદ કરવામાં આવ્યો હતો અને તે સંબંધી વિચાર કરવા વિદ્વાન અને વિચારશીલ ગૃહસ્થોની એક કમીટી પણ નીમવામાં આવી હતી. આ કમીટીના સેક્રેટરી શ્રી નરહરી કું. દેસાઇ એ સંબંધી બારીક અભ્યાસ કરે છે એમ સાંભળ્યામાં આવ્યું છે. આને પરિણામે આ સંબંધમાં આપણને વધુ જ્ઞાન મળશે એમ આશા રાખી શકાય.

---

* અમદાવાદની બ્રહ્મ. એસોસીએશનમાં અપાયલું ભાષણ થોડા ફેરફાર સાથે.

અમદાવાદની પરિષદે પણ આ વિષય ચર્ચા માટે રાખ્યો હતો પણ આ કમીટીના રિપોર્ટપરથી સુચના લઇ હાલ તરત તે પડતો મૂકવાનું ઠરાવ્યું હતું. બંન્ને પરિષદોની અંદર આ વિષય ચર્ચા માટે રાખવામાં આવ્યો તે વાતજ સાબિત કરી આપે છે કે તે હમણાં હમણાં ઘણું ધ્યાન ખેંચી રહ્યા છે. મ્હને પણ લાગે છે કે જો કે હું તો આ માટે અયોગ્ય છું પણ આ વિષયપરની ચર્ચા અનાવશ્યક નથી. અને તેથી સેવા ધર્મીના આશયથીજ ચર્ચા માટે આપ સમક્ષ આ વિષય ધરૂં છું.

આ વિષયના વિભાગ અને પેટા વિભાગ ઘણા થાય તેમ છે. પરંતુ આજે તો હું ઘણા બ્હોળા મુદ્દાઓ ઉપર જ બોલીશ.

આપણે બ્રહ્મક્ષત્રિય છીયે. બ્રહ્મશબ્દ આપણામાંના બ્રહ્મત્વને સૂચવે છે અને આપણને વૈદીક ક્રિયાઓના અધિકારી બનાવે છે. આર્યસમાજ અને બ્રહ્મસમાજના તથા વ્યક્તિસ્વાતંત્ર્યના આ કાળમાં બ્રહ્મત્વથી જ વૈદીક ક્રિયાના અધિકારી થવાય છે એ વાત કોઇને હસવા જેવી લાગશે, પરંતુ અસલથી વૈદીક ક્રિયાનો અધિકાર આપણને કેમ મળ્યો તે બતાવવા જ આ વાત અત્રે હું જણાવું છું. આ રીતે વૈદીક ક્રિયાઓ આપણામાં દાખલ થઇ ત્યાર પછી પુરાણના સમયમાંથી આપણે આવ્યા એટલે પૌરાણીક ક્રિયાઓ કરવાની પણ આપણામાં દાખલ થઇ ત્યાર પછી જેમ જેમ જુદા જુદા સમયોમાંથી આપણે પસાર થયા તેમ તેમ દેશકાળને અનુસરીને કેટલીએક ક્રિયાઓ તથા રીતરિવાજો આપણામાં દાખલ થયા. આ પ્રમાણે હાલમાં વૈદીક તેમજ પૌરાણીક તેમજ લૌકીક તથા બીજા અનેક રીતરિવાજો દાખલ થઇ ગયા છે. આ રિવાજો જ્હયારે દાખલ થયા હશે ત્યારે કદાચ ઘણા ગંબીર અને અર્થ સૂચક હશે. પરંતુ હાલમાં તો તે બધાં એવી સ્થીતિમાં આવી ગયાં છે કે આપણે Sentiment--કાલ્પનિક લાગણીને દૂર રાખી નિષ્પક્ષપાતપણે વિચાર કરી શું તો તે તરફ કાંતો આપણને તિરસ્કાર ઉત્પન્ન થશે યાતો આપણી અક્કલ ઉપર આપણને જ હસવું આવશે.

કોઇ કદાચ કહેશે કે આ રિવાજો આમને આમ ચાલ્યા જાય છે ત્હેમાં હરકત શી છે. નકામા આપણા વડીલ વર્ગની લાગણી શા માટે દુખાવવી જોઇયે.

ભાઇયો ! હું ત્હમને ખાત્રીથી કહું છું કે વડીલ વર્ગની લાગણી દુખવવાનું કામ કરતાં મ્હને કોઇનાએ કરતા ઓછું દુઃખ લાગશે નહિ. હું ઉદ્ધતપણાની કદી પણ હિમાયત કરતો નથી. આમન્યા હોય તે સારૂં છે એમ હું પણ માનું છું પરંતુ ભાઇયો આમન્યાને પણ હદ છે. કેટલીક-

વાર સિદ્ધાંતને માટે એનો ભોગ પણ આપવો પડે. આખા જનસમાજને અથવા નાત સમૂહમાં દષ્ટાંત રૂપ થવા માટે વડીલની લાગણી દુખવવાનો પ્રસંગ પણ કોઇવાર આવી જાય. આવા પ્રસંગોએ વૃદ્ધ પિતા કે પિતામહને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને વિનય પૂર્વક કહેવું કે મને ક્ષમા કરો. આપની આમન્યા હું કદી પણ તોડું તેવો નથી પણ આ મ્હારી અંગતવાત છે, અને મ્હારા સિદ્ધાંતની વિરૂદ્ધ છે, માટે આમાં તો હું કહું છું તેમ થવાદો. હું જાણું છું કે આ કરવું સ્હેલ નથી. આમાં અનેક પ્રશ્ન ઉત્પન્ન થાય તેમ છે. માબાપ પ્રત્યેનો પ્રેમ આપણી લાગણી તથા ત્હેમનો સ્વભાવ બધાનો વિચાર કરવાનો છે. પરંતુ દૃઢમન રાખીને આપણે આપણા સિદ્ધાંત પાળવા પ્રયત્ન કરવા જોઇએ. હિંદુ શાસ્ત્રમાં કહે છે કેઃ—**प्राप्तेतु षोडषे वर्षे पुत्रं मित्र समाचरेत्।** સોળ વર્ષનો પુત્ર થયા પછી ત્હેને મિત્ર જેવો ગણવો એટલે કે દરેક વાતમાં ત્હેનો અભિપ્રાય પૂછવો. ઇંગ્રેજી કાયદામાં પણ અઢાર અને એકવીસ વર્ષે છોકરો પ્રૂખ્ત વયનો ગણાય છે. તો પછી આપણા ગૃહ સંસારના વિષયોમાં તે ઉમ્મરના ભણેલા ગણેલા છોકરાનો અભિપ્રાય ન પૂછવો એટલું જ નહિ, પણ તે કહેવા આવે તો ઉલટો ત્હેને દબાવી દેવો અને તે છતાંએ એ પોતાનાં સિદ્ધાંત છોડવા ના પાડે તો ત્હેના ઉપર ખોટું લગાડવું અને ત્હેને આમન્યાહીન કહેવો એ તો અન્યાય જ છે-જૂલમ છે. Social tyranny છે. આ ઉપરાંત આપણે આપણા મનમાં કાંઇક માન્યતા ધરાવતા હોઇયે અને બ્હાર વર્તન જૂદુ જ કરવું તે આપણી નાતને છેતરવા જેવું છે. આપણા લોકોનો આ એક મ્હોટો દોષ છે. અને તે દૂર કરવા માટે પણ આ રિવાજો એમને એમ ના ચલાવ્યા કરવા જોઇએ.

આ સિદ્ધાંતના પ્રશ્ન પછી બીજો સવાલ વ્હેમ સંબંધી ઉભો થાય છે. હાલમાં લગભગ દરેક રિવાજ વ્હેમથી ઘેરાયલો છે કારણ કે દરેક રિવાજ કોઇ દેવ કે માતાની આજ્ઞાથી જ કરવામાં આવે છે, અને જો ત્હેમાં કાંઇ ફેરફાર કરવામાં આવે તો માતાજીને અવશ્ય કુકુ પડે, અને આપણું અનિષ્ટ થાય એવા વ્હેમો આપણામાં-મૂખ્યત્વે કરી સ્ત્રી વર્ગમાં-પ્રચલિત છે. વળી આમાં વાંધો પડતા માતાજી શી શીક્ષા કરશે તે પણ કહેવાય નહિ. કદાચ જ્હેના સંબંધમાં ક્રિયા કરવાની હોય ત્હેને ખોડખાંપણ આવે અથવા જીવ પણ જાય. કદાચ ત્હેના માતા કે પિતામાંથી પણ કોઇને ખોડ આવે અથવા જીવ જાય અથવા પૈસો જાય કે રોગ ઘર કરે. આમ મરજી પડે તેમ માતાજી સજા કરી દે એમ માન્યતા છે. આ પ્રસંગે આપને હું

એક જ પ્રશ્ન કરીશ કે ગૃહસ્થો ! આવી માન્યતા રાખવી તે માતા તરફ પ્રેમ સૂચવે છે ! એ માતાજીમાં શ્રદ્ધા બતાવે છે ? આપણી ધ્યાનમાં જે વાત ન ઉતરતી હોય તે ખુલ્લા મનથી કબુલ કરી આપણી ઇશ્વર દત્ત બુદ્ધિ પ્રમાણે વિચાર કરી, સિદ્ધાંતો બાંધી પ્રમાણીકપણે તદનુસાર વર્તન કરવું તે ધર્મ છે કે આવા વ્હેમો રાખવા ને ધર્મ છે ?

ગૃહસ્થો રા. મણીભાઇ અજીતરાયના શબ્દોમાં કહું તો માતા કાંઇ Autocratic Czar નથી. માનુષી કાયદામાં પણ ગુન્હા પ્રમાણે સજા છે તો દેવીમાં તોઃઆ પ્રમાણ વધારે સારી રીતે સચવાયલું હોવું જોઇયે. આવા વ્હેમી લોકો તો દેવને નિરર્થક લાંછન લગાડે છે. તેઓ શ્રદ્ધાવાન નથી, તેઓ ભક્ત નથી, તેઓ ધાર્મિક નથી, તેઓ તો ફક્ત દેવના નિંદકનું કામ સારે છે.

આ પ્રમાણે અનેક જાતના વ્હેમ ભરાઇ ગયલા છે તે દૂર કરવા માટે પણ આ રીતરિવાજો બંધ કરવાનું કે ત્હેમને સુધારવાનું કામ હાથમાં લેવું જોઇયે. આવા વ્હેમથી ઘણા ગેરફાયદા છે તે તમે જાણો છો. વ્હેમ ઘણા દરદનું મૂળ છે અને વ્હેમનું ઓસડ કાંઇ નથી. વ્હેમી સ્વભાવ જ્હેનો પડી જાય છે ત્હેની જાતને ઘણું દુઃખ પડે છે. અને નબળા મનવાળાને અનેક માનસિક વ્યાધિઓ થાય છે.

વળી આ વ્હેમના પડદા પાછળ રહીને હિંદુશાસ્ત્રમાં સ્હમજાવાયલો કર્મનો મહાન સિદ્ધાંત વિસારી મૂકવામાં આવે છે. પોતાનું કાંઈ અનિષ્ટ થાય તો તે પોતાના જ કર્મને આભારી છે એમ નહિ ગણતાં કોઇ દેવ કે દેવીના મગજના વિચિત્ર ફાંટાનું તે પરિણામ છે એમ માન્યતા ચાલે છે. પોતાને અપચો થયો હોય તો તે ભારે ખોરાક વધારે પ્રમાણમાં ખાધાને લીધે છે એમ નહિ ગણતા તે બધુ દેવ દેવીને માથે ઢોળી પાડવામાં આવે છે. શીતળા, કોગળીયું કે મરકીના ઉપદ્રવ વખતે ઘણીવાર રોગના ઉપચાર નહિં કરતા, મનુષ્યે બનાવેલાં દેવ દેવીયો મનુષ્યની માફક જ ખુશામતથી કે ભેટથી મનાઇ જતા હશે એમ અજ્ઞાનથી ધારીને, તે પ્રમાણે વર્તવામાં આવે છે. એક પ્રખ્યાત મહાપુરૂષ જણાવે છે કે આ ભેટ સોગાત તથા ખુશામત અને બ્રહ્મભોજન પાછળ જેટલો પૈસો ખર્ચાય છે તેટલો જો દવાદારૂ પાછળ ખર્ચાતો હોય તો આપણા દેશનું મરણ પ્રમાણ અડધું થઇ જાય. માતાજી આપણું અનિષ્ટ તાકે જ નહિ. પળ પળમાં રીસાય જ નહિ એમ દૃઢપણે માની વ્હેમ માત્ર દૂર કરવા જોઇયે.

સિદ્ધાંત સંબંધી અને વ્હેમ વિષે વિચાર કર્યા પછી ત્રીજો સવાલ સમયનો આવે છે. ઘણાએ નકામા અને ફક્ત લૌકીકજ રિવાજ પાછળ

આપણે આપણા સમયનો ભોગ આપવો પડે છે. હમણા હમણા આપણો પુરૂષવર્ગ કાળની કીમ્મત સ્હમઝતો થયો છે; પરંતુ આ એરોપ્લેનના તથા વાયરલેસ અને વીજળીની શક્તિના સમયમાં આપણો સ્ત્રીવર્ગ તો ભરબપોરે પધારીને દહિંની કે શેર શેર શાકની ઘેરે ઘેર ફરી વહેંચણુ કરવામાં કેટલોએ કાળ ગાળે છે ત્હેનો હીસાબ થઇ શકે તેમ નથી. આખા હિંદમાં હવે જ્યારે વિદ્યાની ઉત્ક્રાન્તિનો સમય આવી પહોંચ્યો છે, તેવા વખતમાં આવા આવા નિરર્થક રિવાજોમાં કાળ વ્યય કરવો તે આપણી અવનતિ સૂચકજ છે. કોપીબુકોની અંદર તેમજ કહેવતો રૂપે વખતની કીમ્મત સ્હમજનારા વાક્યો આપણે ઘણાય સાંભળીયે છીયે, પરંતુ આપણા વ્યવહારમાં આ વાક્યોમાં અપાયલી શીખામણો આપણે ધ્યાનમાં ન રાખી શકીયે તો પછી ત્હેનો ઉપયોગ શો ? ન્હાનાં છોકરાં પણ આ ઉપરથી ધડો લેશે કે મ્હોટાઓ બીજાને શીખામણ દે છે ને પ્રમાણે પોતેજ વર્તતા નથી. માટે કંઇ નહિ તો આ કાળનો નિરર્થક વ્યય થતો અટકાવવા ખાતર પણ, ધર્મને બ્હાને ચાલતા, અથવા રૂઢીથી જડ ઘાલી બેઠેલા ઘણા રિવાજો આપણે નિર્મૂળ કરવા જોઇયે.

આ બાબતમાં હવે જે વધુ પ્રશ્ન ઉત્પન્ન થાય છે તે કદાચ કેટલાએક આર્યસંતાનોને જડવાદી પ્રશ્ન લાગશે. આપણા આત્મસંતોષી આર્ય પૂર્વજોના કેટલાએક વંશજોને તે ઘણી સંકુચિત વૃત્તિનો લાગશે. પરંતુ ગૃહસ્થો ! આપણે જડવાદના સમયમાં રહીયે છીયે. આપણું હાલનું વાતાવરણ પણ જડવાદી જ છે. જડવાદના ચુસ્ત સેવકો આપણા ઉપર રાજ્ય ચલાવે છે. જડવાદીયોએ કરેલી જડવાદ વિષયે પરત્વેની મહાન શોધો આપણે જોઇ છે–સાંભળી છે અને ઘણીનો તો લાભ પણ લઇયે છીયે–અને હજી વધુ લાભ લેવાની આશા રાખીયે છીયે. આ સ્થિતિનો વિચાર કર્યા પછી કોઇ પણ સ્હમજુ મનુષ્ય આ જડવાદને પાપવાદ કે અધઃપતન સૂચક વાદ કહે તે મ્હને તો ઠીક લાગતું નથી. માટે જ સઘળી બાબતોનો વિચાર કરતી વખતે આ જડવાદી બાબત પણ મ્હેં આપ સમક્ષ ધરી છે. ક્રમમાં એ છેલ્લી મૂકાઇ છે તે ઉપરથી એ ઓછી ઉપયોગી છે એમ ન જાણવું. ગૃહસ્થો આ જડવાદી પ્રશ્ન તે પૈસા સંબંધીનો છે. ઘણાય ધાર્મિક રીતરિવાજો અને ઢોંગસોંગમાં આપણે પુષ્કળ પૈસો ખરચી નાંખીયે છીયે. નાણાનો કેવો અને કેટલો બધો સારો ઉપયોગ થઈ શકે તેમ છે તે કોઇથી અજાણ્યું નથી. વળી હાલનો સમય પણ આર્થિક સંકડામણનો છે. તો આવા વખતમાં આમ નિરર્થક પૈસો ખરચી નાંખવો યોગ્ય ગણાશે નહિ. "વસંત"

માં પ્રો. ધ્રુવનાં કહેવા પ્રમાણે આત્મા અને શરીરના રૂધીરને ભોગે એકઠો કરેલો પૈસો આમ વગર વિચારે ઉડાવી દેવો જોઇયે નહિ. એટલે કે પેટે પાટા બાંધીને સચવાયલો, ગંદા અને આરોગ્ય શાસ્ત્રના નિયમો ભંગ કરી બંધાયલા ઘરોમાં પડી રહીને બચાવાયલો, તથા જ્ઞાન મેળવી, બુદ્ધિનો વિકાસ કરી, આત્માને ઉન્નત કરવાને બદલે ફક્ત ટાણાટચકાને પ્રસંગે જ વાપરવા જાળવી રાખેલો પૈસો, શરીર તથા આત્માના રૂધીરથી રંગાયલો જ કહી શકાય. આનો વ્યય વગર વિચારે અલાભકારી કાર્યોમાં કરવો તે ડહાપણ નથી. પાછલા એક ભાષણમાં રા. વૈકુંઠરાય અલમકુલાએ જણાવ્યું હતું કે ધાર્મિક રીતરિવાજ પાછળ આપણી નાતમાંથી દરવર્ષે આશરે સાત આઠ હજાર રૂપીઆ ખર્ચાઇ જાય છે. આ કાંઇ ન્હાની રકમ નથી. આપણું અતિ ઉપયોગી ટ્રસ્ટફંડ દશ વર્ષમાં વીસ હજાર રૂપીયાની રકમ પણ એકઠી કરી શક્યું નથી. કેળવણી ફંડમાં પણ પાંચસેની વાર્ષિક આવક કરતા દમ નિકળી જાય છે, તો રીતરિવાજ પાછળ થતા ખર્ચને કાંઇક બીજુ રૂપ આપવું જ જોઇયે. ગૃહસ્થો ! આ પ્રમાણે આ રીતરિવાજોમાં ભારે ફેરફાર કરવાની તરફેણમાં આપ સમક્ષ હું નીચેના મુદ્દાઓ ધરૂં છું.

(૧) તેઓ આપણા અમૂક સિદ્ધાંતોની આડે આવે છે. (૨) તેઓ વ્હેમનો વધારો કરે છે. (૩) તે ધર્મનું સાચું સ્વરૂપ ભુલાવી દેવની નિંદા કરાવે છે. (૪) ત્હેમાં સમયનો નિરર્થક વ્યય ઘણો થાય છે. (૫) ત્હેમાં પૈસાનો ઘણો દુરઉપયોગ થાય છે.

આ સંબંધમાં આટલું કહ્યા પછી આ રીત રિવાજોની કેટલીએક વિગતો—જે આપ સર્વ સારી રીતે જાણતા હશો—તે જણાવીશ. આ બાબતને હું પૂરતો ઇન્સાફ આપી શકીશ નહિ એમ મ્હને ઘણો ભય રહે છે, કારણ કે એ વિષેનું મ્હારૂં જ્ઞાન અપૂર્ણ છે. છતાંએ જે થોડી ઘણી વિગે જાણું છું તે હું કહીશ અને આપ જોશો કે તે બધા હસવા જેવી અને કેટલીએક તો તીરસ્કાર ઉત્પન્ન કરે તવી છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે શરૂઆતના સમયમાં જ જ્હારે મનુષ્યની બુદ્ધિ હાલની ઉત્ક્રાંતિને પામી ન્હોતી ત્હારે દરેક જાતિમાં, દરેક પ્રજામાં, દરેક દેશમાં, ઘણા ગંભીર પ્રસંગો, ગહન વિષયો, ન સ્હમજાય એવી કુદરતની ગતીયો, વગેરે મનુષ્યના મન ઉપર ઘણી જ અસર કરતાં હતા. ગ્રીક લોકના તથા મહાભારતના સમયના કેટલાએક રીત રિવાજો અને દેવ દેવીઓમાં ઘણું સરખાપણું માલુમ પડી આવે છે. આનું કારણ મનુષ્ય સ્વભાવનું સરખાપણું જ છે. આ ન્યાયે જ જીવનના ઘણા અગત્યના અને મુખ્યમુખ્ય પ્રસંગે દરેક બ્રહ્મક્ષત્રીયને પણ અનેક વૈદીક કે પૌરાણીક,

શાસ્ત્રીય કે લૌકીક સંસ્કારોમાંથી પસાર થવાનું છે. પરંતુ હવે બન્યું છે એમ કે આપણાં મન ફર્યાં છે. સમય ફર્યો છે. રાજ્ય બદલાયું છે. આ દર્શોમાં ઉથલપાથલ થવા માંડી છે. ટુંકામાં સઘળું વાતાવરણ બદલાવા માંડયું છે, તે છતાં એ આપણા સંસ્કારોની રીતો તથા રિવાજોમાં અને કામમાં જોઇયે તેટલો ફેરફાર થયો નથી. આમ હોવાથી ઘણું અજબ જેવું મિશ્રણ ઉભું થયું છે. એ દૂર કરવાનો સમય આવી પ્હોંચ્યો છે અને આપણા **ભવિષ્ય માટે આપણે યુવકોએ અત્યારથી જ વિચાર કરવા શરૂ કરવું જોઇયે.**

આ સંસ્કારોમાંના મુખ્ય આપણે અનુક્રમે જોઇશું.

પ્રથમ ગર્ભાધાન અથવા સીમંતનો પ્રસંગ લઇયે. આમાં આપણી નાતમાં જમણવાર તથા ગાદીયે બેસવા સંબંધી ઘણું કહેવાનું નથી. અને તેમ નજ હોવું જોઇયે કારણ કે જ્યારે આ રિવાજ દાખલ થયા હશે ત્યારે સ્ત્રી તથા પુરૂષો એમાંજ ઘણો આનંદ માનતા હશે. પ્રથમ ગર્ભાધાનનો પ્રસંગ સાધારણ મનુષ્યના મન ઉપર અસર કરે ત્હેમાં નવાઈ નથી. આ આનંદ પ્રદર્શીત કરવાનો માર્ગ એમણે ત્હેમના સમયને અનુકૂળ રીતે લીધો. હવે દેશકાળ ફર્યા છે એટલે એ રીતો પણ ફરવીજ જોઇયે. ત્હેમાં વાંધો લેવાવો ન જોઇયે તથા વ્હેમ પણ ન રાખવા જોઇયે. આ પ્રસંગે કાંઇક ધાર્મીક ક્રીયાઓ પણ થાય છે ખરી પરંતુ તે વિષે મ્હને કાંઈ ખબર નથી એટલે હું તે અન્ય ગૃહસ્થ માટે રહેવા દઉછું. પરંતુ કેટલાએક રિવાજો ઘણા ક્રૂર છે. આમોદના પંચબૈયાના કુળમાં આ પ્રસંગે એવો રિવાજ છે કે આઠમાના ચોકને દિવસે સીમંતવાળી સ્ત્રી તથા ત્હેનો પતિ સુતા હોય ત્યારે રાત્રે કસાઇ આવીને તરતના મારેલા બકરાને ત્હેમના ઉપર લટકાવે છે. આ રિવાજ ઘણો હાનિકારક છે. આ પ્રસંગે ખાસ પોચા થયલા મનવાળી સ્ત્રી આવો ન જોવાય તેવો દેખાવ જુવે તો પરિણામ ભયંકર આવે. કદાચ ગર્ભને ઇજા પહોંચે અથવા તો ત્હેને પોતાને હાનિ થાય. આવા દાખલા પણ મોજુદ છે. માટે આવા આવા કાંઇ રિવાજો રહ્યા હોય તે સર્વને એકદમ વિના વ્હેમે દૂર કરવા જોઇયે.

આ પછી બોટણનો-નામાભિધાનનો-પ્રસંગ ખાસ ધ્યાન ખેંચે છે. બાળકને કાંઇક નામ આપવું સંસારમાં ત્હેનું વ્યક્તિત્વ સૂચવવું એ પણ એક ખાસ પ્રસંગ છે. વળી તે સાથે ખીર ચટાડે છે તે પણ સૂચક છે. જનેતાનું ધાવણ મુકી તે હવે આગળ વધવા યોગ્ય ગણાય. ધરતી માતાનું બાળક થાય. એટલે ધાન્ય ખાતું થાય એમ તેથી સૂચવાય છે. પરંતુ કેટલેએક ઠેકાણે દાખલા તરિખે અલીણાના દેસાઇઓમાં બોટણ અલીણે જ-

ઇનેજ કરવાનું હોય છે. પણ એટલા માટે પૈસા ખરચી માથાકુટ કરવાનું કોઇ યોગ્ય ધારતું નથી. એટલે જ્યારે બીજું કાંઇ ટાંણું હોય ત્યારેજ તે રાખવામાં આવે છે. અને આ વખતે પણ તે ખાસ્સા પાંચેક વર્ષના બાળકને દરેકે દરેક બારીક વિગત કરાવે છે. ઝોળીપોળી કરે છે ને ખીર પણ ચટાડે છે. આનો અર્થ શો ? આતો મૂળભાવ બદલાઈ ભવાઇ થાય છે. આપણે ટાણું ઠેલીયે તેથી સૃષ્ટીનો ક્રમ કાંઈ બંધ થતો નથી. બાળક તો મ્હોટું થાય છે અને પ્રસંગ પણ ચાલ્યો જાય છે. ઘણાયે આવાં બાળક ઝોળીપોળી વખતે ખૂબ હીંચોળવાનું કહે છે અને ખાસ્સો મ્હોટો વાડકો ભરી દૂધપાક ઉડાવી જાય છે. આપ સર્વે વિચારો કે આમાં હવે શો અર્થ રહ્યો છે. આવી ભવાઇ થાય તે કરતાં એ તદન બંધ થાય તેમાંજ આપણી શોભા છે. એમાં વ્હેમ રાખવો નહિ. માંતાજીને કુદ્રુ પડવાનું હોત તો બોટણ ઠેલાયું તે વખતે જ પડ્યું હોત.

આ પછી ચોલ્યાવિધાનનો પ્રસંગ આવે છે. આ વખતે બાળકના વાળ લેવડાવવાના હોય છે. આથી એમ સૂચવાય છે કે તે બાળક મટી છોકરો થયો છે. આ પ્રસંગે નિશાળ ગયણું થાય છે તે પણ સૂચક છે, પરંતુ ગુજરાતી બીજી ચોપડી ભણતા બાળકને નવેસરથી નિશાળે બેસાડવો તે શું ? વળી કેટલાએકને તો જુદે ગામ જઇને અથવા તો અમદાવાદમાં જુદે જુદે સ્થળે જઇ આ કરવાનું હોય છે. આમાં મ્હેને તો કાંઈ અર્થ લાગતો નથી. ધર્મ એક, અવિચળ અને શાશ્વત જ હોય છે. ધર્મ બે હોઈ શકે જ નહિ. માટે આ બધા જુદા જુદા પ્રકાર નિરર્થક જ છે. કોઇક કાળે કાંઇક કારણને લઇને કોઇયે તેમ કર્યું હોય તો તે કારણ નષ્ટ થયા પછી પણ તેના કુળવાળાઓએ એમ કર્યે જ જવું તે અકલવંતનું કામ નથી. માટે આ બધાંને બુદ્ધિ માન્ય કરે એવા કોઈ ધોરણ ઉપર મુકવાં જોઇયે.

વળી આપણામાં કેટલેએક ઠેકાણે છોકરીયોનું મુડણ કરવાનો રિવાજ છે. કોઈ કુટુંબોમાં તો તપેલા ઉપર અસ્ત્રો ફેરવી માતાજીને સ્હમઝાવી દેવામાં આવે છે. પણ હજી ઘણે ઠેકાણે આ રીત ચાલુ છે. કેટલેક ઠેકાણે ફક્ત મ્હોટી છોકરીને જ બોડે છે ને પછીનીને એમનેએમ જવા દે છે શું માતાજીને સ્હાં પણ મ્હોટી ન્હાનીનો ભેદ જોવાનો હશે ? ન્હાનીને માફ ને મ્હોટીને મુડવાની ? આપ સર્વે એમાં કાંઇ અર્થ જુવો છો ? જો ન જોતા હોતો આ રિવાજને તિલાંજલી આપતા શા માટે વિલંબ કરવો જોઇયે ? ગૃહસ્થો ! માતાજીનું તો નામ જ છે. આ તો લૌકીક રિવાજ છે. ડોશીશાસ્ત્રના રિવાજ છે. આપણી આગળ વધેલી નાતે આ રિવાજ તોડી પાડવામાં દૃઢતા દેખાડવી જોઇયે.

આ પછી યજ્ઞોપવિત ધારણ કરવાનો પ્રસંગ આવે છે. બ્રાહ્મણોના સોળ સંસ્કારમાંનો આ એક મૂખ્ય છે; તે સાથે પ્હેલાના વખતમાં સૂચક પણ હશે. બાલ્યાવસ્થામાંથી બ્હાર આવી વિદ્યાર્થી અવસ્થામાં આ વખતે છોકરો પ્રવેશ કરે છે. ત્હેને બ્રહ્મચર્યની દિક્ષા આપવામાં આવે છે, ધર્મનો બોધ દેવાય છે અને ગુરૂના કબજામાં માબાપથી વિયોગ કરાવી સોંપવામાં આવે છે. આ એક ઘણોજ ઉન્નતિ સાધક પ્રસંગ છે. પણ હાલમાં ત્હેની સ્થિતિ કેવા છે તે તપાસો. ગુરૂના હવાલામાં સોંપવાનો વિદ્યાર્થી અંગ્રેજી પાંચમું ધોરણ ભણતો હોય છે. બ્રહ્મચર્યની દિક્ષા લેનારનો વિવાહ થઇ ચુકેલો હોય છે. અને સાસ્રરેથી સોનાની જનોઈ લેવાનો તો લ્હાવો ગણાય છે. ધર્મનો બોધ દેનારો પુરોહિત ગાયત્રીનું ઉચ્ચારણ બરોબર કરી શકતો નથી. આ ક્રીયાની છાપ જ્હેનું જનોઇ દેવાનું છે ત્હેના મનપર એવી તો સરસ પડે છે કે પુરા ત્રણ દિવસ પણ તે જનોઈ સાચવતો નથી. ગૃહસ્થો! આ વખતે પણ ફારસ કેવું ભજવાય છે! બડવો શો હોડાવવો, માથું બોડુ કરી હાથમાં દંડ ઝાલી, કસબી પીતામ્બર શું પ્હેરવું, મામાએ પકડવા શું જવું. આ બધું શું છે? દરેક વિગત કાંઇકિ મહાભારત પ્રસંગની સૂચક હશે પણ હવે સૂચકત્વ ગયું છે. હવે તો નાટકજ રહ્યું છે.

આજ કરવાની ક્રીયા સાથે પંદર વર્ષ પછી કરવાની ક્રીયા જોડી દેવામાં આવે છે. આમ છે, ત્યારે તો હવે ત્હેમાં એકદમ સુધારો શા માટે કરવામાં નથી આવતો? આવા સૂચક પ્રસંગને પડતો મૂકવા મન ન થતું હોય તો ત્હેમાં સમયને અનુકૂળ સુધારો એકદમ કરવો જોઇયે. આમને આમ ચાલે ત્હેમાં આપણી શોભા નથી. નકામું ખર્ચ કરીયે છીયે અને કીમતી કાળનો ભોગ આપી નાટક ભજવીયે છીયે.

આ પ્રસંગે એક બીજી વાત મ્હારે આપની સમક્ષ ધરવાની છે. ઉપર જણાવેલા સઘળા પ્રસંગોએ અલીણાના દેસાઇયોને અલીણે જવાનું છે. અસલ તો અલીણે જ બધાનો વાસ હતો અને કોઇકિ જ બીજે ગામ વસતું એટલે આવે પ્રસંગે પોતાને ગામ જાય ત્હેમાં નવાઇ નહિ. હાલમાં પણ આપણે મુંબાઇ, કલકત્તે વસતા હોઇયે તો ટાણેટચકે આપણે ગામ જવાનું મન થાય. પરંતુ કોઈ ગામમાં પેઢીયોની પેઢીયો થઇ જાય, ઘરબાર વસાવાય, વગવસીલો બંધાય, ઓળખાણ પીછાન થાય ત્યાં ટાણુ ન કરતાં જ્હાં વાહનની સગવડ નથી, સરસામાન મળતો નથી, ઘરબારનું ઠેકાણું નથી; એવે ગામ શા માટે જવું જોઇયે? અલીણે આગગાડી નથી તેથી સીમંત પ્રસંગે ગર્ભવાળી સ્ત્રીને ગાડામાં ઘાલી લઇ જવી તે જોખમકારક છે. ચોમાસામાં રસ્તામાં પાણી એટલાં ભરાય છે કે માટલા મૂકીને તરવું પડે છે.

વળી હમણાંજ થયલી લુંટની વાત આપણે સાંભળી છે. ટાણાને પ્રસંગે સ્ત્રીઓ પાસે ઘરેણા લૂગડાં હોય, ત્હેમને લઇને ત્હાં જવું ઘણું ભયકારક છે. ભાઇયો! આપણે સર્વે જાણીયે છીયે કે દેવ દેવીયો તો સર્વ વ્યાપક છે. એક ઠેકાણે હોય ને બીજે ના હોય તે બને જ નહિ. એ તો આસપાસના માણસોએ ઘાલી દીધેલા વ્હેમ છે. આ વ્હેમ દૂર કરો અને કરાવો. હાલમાં જે અલીણાનો આટલો બધો પ્રચાર છે તે પુરૂષ વર્ગની બેદરકારીને લીધે જ છે. તેઓમાંના ઘણા આ બાબત પૂર્ણ રીતે સ્હમજે છે પણ તે તરફ લક્ષ આપતા જ નથી. તેઓ ડીગ્રીઓ ધરાવનારા છે, ધર્મ સુધારકો પણ છે. રાજકીય બાબતોમાં સત્તા સમાન ગણાતા છે, પણ આ ઘર સંસારની બાબતો તરફ દુર્લક્ષી છે. જો તેઓ સ્હેજ પણ ધ્યાન આપે ને સ્ત્રી વર્ગને સ્હમઝાવવાની જરા પણ માથાકૂટ કરે તો ઘણા સુધારા થઇ શકે. કેટલાક કહે છે કે એ બ્હાને વતન સચવાય છે. તો સાહેબ, વતન સાચવવા માટે સ્ત્રી તથા બાળકોને લેઇને અનેક અગવડો અને જોખમ શા માટે ખેડવા જોઇયે? વતન સાચવવું હોય તો એક મરદ બે ત્રણ દિવસ શું ન જઇ શકે? શામાટે નહિ? અને જો ન જ જાય તો તેનું વતન જવું જ જોઈયે. શિક્ષા થવી જોઇયે. કેટલાએક એમ કહે છે કે હું પહેલ ન કરૂં. સૌ એમ કહેશે તો પહેલ કરશે કોણ? કોઇકે તો પહેલ કરવીજ પડશે. આમાં ઘણાની શાંત સંમતિ તો છે જ, અને ન હોય તો પણ આવા સુધારાની વાતમાં Least resistance નો રસ્તો કાંઇ હમેશ લાભદાઈ નથી. કેટલીએક વાતમાં સામાન્ય લોક મતથી વિરૂદ્ધ વર્તન પણ કરી બતાવવું જોઇયે પણ આમાં તો એવું કાંઇ નથી. ફક્ત વ્હેમ વેગળા કરી બેદરકારી દૂર કરી પગલાં ભરવાના છે.

આ પછી જે અગત્યની બાબત આપણું ધ્યાન ખેંચે છે તે લગ્ન છે. આપણા હિંદુ શાસ્ત્રમાં લગ્ન એ એક ધાર્મિક કાર્ય છે. ખ્રીસ્તી તથા મુસલમાનની માફક Civil contract નથી. આમ હોવાથી આપણામાં લગ્નની ગંભીરતા ઘણી જ વધી જાય છે. પણ આપણામાં હાલમાં પ્રચલિત લગ્નક્રિયા જોવાથી કોઇનાએ મનમાં લેશ પણ ગંભીરતા આવે છે કે કેમ તે સંશય ગ્રસ્ત છે. આપણે જે જુદા જુદા સમયોમાંથી પસાર થયા છીએ તે સઘળાની છાપ લગ્નની ગંભીર ક્રિયા ઉપર પડેલી છે. વૈદિક કે પૌરાણીક, શાસ્ત્રીય કે લૌકિક ઘણા ઘણા રિવાજોનું સંમિશ્રણ આ પ્રસંગે થયેલું આપણે જોઇએ છીએ. કાંઇક મચ્છવેધ-કન્યાહરણ-મુસલમાની કપડાં-સાળાનો માર-હોમવેદી-આ બધું જુદા જુદા સમયમાં આપણામાં દાખલ ગઈ ગયેલું છે. હું ધારૂં છું કે હવે એવો સમય આવી પહોંચ્યો છે કે આ સંમિશ્રણ-

માંથી સ્મરણ કરી ધર્મના પાયા ઉપર રચાયલી, અને દેશકાળને અનુસરી દાખલ થયલી, એ બંને ક્રિયાઓને જુદી પાડીને લગ્નની આખી ક્રિયાને હાલના સમયને અનુસરીને ગોઠવવી જોઇયે. એની મેળે થોડા ઘણા ફેરફાર તો એમાં થઈ જ ગયા છે. સાકર ખાવાનું અને ઓળાઝોળા પ્રથમ જુદા હતા તે એક થઇ ગયાં છે. ચાર દિવસના લગ્નને બદલે બે દિવસના લગ્ન થઇ ગયાં છે. બીજા પણ કેટલાએક ફેરફાર થયા છે. આ ઉપરથી સાબીત થાય છે કે બધાને આ ક્રીયા આ યુગને અનુસરતી લાગતી નથી અને તે સુધારવાની સઘળાની વૃત્તિ છે જ. વળી સુધારાઓ દાખલ થવાથી કોઇ દેવદેવીયો રૂઠયા નથી અને તે ઉપરથી એમ કહી શકાય કે આગળ વધી વધુ સુધારા કરીશું તો દેવદેવીયોને તો કાંઇ પણ વાંધો નથી.

ગૃહસ્થો! આ ક્રીયામાં ધર્મ અને રૂઢીનું મિશ્રણ સજડ થઇ ગયું છે. આપણા લોકોમાં રૂઢીનું બળ ઘણું જ સખ્ત છે. ધાર્મિક ક્રીયા કદાચ બરોબર ન થાય તો ચાલે પણ રૂઢીમાંથી રજ પણ ન ચુકવું જોઇયે. પછી તે રૂઢી ગમે તેવી હાસ્યજનક હોય તોપણ શું થઈ ગયું!! વિધવા વિવાહ સંબંધી શાસ્ત્રીય આધાર મેળવવા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે શાસ્ત્રોનું ઘણું મથન કર્યું. કારણ કે ત્હેમનું ધારવું એમ હતું કે ભારતવર્ષના લોકો ધાર્મિક વૃત્તિના છે, અને ધર્મનું પ્રમાણ આવશે તો તેઓ ત્હેમને અરૂચતી વાત પણ માન્ય કરતા અચકાશે નહિ. અંતે તેઓ ધાર્મિક આધાર મેળવી શકયા તો પણ વિધવા વિવાહવાળાને તે વખતે કાંઇ પણ ફાયદો થયો નહિ. કારણ કે વિદ્યાસાગર પોતાની ગણત્રીમાં ચૂક્યા હતા. આર્યાવર્ત રૂઢીના બંધનમાં જ જકડાયલું છે. હીતકર વાતોમાં પણ રૂઢી વિરૂદ્ધ વર્તતાં તે આનાકાની કરશે. ધર્મ ડુબતો હશે તોપણ રૂઢીને નહિ છોડે. આપણામાંજ દાખલા જુવો. મરણ સમયે રોવુ કુટવુ નહિ એમ દરેક શાસ્ત્ર કહે છે. મંદરે મંદિરે તે કહેવાય છે. ઘણે ઘેર ગરૂડપુરાણ બેસે છે ત્હેમાં પણ એમ જ લખ્યું છે. તોપણ આ ધર્મના આધારને નહિ ગણકારતાં ઘણીજ ધર્મચુસ્ત ગણાતી સ્ત્રીઓ પણ કુટવા દોડી જાય છે. કારણ રૂઢી છે. બીજો આવો દાખલો સીમંત વખતના જમણવારનો છે. શાસ્ત્રમાં તે જમવાની ચોખ્ખી ના છે પરંતુ આપણા લોક રૂઢીના બંધનમાં છે. કાંઇક વાતોમાં ધર્મના બ્હાના કાઢે તે સાંભળશો નહિ. ધર્મમાં કોઇપણ જાતનું મૂર્ખાપણું હોય જ નહિ. એ બધું તો રૂઢીમાં જ હોય. ધર્મના નામ હેઠળ આવા ઘણાયે તોસ્તાન ચાલે છે તે બધાની તપાસ કરી ત્હેમને ઉતાવળે મરણ શરણ કરી દેવા જાઇયે...

લગ્ન વખતે આવાં ઘણાં તોસ્તાન ચાલે છે. તણી છાપવી તે શું છે? અર્જુને મત્સ્યવેધ કર્યો ત્હેના સ્મરણાર્થે તે થતું હોય તે સંભવિત છે. તો,

હું કહીશ કે ધન્ય છે આપણા આર્યાવર્તના લોકોને કે હજારો વર્ષ થયાં ડગલુંએ વધવા આપણે ના પાડી છે!! જે રામપાત્ર શ્રી રામચંદ્રજીના વખતમાં હશે તે જ આપણા વખતમાં પણ છે. અને જે મચ્છવેધ અર્જુનના સમયમાં થયો હેનો અપભ્રંશ થયલો આભાસ પણ તણી છાપતી વખતે આપણે જાળવી રાખ્યો છે. ખરેખર, આપણે બધા ભદ્રંભદ્રનું જીવત વૃત્તાંત જે મહાપુરૂષને અર્પણ થયું છે તે પગી અમથા કાળાના સગોત્રીયોજ છીયે. આ સિવાય આવા બીજા પણ ઘણા રિવાજો છે; પરંતુ આપ સર્વે તે બધા સારી રીતે જાણો છો એટલે આપનો અમૂલ્ય સમય નિરર્થક નહિ રોકું. પરંતુ શખરણુની માણુ તો કાઢી નાંખવી એવો બધાનો મત જણાયો તો પણ તેમ કરવામાં નથી આવ્યું તે ઘણું શોચનીય છે. સ્ત્રી વર્ગને સ્હમઝાવશો તો જ આ સ્થિતિ અટકશે.

અત્યાર સુધી તો આપણે સંસ્કાર માટે જે ધર્મકાર્ય અને ટાણાં કરવામાં આવે છે તેજ તપાસ્યા, પરંતુ તે ઉપરાંત બીજા ઘણાયે ધાર્મિક રીતરિવાજો છે. પરણ્યા પછી કન્યાને વાઠડો પૂજવાનો ને કરવડો પૂજવાનો હોય છે પણ તે બધુ હવે સસક રહ્યું નથી. કોઇક ઠેકાણે થતું પણ નથી તો સમૂળગું નિર્મૂળ કેમ ન થવું જોઇયે? ઘણી ધાર્મિક, વ્હેમ સાથે જકડાયલી માન્યતાઓ પણ આપણામાં ઘણી ચાલે છે. વરતવરતુલા તથા દેવદર્શન યંત્રની માફક બુદ્ધીથી વિચાર્યા વિના થયે જ જાય છે, એ બધાપર વિવેચન કરતા લંબાણ ઘણું થાય માટે થોડાક ઉપર ઉપરથીજ આપણે જોઇશું.

કેટલાએક એમ કહે છે કે આપણા રિવાજો આરોગ્ય શાસ્ત્રપર રચાયલા છે. મ્હને પણ હેમાં કોઇક સત્ય જેવું લાગે છે. પરંતુ અસલ તે કયા ધોરણપર રચાયલા હતા તે તપાસ્યા કરતાં હાલ તે કેમ પળાય છે તે જોવું વધુ જરૂરનું છે. અગીયારશ, ચોથ, પૂનેમ, સોમવાર વિ. હાલ કેમ પળાય છે? બીજે દિવસે એકાદશી હોય માટે દશમે રાત્રે દાબીને ખાવું, અગીયારશે દરરોજનો સમય ચૂકાવી ઉંદું મોડું ફરાળ કરવું, બટાકા, દહિં વગેરે વાયડી ચીજોનો ભાર રોજ કરતા વધારે તથા ગજા ઉપરાંત ભરવો, સોમવારે રોજનો ટંક ચૂકાવી એક વખત જ ખાવું તે વખતે મિષ્ટાન્ન ઉડાવી પેટમાં એક ટંકે દોઢો ભાર ભરવો. આ બધું શું આરોગ્ય શાસ્ત્રને અનુસરીને છે? આપણી ધાર્મિક બાબતોમાંથી ધર્મજ જતો રહ્યો છે ને ફક્ત રૂઢીનુંજ ખોખું રહી ગયું છે. આ બધા વરતમાં હું તો કાંઇ અર્થ જોતો નથી. મ્હારૂં કહેવું એમ નથી કે તહેવારો દૂર કરી આપણું જીવન જે દુખીનો છે જ હેને શુષ્ક બનાવવું. ઋતુને અનુસરતા તહેવાર આવેછે તે યોગ્ય રીતે પળાતા હોય તો તેથી જીવનમાં ઉત્સાહ

આવે;' અને એમાં કોઇને પણ વાંધો હોય નહિ. આ રોજના વરત તો બ્રાહ્મણોએ સ્વાર્થથી જોડી કાઢેલા લાગે છે. વ્રતરાજ નામે પુસ્તક આવે છે ત્હેમાં જોયું હોય તો સોળે તીથીને સાતેવારના વરત નીકળે, આ બધું ધર્મને અંગે છે એમ કોણ કહેશે ! આરોગ્ય શાસ્ત્રપર રચાયલા રિવાજનો બીજો દાખલો ઋતુ કાળ વખતની સ્ત્રીનો છે. હાલના દાક્તરો આ સ્ત્રીને આરામ લેવાનું અને એવું બીજુ કહે છે ત્હેને અનુસરતો રિવાજ આભડછેટનો છે. પરંતુ આપણી નાતના એક આધેરબાઈ કહેતા હતા કે હવેની છોકરીઓએ આ રિવાજ બગાડયા છે. અમે તો અભડાતા ત્યારે હાંગર ખાંડવાનું ને એવું કામ કાઢતા. આરામ લેવો–આસાયેશ લેવી એ તો બધા વ્હેમ છે. ભાઇયો ! ત્હમે જુવો છો કે આરોગ્યશાસ્ત્ર ઉપર રચાયલા રિવાજોની આ શી દશા થઇ છે. કોઇ અભડાયલી બાઇને સ્હેજ લુગડું અડક્યું હોય તે આપણે ન્હાઇએ નહિ તો આપણા ઉપર પીસ્તાલ પડે છે. આમ કરવાનો આ સ્ત્રીઓનો હક્ક છે ? જે કારણથી આભળછેટ પાળવાની હતી તે તો ત્હેમણે દૂર કર્યા પછી તે પળાવવાનો તેમને શો અધિકાર છે ? મ્હારૂં કહેવું એમ છે કે જો કારણો રહમઝાવી ત્હેના ઉપાયો લઇ શકાતા હોય તો નકામાં વ્હેમ ઉભા કરીને શો લાભ ? સ્હેજ લૂગડાની કોર અડકી હશે ને ન્હાવામાં શીથિલતા થઇ હશે તો કેટલીએ આર્ય બાળાઓએ જીવ બાળ્યા હશે. પોતે મહાપાપ કર્યું છે એમ ધારી કેટલોએ પસ્તાવો કર્યો હશે ? વળી જો આ સ્થિતિમાં ત્હેમનાં શરીર બગડયા હશે તો ચાકરી કરવા અડકતાંએ શો અચકાશે: અને ચાર દિવસ તો ચાલતા સુધી એ સ્થિતિમાંજ રહેવા દેશે. સુવાવડ વખતે પણ આવા વ્હેમો ઘણું નુકશાન કરે છે.

આ રિવાજો હવે જીવ વગરના દેહ જેવા રહ્યા છે. આપણી પાસે તો હવે મૃત શરીરજ રહ્યું છે.

અંદરનો આત્મા તો ઉડી ગયો છે. મુદ્દો વિસરાઇ ગયો છે. ફક્ત વ્હેમ રહી ગયા છે. માટે આમાં અવશ્ય ઉતાવળે સુધારો થવાની જરૂર છે.

ગૃહસ્થો ! આજનું કહેવાનું પૂરૂં થયું છે. બીજું આવું ઘણુંયે હશે અને છે પણ ખરૂં. અત્રે થોડું કહ્યું છે તે ઘણું કરી માની લેજો. કોઇની લાગણી દુખવવાનો આમાં મ્હારો હેતુ નથી. પરંતુ હાલમાં પ્રચલિત રિવાજો જોતાં મ્હારી લાગણી દુખાય છે ત્હેના જ આ ઉદ્દગારો છે. આપણા વડીલો ઉપર તેઓ શક્તિમાન છતાં બેદરકાર રહ્યાનો આપણે આરોપ મૂકીયે છીએ. પરંતુ એ આક્ષેપ આપણા ઉપર ના આવે તે આપણે તપાસવાનું છે. યુવક વર્ગે અત્યારથી ચર્ચા શરૂ કરી, તે ચાલુ રાખી, વડીલ

વર્ગને સાંભળી હેમના કથનને બુદ્ધિની દૃષ્ટિએ ઘટતું વજન આપી આગળ વધવાનું છે. જ્ઞાનનો કાંઇક આસ્વાદ ચાખેલા અને બુદ્ધિમાન હોવાનો દાવો કરતા આપણી નાતના લોકો આમ ન કરે તો હેમનામાં અને બીજા તદન સામાન્ય મનુષ્યમાં ફેર શો? આપને ખબર હશે કેઃ—

हंसःश्वेतः बकःश्वेतः को भेदो बक हंसयोः।
नीरक्षीर विभागो न हंसोहंसः बकोबकः॥

હંસ પણ સફેદ છે બગલું પણ તેવું છે તો બેમાં ફેર શો? તો કહે છે કે દુધ પાણી એકઠાં હોય તેમાંથી દૂધ કાઢી જુદુ કરે તેજ હંસ. તેમજ વ્હેમ અને ધર્મનો ખીચડો થયો છે હેમાંથી ધર્મનું તારણ કરી વ્હેમ જુદો પાડી દૂર કરીયે તોજ આપણે વિદ્યાનું સાર્થક કર્યું કહેવાય, બુદ્ધિનો ઉપયોગ કર્યો ગણાય, નહિ તો ધીક્કાર છે આપણા જ્ઞાન તથા બુદ્ધિ ઉપર.

## શ્રી હિંગુલાપુરાણ* અને આપણી નાતની પ્રાચીનતા.

૧

૧. આ ત્રિમાસિકના છેલ્લા ( એપ્રિલ ૧૯૧૧ ના ) અંકમાં પૃ. ૪૫ મે નીચેનાં વાક્યો છેઃ—

" એ હિંગુલાપુરાણ તરફ મારૂં * * * ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. * * * મેં પ્રો. બળવંતરાય ઠાકોરને તે સંબંધમાં પૂછ્યું હતું. એમણે જણાવ્યું હતું કે ખખ્ખરની નાતના કચ્છી ખત્રીઓએ એ પુરાણ હમણાં જ લખાવેલું છે. એને ઇતિહાસનો ટેકો નથી, તેમ એની બીનાઓ સત્ય માનવાનો આધાર નથી. "

આ પ્રમાણે મારા નામથી ફેલાવવામાં આવતી વાતમાં સમઝફેર હોવાથી એ મહત્વના વિષયને લગતા મારા અભિપ્રાય કારણો સહિત જણાવવા રજા લઉં છું

૨. આ હિંગુલાપુરાણનો કે એ જે મોટા પુરાણનો એક ભાગ ગણાય છે તે સ્કંદપુરાણનો મૂલ સંસ્કૃત ગ્રંથ ( લખેલો કે છાપેલો ) મારા જોવામાં આવેલો નથી. સ્કંદપુરાણનો બીજો કોઇ ભાગ પણ મૂલ કે તરજુમા રૂપે મારા જોવામાં આવેલો નથી. પણ તેથી શું? સ્કંદપુરાણ છે એ જાણીતી વાત છે. તેના એક ભાગ તરીકે આ હિંગુલાપુરાણ હોય એ અસંભવિત નથી. અને આ તરજુમા વિષે કહી શકાય છે કે એ

* શ્રી સ્કંદ પુરાણાંતર્ગત શ્રી હિંગુલા પુરાણ. ભાષાંતર કર્તા-છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી. પ્રસિદ્ધ કર્તા-હીરજી પ્રભાશંકર. સને ૧૯૦૫. કીંમત રૂ ૩.

એકંદરે સારો અને ભરોસો રાખવા લાયક છે, તથા એ તરજુમા ઉપરથી પણ મૂલને વિષે અનુમાન કરવામાં હરકત જેવું નથી.

૩. માર્કંડેય પુરાણમાંના ચંડીપાઠ (સપ્તશતી) માં મધુ, કૈટભ, મહિષ, શુંભ, અને નિશુંભ નામના અસુરોના દેવીએ કરેલા વધનાં આખ્યાનો છે એ જાણીતું છે. આ હિંગુલાપુરાણના પ્રથમ પ્રવાહ (અધ્યાય ૧ થી ૬૪) માં મધુ, કૈટભ, અને મહિષના વધનાં આખ્યાનો છે, તે એ ચંડીપાઠનાં આખ્યાનો ઉપરથી જ વધારે વિસ્તારીને ઉપજાવેલાં જણાય છે. એટલે એ કારણથી આ પુરાણ એ સપ્તશતીના કરતાં મોડું રચાએલું ગણવું ઘટે છે. તેરમા અધ્યાયમાં પુરાણોની જે ગણતરી આપેલી છે તે પણ ગ્રંથને અર્વાચીન ઠરાવે એવી છે. બીજાં આખ્યાનો, વિષયોની પસંદગી, ભાષા, વગેરે ગ્રંથનાં સર્વ આંતર લક્ષણો અર્વાચીનતા—છેક આધુનિકતા—ની જ સાક્ષી પૂરે એવાં છે.

૪. સારસ્વત બ્રાહ્મણો, અને બ્રહ્મક્ષત્ર, ભણસાળી, પુષ્કરણા, ભાટિયા, તથા લુહાણાની ઉત્પત્તિનો ભાગ તેમ જ હિંગુલા માતા, હિંગુલ તીર્થ, હિંગુલ પ્રદેશ આદિના માહાત્મ્યનો ભાગ આ ગ્રંથના બીજા પ્રવાહ (અધ્યાય ૬૫ થી ૮૭) માં છે. એ ભાગ પ્રથમ પ્રવાહ કરતાં પણ વધારે અર્વાચીન ગણવો પડે એવો છે. આખ્યાનો, ભાષા, વગેરે આંતર લક્ષણોમાં આ પ્રવાહ પ્રથમ પ્રવાહથી જુદો પડી આવે છે, અને વધારે અર્વાચીન જ જણાય છે.

પૃષ્ઠ ૨૯૧ માં નીચે પ્રમાણેનું વૃક્ષ આપેલું છેઃ—




● ભાટિઆઓની ઉત્પત્તિ અને એમના ઇતિહાસ વિષે એ કોમમાં ચાલતી દંતકથાઓ માટે મથુરાદાસ લવજીએ આજથી પાંત્રીસેક વર્ષ ઉપર પ્રસિદ્ધ કરેલી ભાટિયા કુલકથાની ચોપડી જોવી.

આ વૃક્ષ અનેક રીતે વિચિત્ર છે. કાઠી, વાઘેર, મેરને રાજપૂતની પંક્તિમાં બેસાડનારને કોઇ પણ રાજપૂત, મરાઠાઓને રાજપૂત અને કાઠીની પંક્તિમાં બેસાડનારને કોઇ પણ રાજપૂત કે કાઠી, તેમ જ બ્રહ્મક્ષત્રિયોને શસ્ત્ર ધરનારાની પંક્તિમાંથી બાતલ કરનારને તથા શસ્ત્ર ધરનારાઓ કરતાં નીચી પંક્તિમાં મુકનારને કોઇ પણ બ્રહ્મક્ષત્રિય, પ્રમાણ તરીકે સ્વીકારે નહીં એ ઉઘાડું છે. વળી સ્વતંત્ર મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજીએ ભાટોને સંતોષીને મોગલો સામે વધારેમાં વધારે વેર રાખનાર અને રાજપૂતોમાં વિશુદ્ધ અને શ્રેષ્ઠ એવા ચિતોડના રાણાઓની ઓલાદમાં પોતાના પૂર્વજનું નામ દાખલ કરાવ્યું, અને પંડિત ગર્ગાચાર્યને કાશીથી નિમંત્રીને અને સંતોષીને પોતે તથા પુત્ર સાથે જનોઇ પહેર્યું, એ હકીકત હિંદના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. શિવાજીના સમય પહેલાં કોઇ મરાઠાએ દ્વિજન્મ ક્ષત્રિયમાં ગણાવા ઇચ્છા કરી હોય અગર કોઇએ પણ મરાઠાઓને ક્ષત્રિયોમાં ગણ્યા હોય એવો પુરાવો નથી.: તાત્પર્ય કે મરાઠાઓને ક્ષત્રિયોમાં ગણતો આ ૮૬ મો અધ્યાય શિવાજીના સમય પછી, એટલે કે ઇસવી સત્તરમા સૈકા પછી જ રચાએલો હોવો જોઇએ. અને ગ્રંથનો આ ભાગ તપાસતાં એમ પણ જણાય છે કે તેનો કર્તા (૧) જેસલમેરના ભટ્ટિ રાજાઓની ઉત્પત્તિથી બીન વાકેફ છે, (૨) સિંધ, કચ્છ, અને કાઠિયાવાડના કેટલાક ભાગથી વાકેફ છે ખરો તોપણ રજપૂત અને કાઠીઓના પોતાની કોમ વિષેના મનોભાવથી કેવલ બીનવાકેફ છે, (૩) અને વળી આ ગ્રંથ રચવામાં તેનો એક મુખ્ય ગુપ્ત હેતુ ભણસાળીઓની પાયરી જેમ બને તેમ ઉંચી જણાવવાનો તથા લુહાણાઓને કંઇક ઉતારી પાડવાનો હોવો જોઇએ એમ પણ કહી શકાય છે.

૬. કચ્છના ખખ્ખા ખતરીઓને આ પુસ્તકમાં બ્રહ્મક્ષત્રિયો કહ્યા છે. એ ખતરીઓમાંનાં કેટલાંક કુટુંબો મુંબાઇ આવીને વસેલાં છે. એમનામાં મરહુમ રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર એક જાણીતા પુરૂષ થઇ ગયા. એમણે કચ્છના ગેઝેટીયરમાં અને ઇતિહાસમાં પોતાની કોમને બ્રહ્મક્ષત્રિય કહેલી છે. અને આપણી નાતના મરહુમ ધીરજલાલ મથુરાદાસ, પ્રાણલાલ મથુરાદાસ, અનુપરામ જમિયતરામ, હરિલાલ અંબાશંકર, દયાશંકર જીવનલાલ, ભગવાનલાલ સંપતરામ, પ્રાણલાલ શંભુલાલ, અને મારા પિતાજીના સંસર્ગમાં એઓ આવેલા; તથા એઓ વારંવાર આગ્રહ કરતા કે " તમે અમે મૂલ એક છીએ, તો ચાલો આ આગગાડીઓ અને આગબોટોની સુગમ મુસાફરીના જમાનામાં પાછા એક

થઇ જાંઇએ;" પણ ઉમેરવાની જરૂર નથી કે એમના દાવાને ઉપર ગણાંવેલામાંના કોઇએ જરા પણ વજન આપેલું નહીં.

૭. હવે આપણી પ્રાચીનતાનો વિચાર કરીએ. ઇતિહાસમાં ધીમે ધીમે જેમ જેમ પુરાવા મળતા જાય તેમ તેમ હાલના સમયથી ડગલે ડગલે પાછલા સમયમાં જવું જોઇએ. એકદમ છલંગ મારીને પરશુરામની દંતકથાને વળગવાથી કશું વળતું નથી. અત્યારે આપણી પાસે ભરોસો રાખવા લાયક એક જ પુરાવો તૈયાર જેવો છે, અને તે આપણી વંશાવલીઓ પૂરો પાડે છે. આપણામાં અત્યારે પણ વીશ બાવીશ લાંબી વંશાવલિઓ હોવી જોઇએ એમ ધારૂં છું; પણ આ મોટી સંખ્યા હૈદ્રાબાદ, જુનાગઢ, લીંમડી, વગેરે આપણા નિવાસનાં સર્વ સ્થળોને એકઠાં લઇને તેમ આપણા પુરોહિતોને પણ અંદર લઇને મુકું છું. આ વીશ બાવીશમાંની છસાત મારા જોવામાં આવેલી છે, તે સર્વ લગભગ એક સરખી લાંબી છે. એટલું જ નહીં પણ તેમાંથી બે **શ્રીમદ્વલ્લભાચાર્યના સમય સુધી જાય છે એ ચોક્કસ છે. શ્રીમદ્વલ્લભાચાર્યે સ્વહસ્તે શિષ્યો કર્યા તેમાં રા. રા. નરસીલાલ રેવાદાસજીના કુટુંબના મુળ પુરૂષ હતા અને તેમનાં ગોરાણી તથા એ ગોરાણીના બે નહાની વયના પુત્રો હતા.** આ પ્રમાણે પ્રથમ પરમ વૈષ્ણવોમાં ગુજરાતના બીજા બ્રહ્મક્ષત્રિયોનાં પણ નામ છે, પણ તેઓના વંશજો અત્યારે કોણ તે હજી શોધવાનું છે. જેટલી મળે એટલી જૂની વંશાવલિઓ એકઠી કરીને અન્યોન્ય મેળવવાથી કદાચ આ ચારસો વર્ષની જૂની વિગત હજી પણ હાથ આવે એવો સંભવ છે.

૮. શ્રીમદ્ વલ્લભાચાર્યે ગુજરાતમાં સ્વહસ્તે કરેલા વૈષ્ણવોમાં આપણી નાતના કેટલાક હતા એ ચોક્કસ ઐતિહાસિક બનાવ આપણામાંના ઘણાના જાણવામાં છે, તથાપિ એ ઉપરથી જે અનુમાનો નિઃસંશય નીકળી આવે છે તે તરફ કોઇનું હજી સુધી ધ્યાન ગએલું જણાયું નથી. જો ગએલું હોત તો ટોડરમલ્લ આપણી નાતનો, એણે ગુજરાતની મહેસૂલની વ્યવસ્થા કરી ત્યારે આપણને એણે ગુજરાતમાં મોકલ્યા અને દેસાઇગીરી અને મજમુદારી આપ્યાં, એ વગેરે જે દંતકથા આપણામાં ચાલે છે તેને કોઇ એક ક્ષણ પણ સાંભળે નહીં. કેમ કે ટોડરમલ્લે ગુજરાતની મહેસૂલની વ્યવસ્થા કરી ઇ. સ. ૧૫૮૦ ના અરસામાં. જો આપણે એ અરસામાં ગુજરાતમાં પ્રથમ આવ્યા, તો એ પહેલાં આપણું ગુજરાતમાં અસ્તિત્વ હોઇ જ શકે નહીં. અને એથી ઉલટું જો આપણે એ સમય પહેલાંના ગુજ-

રાતમાં છીએ એ વાત ચોક્કસ હોય તો આ દંતકથા ખોટી અને ભ્રમ ઉત્પન્ન કરનારી જ ઠરે. હવે શ્રીમદ્ વલ્લભાચાર્યનો સમય એટલે **વિક્રમ સંવતના સોળમા સૈકાનો મધ્ય ભાગ** ( જુઓ મરહુમ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ કૃત વલ્લભચરિત્ર )—ઇ. સ. ૧૪૭૦ થી ૧૫૨૦ નો સમય–બાબરના પાણીપતના વિજય પહેલાંનો સમય—અમદાવાદના સુલતાનોનો સમય. વળી વલ્લભાચાર્યે કરેલા એ બ્રહ્મક્ષત્રિય વૈષ્ણવો જાગીરદારો, જમીનદારો, અને દેશમાં આગેવાન પુરુષો તરીકે નોંધાયા છે. એટલે કે ગુજરાતમાંનો આપણો નિવાસ અને જાગીરદાર, જમીનદાર, વતનદાર, તરીકેનો આપણો જમીન સાથેનો સંબંધ વલ્લભાચાર્યના સમયથી જ શરૂ થયો એમ નહીં પણ એ કરતાં વધારે જૂનો હોવો જોઇએ. અને અકબરે ઈ. સ. ૧૫૮૦ ના અરસામાં ગુજરાતની મહેસૂલની વ્યવસ્થા કરી ત્યારે આપણી જાગીરો અને જમીનો આપણા હાથમાં એવી સ્થિર અને લાંબા ભોગવટાની જણાઇ કે એક શાણા વ્યવસ્થાપક તરીકે એણે factum valet ના મહા નિયમને માન આપીને આપણું આપણી પાસે રહેવા દીધું એટલું જ નહીં પણ તેને અંગે આપણને દેસાઇગીરી અને મજમુદારીની સત્તાઓ તેમ જ ફરજો પણ ઉમેરી આપી* વલ્લભાચાર્યે આપણામાંના કેટલાકને સ્વહસ્તે આપેલી દીક્ષા, અને અકબરે આપણામાંના કેટલાકને આપેલી દેસાઇગીરી અને મજમુદારીઃ એ બંને ચોક્કસ ઐતિહાસિક બનાવો છે તો એ બેનો સમન્વય આ રીતે જ ઘટી શકે.

૯. ત્યારે ઇસ. ૧૫૦૦ કે તે *પહેલાંના આપણે ગુજરાતમાં વસેલા* છીએ. પણ એટલી લુખ્ખી જ હકીકતથી સંતોષ ન માનતાં આપણે એ ચારસો વર્ષના અરસાનો આપણી નાતનો બને તેટલો ઇતિહાસ મેળવવાના પ્રયાસ કરવા જોઈએ. આ માટેનાં સાધનોના ચાર વર્ગ પાડી શકાય.

(૧.) આપણાં દેસાઇ અને મજમુદાર કુટુંબો પાસે હતાં તે દસ્તાવેજો તેમ જ ભરૂચ, સુરત, અમદાવાદ આદિના કાજીઓ વગેરે પાસે હતાં

* ટોડરમલ્લને મેળવી લેવાના હેતુથી તે વખતના આપણા લોકોએ " અમે તો તમારી જ નાતના છીએ, મૂળ પંજાબથી જ આવેલા છીએ," એ પ્રમાણે કહ્યું હોય, અને ટોડરમલ્લે બે પાંચ પંજાબી કુટુંબોને અહીં મોકલ્યાં હોય, જેમણે આપણે સ્વીકારી લીધાં હોય, તથા પંજાબીઓને સ્વીકારવાની આપણી પ્રથા તેમજ આ આખી દંતકથા આ મુજબ ઉત્પન્ન થઇ હોય તો કોણ જાણે ! પણ આ સવાત્રણસો વર્ષ ઉપરની વાતનું સંતોષકારક નિરાકરણ થઇ શકે એવા વિશ્વસનીય પુરાવાની અત્યારે હવે આશા જ ક્યાંથી.

તે દસ્તાવેજો સરકારમાં ગયાં છે. એમાંના જે જળવાયાં હોય તે પરવાનગી માગીને તપાસવાનો ઉદ્યોગ કરવો જોઈએ.

(૨.) વીશા, દશા, અને પુરોહિતો પાસે મળીને હજી બીજા સંખ્યાબંધ નહાનાં મોટાં દસ્તાવેજો આપણી પાસે છે. ગિરો ખતો, વેચાણ ખતો, ભાગ વહેંચ્યાની ફારકતીઓ, પેશવાઇ, મોગલાઇ, અને સુલતાની સમયના કાગળો ફરમાનો આદિ જે કંઇ હોય તે એકઠું કરીએ અને સાલ વાર ગોઠવીએ તો તેમાંથી આપણે ઘણું અગત્યનું જાણી શકીએ. આમાં આપણા અજ્ઞાનની અને અજ્ઞાનના ફરજંદ અવિશ્વાસની બહુ મોટી અડચણ આવે છે. કોઇ પોતાના જૂના કાગળ જોતું નથી, જુએ છે તો વાંચી શકતું નથી, અને વાંચી શકે કે નહીં પણ બીજા કોઇને બતાવતું જ નથી. ખરૂં જોતાં સાડ પોણોસો વર્ષ પહેલાંના કાગળો હવે એક ઇતિહાસ (અને ભાષાના) શોધક શિવાય બીજા કોઈને પણ શા કામના છે જે? આપણે આપણી કેળવણી અને પ્રગતિનાં બણગાં ફુંકીએ છીએ, અને ફુલાઇ ફુલાઇને ના જ આવીએ છીએ, પરંતુ આ જે આપણા પોતાના હાથમાંની વાત છે તેને માટે આપણે હજી સુધી એક જંગલીમાં જંગલી અને અભણમાં અભણ નાતના કરતાં કંઇ પણ વધારે કરી શક્યા નથી.

(૩.) ગાયકવાડી, મોગલાઈ, અને તે પહેલાંના મુસલમાની સમયના ગુજરાતના ઇતિહાસોમાં સેંકડો હિંદુ નામો આવે છે. આમાં **રાયરાયાન ગિરિધર, રાયરાયાન મુલુકચંદ* સુબેદાર ત્રિલોકચંદ, રાજા મહીપત, દિવાન રૂપરામ, દેસાઇ ઉદેરામ,** વગેરે કેટલાંક આપણા બ્રહ્મક્ષત્રિયોનાં છે એ જાણીતું છે. એ આપણા મહાપુરૂષો વિષે અત્યારે આપણે કંઇ જ જાણતા નથી. એઓનો ઇતિહાસ અને તેઓ મેળવવો જોઇએ, અને ઉપરાંત બીજાં નામો મળી આવે તેમના સંબંધમાં પણ નતી શોધખોળ કરવી જોઇએ. બેશક આ કામ સહેલું નથી; પ્રથમ દર્શને ઘાસની ગંજીમાં પડેલી ટાંકણીઓ શોધવા જવાના જેવું લાગવા સંભવ છે. પણ ઉપર ગણવેલાં વંશાવલિઓ, દસ્તાવેજો, કાગળ પત્રો આદિ સાધનોમાંથી કંઈ કંઈ નામો અને વિગતો નીકળેલાં હોય, તથા તર્ક થએલા હોય, તેને આધારે આ ઇતિહાસો તપાસવામાં એટલી બધી મુસ્કેલી પડતી જોઇએ નહીં.

(૪.) અને છેવટ, વલભી, પ્રભાસ, ભરૂચ, ખંભાત, જુનાગઢ, દાંતોદ, આમોદ, અસ્લીણા, વઢવાણ, અમદાવાદ, લીંમડી, રાંદેર, સુરત,

* જુનાગઢની વંશાવલિઓમાં બીજા પણ એક રાયરાયાન આપણા પૂર્વજોમાં છે. પણ એ વંશાવલિની મારી નકલ અત્યારે કાંઇ હાથ આવતી નથી.

**હૈદરાબાદ, આદિ આપણાં જુનાં નવાં નિવાસ સ્થાનોના ઇતિહાસ** આપણે બને તેટલા મેળવવા અને બનતી બારીકીથી તપાસવા અને બે-સાડવા જોઇએ.

૧૦. આ સાધનો ઉપરથી આ ચારસો વર્ષના ગાળાના આપણી નાતના ઇતિહાસને વિષે કેટલુંક જાણવાજોગ મળી આવશે એમાં શક નથી. સુલતાનો અને સુબાઓના ઇતિહાસમાં આપણે જોઇએ છીએ કે દેસાઇઓ અને ઠાકોરો એકથી વધારેવાર એમની સામા થયા છે, અને હર વખત એમણે તેઓને વર્ષો સુધી પજવેલા છે. સૈયદો, નિઝામુલ્મુલ્ક અને બાજીરાવ પેશ્વાના સમયમાં ગુજરાતી સુબાગીરી માટે વર્ષો સુધી બખેડા, અંધાધુંધી, અને વિગ્રહો પણ પ્રવર્ત્યા, તેના સંબંધમાં આપણી નાતે આગળ પડતો ભાગ લીધેલો છે. અમદાવાદ, ભરૂચ, સુરત અને હૈદ્રાબાદમાં આપણે લાંબા વખત સુધી લશ્કરી નોકરી બજાવેલી છે. અને મુત્સદ્દીગીરી તો આપણે સૌથી વધારે ખેડી છે. આ સર્વને લગતી જે જે કંઇ ચોક્કસ વિગતો હાથ આવે તે દેશના ઇતિહાસની દૃષ્ટિએ ભલેને તુચ્છ હોય, પણ આપણી કોમના ઇતિહાસમાં મહત્વની થઇ પડશે. બેશક, ગમે તેટલો પ્રયાસ કરતાંયે આપણને ઘણું નહીં મળી શકે એ ધ્યાનમાં રાખવાનું છે, કે પ્રયાસ કરનાર નિરાશાના અનુભવથી મુક્ત રહે. અંધકારના પટમાં કોઇ કોઈ પુરૂષ અગર બનાવાને લગતી કંઈ કંઈ હકીકતની બુટ્ટી આપણે ગુંથી શકીએ એટલાથી જ સંતોષ માનવાનો છે.

૧૧. આ સર્વ સાધનોમાંથી વધારે જૂનાં આપણને ઈ. સ. ૧૪૫૦ ની પેલી તરફ લઇ જશે એમ ધારૂં છું. આથી વધારે જૂના કાલને માટે વિશ્વસનીય પુરાવો સિક્કા, તામ્રપત્ર, શિલાલેખ, ઇમારતો, મૂર્તિઓ, ઇતિહાસ અને સાહિત્યનો હોઇ શકે. ગુજરાતી, પ્રાકૃત, સંસ્કૃત, કે ફારસી સાહિત્યમાં આપણી નાતના કોઇએ કંઇ અમર નામના કરી હોય તો તે જાણવામાં નથી. પ્રાણલાલ મથુરાદાસ કૃત કોલંબસનો વૃત્તાંત (તરજુમો) અને ભગવાનલાલ સંપતરામ કૃત સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ એ આપણી નાતની પહેલવહેલી જ સાહિત્યસેવા હશે એમ જણાય છે. ઇતિહાસોમાંથી આપણી નાતના પુરૂષોનાં નામ અને તેમને લગતી હકીકત આદિ તારવવાને વિષે ઉપર લખાઇ ગયું છે, તેમાં ઉમેરવાનું કંઇ રહેલું નથી. મૂર્તિઓમાં આપણી નાતની સાથે ખાસ સંબંધ ધરાવનારી બે ખંભાતમાંની અને પ્રભાસમાંની માતાની મૂર્તિઓ—જૂની ને જૂની હજી સુધી વિદ્યમાન હોય, તો તેમના ઉપરથી આપણી નાતને વિષે બીજાં કોઇ સાધનથી ન મળે એવી

કેટલીક અને ચોક્કસ માહિતી મળી શકે એમ ધારૂં છું. એ મૂર્ત્તિઓ ઘડાયાનો સમય એ વિષયનો માહિતગાર તેમને તપાસીને કહી આપી શકે, અને તે ઉપરાંત તેમની આકૃતિ, તે ઉપર પાડેલાં સાંકેતિક ચક્રો, અલંકારો, આદિ ઉપરથી ધર્મની કંઈ ભાવનાઓએ મૂર્ત્તિઓમાં સાંકેતિક રહસ્યો વડે સમાવેલી છે, તથા એના ઉપાસકો પોતાને રાજવંશનાના ગણતા હતા કે સામાન્ય પ્રજા વર્ગના, અને શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાં, જાગીરો ભોગવવી, મુત્સદ્દીગીરી કરવી, તે ઉપરાંત એઓ બીજા કયા ધંધા પોતાના ગણતા હતા, એ વગેરે પણ એ વિષયના પંડિત મૂર્ત્તિઓને તપાસીને કહી આપી શકે. એકંદરે મૂર્ત્તિઓ અને મંદિરો આપણે કંઇ સ્થાપ્યાં કે બાંધ્યાં હોય, કુવા કે વાવ બંધાવ્યાં હોય, પ્રાચીન હવેલીઓ કે પોળો બંધાવી હોય, જૂના કોટ કે તેના કોઇ બુરજ કે મોરચાની સાથે આપણો કંઈ સંબંધ હોય, અને તે આટઆટલે વર્ષે કંઇ પણ વિશ્વસનીય સાધન કે લેખથી જાણવામાં આવે, તો તેથી શોધક અને પ્રાચીનતાના પ્રેમીને અપૂર્વ આનંદ થાય એમાં શક નથી. પણ ઇતિહાસનો આવો બારીક અને વિસ્તૃત અભ્યાસ આપણા દેશમાં હજી શરૂ થયો નથી. અને કદાચ સરકારી આર્કીઓલૉજિકલ ખાતાંની બહાર–કોઈ કાળે પણ શરૂ થઇ શકશે નહીં. પરતંત્રતાના સૈકાએ તળે દટાએલા આપણા દેશમાં પ્રાચીનપૂજા કેવલ સાંસારિક અને ધાર્મિક રીતરીવાજોમાં રહી છે. મકાનો ને પોળો, કિલ્લાઓને શહેરો, લેખો ને દસ્તાવેજો, માલેકી ને માલેકના હર એક જાતના પુરાવા, વારંવાર છિન્નભિન્ન થઇ ગયાં છે, એક સત્તાનાં ખંડેરોમાંથી બીજી સત્તાનાં બાંધકામો ઉભાં થયાં છે, એ પૂરાં ચણાઇ રહે તે પહેલાં તો ત્રીજી સત્તા એ આવીને તેને પાછાં જમીનદોસ્ત કર્યા છે. આગ, પ્લેગ. દુકાળ, ધાડો, છાપા, વિગ્રહો વગેરેથી આખાં શહેરો અને પ્રાંતો અનેકવાર જીવ લઇને નાઠાં છે, અને ભટકતાં ભટકતાં તૂટતાં વેરાતાં જે ટોળાં ને જ્યાં કંઇ ઠીક જણાયું ત્યાં તે સ્થિર થયું છે અને નવેસરથી પાછી પોતાની કોમની ઇમારત છેક પાયામાંથી ચણવા માંડી છે. આપણા દેશના લાંબા દુઃખમય ઈતિહાસનું સામાન્ય રૂપ આવું છે. કંઈ પણ વસ્તુ યોગ્ય પરિપાકને માટે જેટલો સમય લાગે તેટલો સમય ટકેલી નથી; વાવેલું ઉગવા માંડે, પણ તે લણવાનો વખત આવી પહોંચે તે પહેલાં તો તેમાં ભેળ પડે, અને પાછું ફરીથી વવાય તેની પણ થોડા વખત પછી પાછી એની એ દશા. વલભી સત્તા ભાંગી ત્યારથી વનરાજ સુધી, કરણ વાઘેલા પછી અકબર સુધી, અને ઔરંગઝેબ પછી બ્રિટિશ સત્તા જામતાં સુધી ગુજરાતને આ પ્રકા-

રની અવ્યવસ્થા અને અંધાધુંધી સહેવી પડી છે. તેમાંથી આપણા જેવી મુઠ્ઠીભર માણસોની નાતના ઇતિહાસનો તે કેટલો અને કેવા પ્રકારનો પત્તો લાગે ?

૧૨. ત્યારે જો અકબરના વખતમાં નહિ તો શું આપણે અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં પંજાબ કે ઉત્તર હિંદથી આવ્યા ? આપણે પંજાબથી આવ્યા એ દંતકથા ખરી કે ખોટી ? પંજાબથી નહીં તો ક્યાંથી આવ્યા ? લલ્લુ અને જગધનની* દંતકથા સાથે આપણને શો સંબંધ ? પંજાબ અને ઉત્તર હિંદના ખતરીઓ અને આપણે મૂળ એક ખરા કે નહીં ? મૂળ એક નહીં તો આપણે કોણ ? મૂળ એક તો આપણે ક્યારે જૂદા પડ્યા ? કોણ જાણે.

૧૩. આપણા રીત રીવાજમાંના કેટલાક ગુજરાતી નથી. લગ્નમાં આપણે રૂકિમણિ વિવાહનું કેટલુંક મનસ્વી અનુકરણ કરીએ છીએ, બીજા કેટલાક વિધિઓ અને કેટલીક રમતો ( બીજી કોઈ નાત નથી કરતી એવી ) કરીએ છીએ, તણી છાપીએ છીએ, મત્સ્યવેધ કરવાને નામે અમુક રીતે ઉભા રહીને અમુક સ્થળે અમુક રીતે તરવાર અડકાડીએ છીએ, ઇંદ્રાપો પૂજીએ છીએ; આ અને બીજા માતા આદિને લગતા રીવાજો આપણામાં છે તે બીજા કોનામાં છે ? એમાંથી કેટલા આપણા મૂલના અને કેટલા જુદે જુદે વખતે જુદી જુદી સમઝથી જુદા જુદા લોકોનાં અનુકરણ કરીને આપણે સ્વીકારેલા ? એ રીવાજોને લગતા, તેમ જ આપણાં બૈરાંનાં ગીતોમાં, રડવા કૂટવામાં, અને ઘરગથુ બોલવા ચાલવામાં કેટલાક શબ્દો ને પ્રયોગો આવે છે તે ગુજરાતી તો નથી ત્યારે એ કઇ ભાષાના ? બીજા કયા લોકો દેશના કયા ભાગમાં એ શબ્દો વાપરે છે ? કોણ જાણે.

૧૪. આ સર્વ સવાલોનો કોણ જાણે એ એક જ જવાબ ખરો છે પણ આપણા ઘરડાઓ એ સવાલોના અનેક જવાબ આપતા, કંઇક એમણે એમના ઘરડાઓ પાસેથી સંભાળેલા, તો કંઇક જાતે જ ઉપજાવી કહાડેલા. પોતાની નાતની વડાઇ જેમ વધારે જણાય તેમ એમને વધારે આનંદ, એટલે એ જવાબોમાં સત્યાસત્યની, પુરાવા ણુરાવાની, કે પુર્વાપર

* જગધન કે જગધર ? અને આ બે જુદા જુદા માણસ કે બે ભાઇઓ કે જગધન (૧૨) પિતાનો પુત્ર લલ્લુ ? વળી એ અકબરના વખતમાં થઇ ગયા કે તે પહેલાં કે તે પછી ? આ સવાલોથી સુચિત થાય છે તે સર્વ રૂપોમાં એ દંતકથા પ્રચલિત છે. વળી ઉત્તર હિંદની ખતરીઓની અને છતરીઓની અનેક નાતોમાંથી કેટલીકમાં પંચ મળે અને ત્યાં તે મુકરર કરેલું કામ કર્યા વગર વીખરાઈ જાય તો લલ્લુ જગધન ( ૧૨ ) ને ગાળો દેતા દેતા વેરાવાનો રીવાજ છે, એ રીવાજનો શો અર્થ ?

સંબંધની પણ એમના મનને કશીયે ધડભાંગ પડતી નહીં. સુખી બીચારા! આપવડાઇથી પોતાનો જીવ ફુલાય, અને બીજા કોઇને તલ માત્રનું નુકસાન નહીં, ત્યારે તેને ખોટું કહેવામાં શો સાર? અગર "સાચું યે નહીં, તમે કહો છો તે કંઇ પુરાવો નથી, પુરાવો લાવો, પછી તે કસી જોતાં જેવો નીવડે તે ઉપર વિચાર, હાલ તો તમારૂં માનવાનુંયે નહીં, ન માનવાનુંયે નહીં,"–એ પ્રકારની શાસ્ત્રીય તટસ્થતા શા કામની? કલ્પનાની લીલા વડે જ બધું સરતું હોય તો શોધખોળની મગજમારી વળી શા માટે?–હું નહાનો હતો ત્યારે મરહુમ પ્રા—બાઇએ એક દિવસ મને રાજા જયમેજ્યના વખતથી માંડીને આપણી નાતની "ઉત્પત્તિનો ઇતિહાસ" કહ્યો હતોઃ એક દિવસે નહીં, એક રાતેઃ એ શેતરંજમાં હાર્યા તે પછી મેં એમને કહ્યું, "વાર્તા કહો," એટલે એમણે આ માંડી. તકીએ અઢેલીને બેઠા હતા, હુક્કો ગડગડાવતા હતા, અને વચ્ચે વચ્ચે "સમજ્યામાં આવ્યું ને?" એ શબ્દોને પણ ફરી ફરીને ગડગડાવતા હતા, અને ધીમે ધીમે વાત વિસ્તારતા હતા. એ એમની વાત બે અઢી કલાક ચાલી. અને એ મને એટલી પ્રિય લાગી કે થોડા દિવસ પછી વળી એવો કંઇ પ્રસંગ આવ્યો ત્યારે મેં માગી લીધું કે એની એ વાત ફરીથી કહો. એ કહે, "વાર્તા નહીં જો, એતો આપણી નાતની ઉત્પત્તિનો ઇતિહાસ છે." અને એમણે પાછો હુક્કાના ગડગડાટની સાથે આરંભ કર્યો. પણ અફસોસ; દશબાર મિનિટ પણ ન થઈ એટલામાં મારે એક બે વાર સવાલ કરવા પડ્યા, કે "તે દિવસે તમે આમ કહેલું પણ આજે જુદું કહોછો, ત્યારે બેમાંથી ખરૂં કયું?" અને આગળ ચાલતાં બીજી પણ એક બે વાર મારે એવાને એવા સવાલ ઉઠાવવા પડ્યા, એટલે એઓ સાહેબ તો છેડાઇ પડ્યા, અને તે રાતે એમનું "ઇતિહાસ"—કથન અધુરૂં જ રહ્યું. અરેરે મારા વૈશમ્પાયન! તમે કે તમારા અનેકાનેક પ્રતિનિધિઓમાંથી કોઇ આજે એ જરી પુરાણી કહાણી કહેવા માંડે, તો તેને મૂળમાંથી જ છેડવી પડે–આરંભમાં જ સવાલ કરવો પડે, કે એ જનમેજય કયો? ક્યારે થયો? પરીક્ષિતનો પુત્ર જ એમ માનવાને કંઈ પુરાવો કે આધાર છે ખરો કે? અને આવા સવાલોમાં એ આપણા જૂના જમાનાના ફુલણજીઓને હડહડતી નાસ્તિકતા લાગે, તો આપણને એમના અંધ વિશ્વાસુપણામાં વાર્તા અને ઇતિહાસ વચ્ચેનો ભેદ જ છેક ભૂલી જવાતો લાગે. આવા આવા મતભેદ અને દૃષ્ટિભેદનો ઉપાય માત્ર સબુરી અને કેળવણી. આટલું નિર્વિવાદ છે કે **ગયા જમાનાના આપણા તમામ ઘરડાઓ આપણે મુલ પંજતબથી આવ્યા એમ ચોક્કસ માનતા હતા.** અને તે સાથે બીજા પણ

એ વાત નિર્વિવાદ છે. (૧) પહેલી એ કે **એમની માન્યતાને માટે એમની પાસે લેશ પણ આધાર હતો નહીં.** (૨) અને તોપણ અને એથી ઉલટી બીજી એ કે **આપણે અને પંજાબ (કે ઉત્તર હિંદ) ના મુળ એક, એ માન્યતાને બલે આપણ ગુજરાતી બ્રહ્મક્ષત્રિયોમાં કેટલાંક ઉત્તરના ખતરીઓનાં કુટુંબ જુદે જુદે સમયે દાખલ થઇ ગએલાં છે.** કોઇ વખતના માર્યા આવેલાં, તો કોઇ નહોતરેલાં આવેલાં, કન્યા કે વરની અછતને વખતે ખાસ પ્રયાસથી આણવામાં આવેલાં. અને એ કુટુંબોની નીતિરીતિ આપણા કરતાં જુદી અને ઉતરતી હોવાથી આપણી ખાનપાનાદિની સામાન્ય નીતિરીતિ એમની હાજરી અને એમના દાખલાને લીધે ઉતરતી થવા પામી છે, એમ પણ ઉમેરવું પડે છે.

૧૫. એ પંજાબ (અને ઉત્તર હિંદ) ના ખખ્ખા (કે બીજા) ખતરીઓ અને છતરીઓ "બ્રહ્મક્ષત્રિય" નથી. મૂલ ક્ષત્રિય શબ્દનાં ઘસાતાં ઘસાતાં 'ખતરી' અને 'છતરી' રૂપ થયાં છે. ગુજરાતીમાં વળી 'ખાતરી' એવું ત્રીજું રૂપ પણ થએલું છે. ખતરી, છતરી, ને ખાતરીમાંના કોઇને "બ્રહ્મક્ષત્રિય" નામ ધારણ કરવાનો હક્ક નથી; અગર જો કે આ બ્રિટિશ રાજ્યના છુટાપણામાં કોઈ રોજ એ નામ નવું (અને ખોટું) ધારણ કરી બેસે તો તેને અટકાવી શકાય એમ પણ નથી. આ "બ્રહ્મક્ષત્રિય" નામ ઉપરનો આપણો એકલાનો આ પરાપૂર્વનો હક્ક જાણીતો અને સર્વ માન્ય છે. **એ "બ્રહ્મક્ષત્રિય" નામનો અર્થ શો?**

૧૬. નાગરબ્રાહ્મણ અને નાગર વાણિયા એટલે વડનગરના બ્રાહ્મણ અને વાણિયા; મોઢબ્રાહ્મણ અને વાણિયા એટલે મોઢેરાના; શ્રીમાળી તે શ્રીમાળ-ભિન્નમાળના; ઉદીચ્ય તે ઉત્તરના; એમ ગુજરાતી કાઠિયાવાડમાં ઘણી નાતોના નામનો પૂર્વાર્દ્ધ સ્થલસૂચક * છે એ જાણીતું છે. એ પ્રમાણે બ્રહ્મક્ષત્રિય એટલે શું બ્રહ્માવર્ત્તના ક્ષત્રિયો? પણ બ્રહ્માવર્ત્ત નામનું સમાસના આરંભમાં "બ્રહ્મ" એવું ટુંકું રૂપ થાય એવો બીજો એક પણ દાખલો નથી. સમાસના આરંભમાં એટલે બ્રહ્મર્ષિ, બ્રહ્માવર્ત્ત, બ્રહ્મારણ્ય, બ્રહ્મરાક્ષસ, બ્રહ્મચર્ય, બ્રહ્માંડ, એવા એવા અસંખ્ય દાખલાઓમાં 'બ્રહ્મ' નો અર્થ બ્રહ્મ અગર બ્રાહ્મણ જ થાય છે. વળી બ્રહ્માવર્ત્તને સરસ્વતી નદીનો પ્રદેશ અને એ પ્રદેશને માટે "સારસ્વતી" શબ્દનો પ્રયોગ જાણીતો છે.

*જુઓ અનેકાનેક દાખલાઓને માટે બોમ્બે ગેઝેટીયર, ગુજરાત, નાતો. અને એનાં કારણ વિષેના કંઇક વિચારને માટે ગોવર્દ્ધનરામ ત્રિપાઠીનું પહેલી સાહિત્ય પરિષદ આગળ કરેલું ભાષણ.

સારસત–બ્રાહ્મણો એટલે સરસ્વતી નદીના પ્રદેશના–બ્રહ્મા વર્ત્તના બ્રાહ્મણો આપણે પણ બ્રહ્માવર્ત્તના ક્ષત્રિયો હોત તો આપણું નામ એ પ્રમાણે સારસ્વત્ "ક્ષત્રિય" કેમ ના હોત ?

૧૭. બ્રહ્મક્ષત્રિય શબ્દનો બીજો અર્થ આ હિંગુલા પુરાણમાં અને બીજે કેટલેક સ્થળે એવો કરવામાં આવેલો છે કે ક્ષત્રિયોનાં કર્મ છોડીને બ્રાહ્મણોનાં સ્વીકારનાર ક્ષત્રિયો મટીને બ્રાહ્મણો બનનાર–ક્ષત્રિયો. આ અર્થ અશુદ્ધ કહી શકાય નહીં, પણ ઇતિહાસની વીગતો જોડે બંધ બેસતો આવતો નથી એટલે અસ્વીકાર્ય જ ગણવો પડે છે. મનુસ્મૃતિ અને બીજા શિષ્ટ આચાર ગ્રંથોમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયોનાં કર્મ અને અધિકાર સ્પષ્ટ છે. દાન દક્ષિણા લેવાના અને યજ્ઞાદિ કરાવવાનાં બ્રાહ્મણોનાં કર્મ અને અધિકાર બ્રહ્મક્ષત્રિયોએ કે કોઇ પણ જાતના ખતરીઓએ, કે બીજી કોઇ પણ નાતે કદાપિ લીધેલાં નથી. એથી ઉલટું શસ્ત્રાસ્ત્ર ધરવાના અને વાપરવાના—લોકશાસન અને લોકરક્ષાથી માંડીને હલકામાં હલકી સીપાઇગીરી અને શિકારીગીરી કરવાના—કર્મ અને અધિકારને વિષે ચોપડીઓમાં લખેલી હકીકત પૂરેપૂરી ખરી નથી. એ કર્મ અને અધિકાર એકલા ક્ષત્રિયોનાં કદાપિ ન હોતાં; બ્રાહ્મણોએ તે પૂરેપૂરાં કદાપિ છોડયાં નથી; દ્રવિડો અને અનાર્યો પાસેથી તે કદાપિ પૂરેપૂરાં ઝુંટવી લેવાયાં નથી; શસ્ત્રાસ્ત્ર બળથી જ અનાર્યની એક પછી એક જાત હિંદમાં પેઠી છે અને લાંબો કાલ ટકી, હિંદની ઉંચી નીચી નાતોમાં જુદે જુદે વખતે દાખલ પણ થઇ ગઈ છે. બ્રહ્મક્ષત્રિયોએ એ કર્મ અને અધિકાર કદાપી છોડેલાં નથી. ખતરી, છતરી, ખાતરી, ભણસાળી, લુહાણા, ભાટિયા આદિએ છોડયાં, શસ્ત્ર ધરનારા મટી શસ્ત્ર ઘડનારા અને શસ્ત્ર વેચનારા બન્યા, રાજકર્ત્તા અને લડાયક કોમ મટી તેઓ વિદ્યાસેવક, કારીગર અને વ્યાપારી બન્યા, એ વગેરે કપોલ કલ્પિત રચનાઓનું જાળ ગુંથવાનો એક જ આશય હોઇ શકે, તે એ કે એઓના પૂર્વજો એક વાર ક્ષત્રિય હતા એવો આ આડકતરી રીતે દાવો કરવો. પરંતુ દાવો કરવો એ એક વાત છે; પુરાવો રજૂ કરવો એ બીજી વાત છે. વળી ક્ષત્રિય મટી શસ્ત્ર વેચનાર, શસ્ત્ર ઘડનાર, વેપાર કરનાર આદિ બન્યા હોય તે "બ્રહ્મક્ષત્રિય" કેવી રીતે ? વિદ્યાસેવક બન્યા હોય તો જ "બ્રાહ્મણ" બન્યા છીએ એ દાવો ટકી શકે, અને "બ્રહ્મક્ષત્રિય" નામ પર તરાપ મારવામાં કંઇએ યોગ્યતા આણી શકાય. પરંતુ આ કોમો વિદ્યા અને વિદ્યા સેવામાં કેવળ શુદ્રો છે, હાલમાં જ કેવળ નહીં, સેંકડો વર્ષથી તેમની એ ખાસીયત જ ગણાતી આવી છે કે વિદ્યાને ને તેમને ખાસ કરીને સંસ્કૃતને

અને એમને બારમો ચંદ્રમા! એટલે બ્રહ્મક્ષત્રિય શબ્દનો આવો અર્થ કરવાનો પ્રયત્ન એ કોમોની પાયરી ગમે તે પ્રકારે પણ કંઇ ઉંચી ચ્હડાવવાના આશયથી કરવામાં આવેલો છે, અને દૂષિત છે, એજ સિદ્ધ થાય છે.

૧૮. ત્યારે એ શબ્દનો અર્થ શો ? આ સવાલ ઉપર હિંદના ઇતિહાસને અંગે ચાલી રહેલી શોધ ખોળમાંથી આજ સુધીમાં એક જ સ્થળેથી પ્રકાશનું એક જ કિરણ મળી આવ્યું છે. એ સ્થળ તે વલભી રાજાઓનાં તામ્રપત્રો, અને મેવાડના રાણાઓના મૂળ પુરૂષ બાપ્પા રાવળ વિષેના–લેખોમાં, પ્રશસ્તિઓમાં, અને બીજી રીતે જળવાઇ રહેલા–ગણતરી શ્લોકોમાં છે. એ તામ્રપત્રોની, બાપ્પા રાવળની, અને એ શ્લોકોમાંના કેટલાકની સાલો નિશ્ચિત થઇ શકી છે. અને એ તામ્રપત્રો તથા શ્લોકોમાં "બ્રહ્મક્ષત્ર" શબ્દનો ઉપયોગ જોવામાં આવે છે. પણ ત્યાં એ શબ્દનો અર્થ એવો તો નવીન છે અને એ તામ્રપત્રો, શ્લોકો તથા બીજા પુરાવા ઉપરથી હિંદના પ્રાચીન ઇતિહાસના વિદ્વાનો આપણી કેટલીક નાતોની ઉત્પત્તિ તથા તેના ઇતિહાસને વિષે એવી તો નવીન અટકળો બાંધવા લાગ્યા છે કે એ અશ્રુતપૂર્વ વાતો કાને પડતાં આપણા જૂના વિચારના ઘરડાઓ તો દિઙ્મૂઢ જ બની જાય. એ વિચારો અને અટકળોને ન્યાય મળે તેની ખાતર એ વિસ્તારથી અને કારણ કાર્યના સંબંધના અંકોડા બરાબર બેસાડીને તેમ જ એમાં કેટલું નિશ્ચિત ગણવા જેવું છે તો કેટલું હજી વિચારવા જેવું હોઇ અનિશ્ચિત છે તે સ્પષ્ટ જુદું જુદું તારવી આપીને જ લખવા જેવા છેઃ–જેને માટે આ લાંબા થઇ ગએલા નિબંધને છેડે યોગ્ય સ્થળે કે પુરતો સમાસ નથી. માટે હાલ તુરત તો એ વિષયના જિજ્ઞાસુઓને ભલામણ કરીને જ અટકવું પડે છે, કે તેમણે રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર કૃત "ગુજ્જરો" ઉપરનો અંગ્રેજી નિબંધ વાંચવો,–કેમ જે તેમાંથી એમને આ તામ્રપત્રો, શ્લોકો, વિચારો, અટકળો, અને ચિંત્ય વિષયોને લગતી સારી માહીતી મળી શકશે.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

# અન્યસજ્જનો આપણે માટે શું ધારે છે ?
## ( ૪ )
## ( એક સાઠોદા નાગર સજ્જન. )

મુરબ્બી ભાઇ,

કેટલાક મહિનાથી આપની ન્યાતના ગુણદોષ માટે મ્હારા વિચારો જણાવવા આપ કહો છો એ રીતી તમારે માટે તો ઉત્તમ કહેવાય કેમકે વાંકને વાંસો દેખાય નહીં એ કહેવત પ્રમાણે પોતાના દોષ પોતાને ન લાગે અને ગુણ જ નજર આગળ રહે તેથી કોઇની પાસેથી પોતાની હકીકત જાણવી એ પોતાને સુધારવાનો ઉત્તમ ઉપાય છે. પણ કહેનારને તેમ કરવું બહુ ખોટું લાગે છે. કેમકે પોતાને સુધારવાને બદલે પોતાના ગુણદોષ તરફ નજર કરવાને બદલે પારકાનાં છીદ્ર જોવા બેસવું એ પોતાના પગ તળે બળતું હોય ને સામેની આગ ઓલવવા જેવો પ્રયત્ન છે. બીજાના ગુણની પ્રશંસા કરવી તેમાં તો કાંઇ કોઇને પણ સંકોચ આવે નહીં પણ સામાના દોષોની ટીકા કરવી એ પોતાનો દોષ વધારવા જેવું છે. વળી તમારી ન્યાતનો મને ખાસ પરિચય નથી. જવલ્લે કોઇક ઘર સાથે પરિચય હોય તો તે પણ ન્યાતની હકીકત જાણવા જેવો નહીં તેથી માત્ર સાંભળેલી વાત ઉપરથી ચર્ચા કરતાં વખતે હોય કાંઇ ને લખાય કાંઇ એમ લાગવાથી આટલા દિવસ સુધી કાંઇ પણ ઉપક્રમ ન થઇ શક્યો પણ જ્યારે એ માટે આપનો આગ્રહ છે તો આપના કહેવાથી હું મ્હારા વિચાર જણાવું છું, તેમાં કાંઇ વધારે ઓછું લખી જવાય તો બહુ દોષરૂપ ગણશો નહીં.

પેહેલાના વખતમાં કેળવણીની બાબતમાં તમારી ન્યાત કેવી હશે તે તો મને ખબર નથી પણ હાલમાં તો ઉંચ્ચ કોમમાં ગણાતી સર્વ કોમોમાં તમારી કોમ એ બાબતમાં સર્વોપરી ગણી શકાય. વખતે એકાદ બે ન્યાતોમાં તમારી સરખામણીમાં સરખાવી શકાય એવી કેળવણી હશે પણ તેથી તમે આગળ વધો એવાં સર્વ ચિન્હો જણાય છે અને તેને માટે તમે જે જે પગલાં લીધાં છે તે સ્તુતીપાત્ર છે. દેશના અનુભવી આગેવાનો અને બીજા પણ ડાહ્યા માણસો કહે છે કે આપણે જોઇએ તે માગવું તે કરતાં તેને માટે યોગ્યતા મેળવવી એ વધારે યોગ્ય છે. અને જેવી જોઇયે તેવી યોગ્યતા કેળવણી વીના આવવાની નહીં. કેળવણી એજ ચાલતા જમાનાનું લક્ષ્ય બીંદુ છે. અને તેને વ્યવહારૂ રૂપ આપવાનો તમે જે પ્રયત્ન આરંભ્યો છે તે યોગ્ય જ છે. જમાનાને અનુસરતા સુધારા કરવાને અને તેથી મળતાં સુખોનો આનંદ લેવાને તમારી ન્યાતમાં એક સરખો ઉત્સાહ લાગે

છે. અને વળી વધારે ખુશી થવા જેવું તો એ છે કે ઉમ્મરે પહોંચેલાં સ્રી પુરૂષો પણ એક સરખો ઉત્સાહ બતાવે છે તે વાત તમારા કોન્ફરન્સ અને મહિલાપરિષદ્ વિગેરે કાર્યોથી જણાય છે. પણ ગમે તેવું સારૂં પણ બારીકાઈથી જોઈએ તો કાંઇક દોષવાળું હોય છે. તેમ તમારી કેળવણીમાં પણ જણાય છે. ખરી વાત છે કે બીજાની સરખામણીમાં તમારી ન્યાત સારી કેળવાએલી છે. પણ તેમાં સંગીન ઉંડાણ લાગતું નથી. કેમકે જ્ઞાન એવી અપાર વસ્તુ છે કે તેના સાચા પ્રેમી ભક્તને તેનો છેડો આવેલો જણાતો નથી. જેમ જેમ માણુસ જાણવાને પ્રયત્ન કરે છે તેમ તેમ નવી નવી બાબતો તેની દ્રષ્ટી આગળ ખડી થતી જાય છે તેથી ખરા અભ્યાસીને અમે બહુ જાણીએ છીએ એવું ખોટું અભિમાન આવી જતું નથી. માત્ર જ્ઞાન સમુદ્રની સપાટી ઉપરતાને જ એ અભિમાનનું આવરણ હોય છે. ને તેવું તમારામાંના ઘણાંને હોય એમ લાગે છે. તેથી મને લાગે છે કે **તમારી ન્યાત પુર્ણ ઉત્સાહથી આગળ વધવાનો પ્રયત્ન કરે છે છતાં પણ જ્ઞાનની ગહનતા નથી.** આ સાથે મ્હારે કહેવું જોઇએ કે તમારામાંના કોઈ ઉમ્મરે પહોંચેલા પુરૂષો કે જેઓએ પોતે કેળવાઇ બીજાને કેળવી રગેરગમાં જ્ઞાન પચાવેલું છે તેમને માટે આ કહેવું નથી તેવા જ્ઞાની અને અનુભવી પુરૂષો તો હાલના યુવકોનાં જીવતાં જાગતાં પુસ્તકો છે અને દ્રષ્ટાંતરૂપ છે. એમનાથી જો શીખવા ધારે તો ઘણું શીખી શકાય પણ પોતાના જ્ઞાનના તેજમાં અંજાઇ ગએલાથી તેમ ન બની શકે એ પણ સ્વાભાવિક જ છે.

તમારી ન્યાતની સ્રીયોમાં કોઇ નિરક્ષર હોય એમ લાગતું નથી. વખતે ઘરડાંમાંથી કોઇ હશે પણ ઘણું કરીને સાધારણ રીતે બધાં લખી વાંચી તથા સમજી જાણે છે એ તમારી ન્યાતની મહીલાપરિષદો ભરાય છે તેમાં લેખો વંચાય છે, તેની વ્યવસ્થા થાય છે એ વિગેરે ઉપરથી સહેજ સમજી શકાય તેમ છે. વળી સાંભળ્યું છે કે કેળવણી માટે તમારી ન્યાતનું ફંડ છે ને તેમાંથી ન્યાતના છોકરા છોકરીયોનો કેળવણીનો ખર્ચ કરવામાં આવે છે. લગભગ ફરજીયાત કેળવણી જેવી પદ્ધતિ કાંઇક અંશમાં હોય એમ લાગે છે અને એ બહુ ખુશી થવા જેવું છે. કોલેજની કેળવણી સ્રીઓને આપી શકાય તેનો પ્રયત્ન પણ આરંભાયો છે તેથી કન્યા કેળવણીનું પરિણામ તમારી ન્યાતના ઉત્સાહી યુવાનો પોતાની ધારણા પ્રમાણે લાવી શકશે એમ લાગે છે પણ મધ્યમ વર્ગ અર્ધદગ્ધ સ્થીતિમાં હોય એમ લાગે છે. ચાલતા જમાનાના આગળ વધવાના પ્રયત્નો અને ઉપરથી દેખાતા સુધારા તથા

ગયા જમાનાની કેળવણીની ખામી એ એ વચ્ચે હિંચકા ખાય છે. તમારી ન્યાતની વૃદ્ધ સ્ત્રીઓના કોઇ કોઇ ગુણો અનુકરણ કરવા જેવા છે. તેમનામાં હિંમત, દક્ષતા, ડહાપણ, ઇશ્વર ભક્તિ વીગેરે ગુણો સ્વાભાવિક હોય એમ લાગે છે, તે સાથે રૂઢીયોને વળગી રહેવું. નકામી પંચાતમાં પડવું વીગેરે અવગુણો હશે પણ હાલમાં ચઢતી લાગે છે તે એ દક્ષતાવાળી માતાઓને જ આભારી છે એમ મને તો લાગે છે. **"गुरूणां चैव सर्वेषाम् माता परमको गुरूः"** એ વચન ખરેખર સત્ય છે. એક ઉત્તમ આચરણવાળી માતા સો શિક્ષકની બરોબર છે. મધ્યમ વર્ગની સ્ત્રીયો જે તમારી ન્યાતના નવા જમાનાની માતાપદે છે તેમનામાં સાધારણ જ્ઞાન ઘણું સારૂં છે. માત્ર તે જ્ઞાનને પોતાનું બનાવી ઉછરતી પ્રજાને સાધનભૂત થઇ પડે એવું કરવાની જરૂર છે અને તે થઇ શકે એમ લાગે છે કેમકે તેટલી જાગૃતિ આવી ગએલી છે. **જો પાશ્ચાત્ય પ્રજાનો મોહ તજી દઇ તેમના ઉત્તમ ગુણો આચરણમાં ઉતરશે તો ખરેખર તમારી ન્યાત સર્વના આદર્શરૂપ બનશે.**

આપણો દેશ આગળ ગમે તેવો ધન, વિદ્યા, હુન્નરકલા વિગેરે સમૃદ્ધીથી ભરપુર હશે પણ અત્યારે તો આપણામાં તેમાંનું કશું નથી તો પાછું મેળવવા માટે તે બધું જ્યાં ઉત્તમ પ્રકારે હોય ત્યાં જઇ તેનો અભ્યાસ કરવો એજ માર્ગ ઇષ્ટ છે ત્યારે તેવા વખતમાં બીજી કેળવાએલીમાં ગણાતી ન્યાતોમાં પરદેશગમનના સવાલની હજી ઝપાઝપી ચાલે છે અને તમારી ન્યાતે તો તે સવાલનો ખુલાસો ઘણાં વર્ષથી કરેલો છે એ બહુ આનંદની વાત છે. **પણ પરદેશગમનથી જે આપણું ગયું છે તે લાવવા સાથે તે લોકોના ઉત્તમ ગુણો આપણામાં આવવા જોઇએ અને દોષો ન આવવા જોઇએ. પણ વખતે દોષો પણ આવ્યા હોય એવું મને તો** લાગે છે.

પૈસાની બાબતનો વિચાર કરતાં તમારી ન્યાત પૈસે ટકે સુખી હોય એવું મને તો લાગે છે તેમ વ્યવહારમાં કરકસરપણાથી વર્તતી હોય તેમ લાગે છે પણ હમણાં હમણાં વિદેશી પ્રજાની દેખાદેખીથી કે પૈસાના વધારાથી કે ગમે તે કારણથી **કપડાં લત્તાંની બાબત મન કાબુમાં ન રહેતું હોય તેમ લાગે છે.** મ્હારૂં કહેવું એમ નથી કે સુશોભિત વસ્ત્રો ન પહેરવાં એ પણ સોળ શણગારમાંનો એક શણગાર છે અને દરેક બાબતમાં જમાનો આગળ વધતો જ જાય છે એ બતાવી આપનાર ચિન્હ છે. પણ દરેક બાબત હદમાં હોય તે સારી. પૈસાદારનો વાદ સાધારણ સ્થીતીવાળાં કરવા જાય તો તેમાં તેમને દીવસ જતાં સોસવું પડે છે. પાસે પાંચ તોલા સોનું ન હોય તો ફીકર નહીં પણ ફેશનેબલ કપડાં તો એવાં જોઇએ કે એમાંથી કોણ પૈ-

સાહાર તે ઓળખાય નહી. એમ કેટલાકો રૂપીયા મનનો મોહ તૃપ્ત કરવામાં ઉડી જાય છે. અને તેટલી હરકત બીચારા ધણીને કે બાપને વેઠવી પડે છે તે તમારા જેવી કેળવાએલી ન્યાતને ઘટતું નથી. કેળવણીનું સારૂં પરિણામ આવ્યું તો ત્યારે જ કહેવાય કે મનપર આવો દઢ કાબુ મેળવી શકાય કે મન દુષ્ટ મોહને વશ ન થાય, આપણે મનના કબજામાં નહીં પણ મન આપણા કબજામાં રહે. પછી ભલે ઇશ્વરે આપેલા વૈભવ ભોગવો. પણ આ બાબતમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોનો દોષ વધારે હશે. ઇંગ્રેજી કેળવણી પામેલ યુવાનો ઇંગ્રેજ જેવો પોશાક પહેરે અને તેમાં આપણા લોકોના પોશાક કરતાં ગમે તેટલો વધારે ખર્ચ થાય તો તે માટે કાંઇ ફીકર ન હોય તે તેઓ પોતાની સ્ત્રીઓ, બહેનો, છોકરીયો વીગેરેને માટે પણ તેવો જ પોશાક પસંદ કરતા હોવા જોઇએ અને સ્ત્રીઓ તેને અનુસરે. પછી તેમાં વધારે ખર્ચ થાય તેમાં નવાઇ નહીં, પણ જરા વિવેક બુદ્ધિ કામે લગાડી પૈસાનો દુરૂપયોગ થતો અટકાવી આગળ કહ્યું તેમ મનને કાબુમાં રાખી સુંદર કપડાંનો ઉપયોગ થાય તો ઘણું સારૂં ન્યાતવરાની બાબતમાં પૈસાનો દુરૂપયોગ તમારી ન્યાતમાં કેટલો થાય છે તે મ્હારા જાણવામાં નથી. પણ સાંભળવા પ્રમાણે બીજા લોકોના પ્રમાણમાં તો ઓછો થાય છે. વળી મરણની મીજબાનીમે ઉડાવવાનું નાબુદ થયા સરખું લાગે છે એ ખુશી થવા જેવું છે. વરઘોડામાં પણ સુધારો કરી કેટલોક નકામો ખર્ચ કમી કરી પૈસા સંબંધી સ્થીતી સુધારવાના ઉપાયો લેવાય છે. આપણા દેશની પૈસા સંબંધી સ્થીતી ઘણી જ કઢંગી છે અને તેથી દરેક ન્યાતો પોતપોતાનામાં એ બાબત ઉપર જોઇએ તેવું લક્ષ આપે તો નકામા જતા ઘણા પૈસા બચાવી શકાય અગર સારા કામમાં લઇ શકાય પણ તેવું પહેલું પૈસાદાર-લોકોએ જ કરી બતાવવું જોઇએ. તેમણે જ નકામું ખર્ચ બંધ કરવું જોઇએ તો બીજા લોકો પણ તેને અનુસરે. મનવા નોની ઇચ્છા હોય તો વરાવરઘોડામાં વપરાતો પૈસો કોઇ સ્થાયી અભ્યુદયના કામમાં વાપરી શકે.

તમારી ન્યાતના કોઈ કોઈ રીવાજો તમારા જેવી કેળવાએલી ન્યાતને શરમ ભરેલા છે તથા તે તરફ તમારૂં પોતાનું પણ લક્ષ દોરાએલું છે તો પણ કાંઇ વ્યવહારમાં મુકાયું નથી. કેળવાએલી સર્વ ન્યાતોમાં રોવા કુટવાના દુષ્ટ રીવાજે વર્ષોનાં વર્ષોથી ઘર કરેલું છે. દુઃખના વખતમાં ખરૂં કે ખોટું પણ રોતાની સાથે રોવું, કુટતાની સાથે કુટવું એ રીતે તેના દુઃખના ભાગીદાર થવાથી તેને દીલાસો મળશે ને દુઃખીયારાનું દુઃખ ઓછું થશે એ અણસમજથી આ રિવાજ શરૂ થયો હશે પણ હવે તો તેનું વ્યાજ

બીપણું સમજાતું નથી. જેમ દરેક બાબતમાં સારૂં, નરસું, મધ્યમ, અધમ વિગેરે ભેદ પડી શકે છે તેમ દુષ્ટ રીવાજના પણ પાડીએ તો પડી શકે છે. અજ્ઞાન.સ્ત્રીયો જેઓ લાજ શરમમાં સમજે નહીં ને આ મુર્ખાઇ બતાવી આપવી એમાં જ મોટાઇ માને તેના કરતાં પણ તમારી કેળવાએલી ન્યાતનો આ રિવાજ વધારે અજ્ઞાનતા અને અધમતા ભરેલો જણાય છે. અને વધારે ખોટું તો એ છે કે આ ખોટું છે એમ સારી રીતે સમજવા છતાં પણ તેને છોડી શકાતો નથી. અને છોડી ન દેવાય તો ધુળ નાંખી પણ જરા સભ્યતા ભરી રીત કોઇ સભ્યસન્નારી અમલમાં મુકે તો વૃદ્ધ સ્ત્રીયોની ભારે ટીકાનેપાત્ર થાય છે. આ તમારી આગળ વધેલી ન્યાતને છાજતું નથી. મહિલાપરિષદોમાં આ માટે ઠરાવો થાય છે. પણ કાંઇ અમલમાં મૂકાતા નથી. એ તો સૌ પોતપોતાની મેળે સમજીને બંધ કરશે ત્યારે જ થશે. વળી ઘરનાં માણસો બીચારાં પોતાના દુખમાં મરીને રહ્યાં હોય તેમાં વળી શોક પાળતાં હોય તેવાંને જમાડવાની સરભરા કરવી પડે તેમાં પણ અમુક ખવાય ને અમુક ન ખવાય એવા વાંધા! ઘરડું માણસ મરી ગયું હોય ત્યારે તો બધું જ ખવાય ને જુવાન હોય તો તેલ મશાલા ખવાય. એ બધી પંચાત બીચારાં ઘરનાંને કરવી પડે એ કેટલું ત્રાસજનક છે. ઘરનાં માણસ પોતાના દુઃખની લાગણીમાં ખાય પીએ નહી ને શરીર ક્ષીણ થવાનો વખત આવે તેમ ન થાય તેટલા સારા હેતુને લઇને આ રિવાજ પડયો હશે એમ લાગે છે. પણ ગમે તેવો સારો ગુણ હોય તો પણ હદ ઓળંગે એટલે દોષ રૂપ થઇ જાય છે. ખાંડના સત્વની ટીકડી એક પ્યાલા પાણીમાં માત્ર એક નાંખવાથી જોઇએ તેટલું ગળપણ આવી જાય એવી હોય છે પણ તે એમને એમ આપણે મોઢામાં મુકીએ તો કડવી લાગે છે કેમકે એ, હદ બહાર ગળી હોય છે **તેવી રીતે તમારો આ રીવાજ હદ બહાર ગએલો છે અને તે જલદી નીકળી જાય તો ઘણું સારૂં.**

**હાલમાં વરવિક્રયનો વધી પડેલો રીવાજ બીજી સર્વ કોમોનું લક્ષ તમારા તરફ દોરે છે.** કેળવણીને પરિણામે તેમાં ઘટાડો થવાને બદલે વધારો જ થાય છે. છોકરાની માતા પોતાના છોકરાને રૂપિયાની થેલીયો જ સમજે.છે. છોકરાના પૈસા કરે છે ને પુરૂષો જાણે છે છતાં આંખ આડા કાન કરે છે. આ રિવાજનું અભિમાન એટલે સુધી વધી ગયું છે.કે લગ્ન થતા પેહેલાં છોકરીનાં માતપીતા જેટલી ખુશામત કરે તેટલી ઓછી છે. જો આ રિવાજને આગ્રહપુર્વક અટકાવવામાં નહીં આવે તો કન્યા વિક્રય કરતાં લેશ પણ ઓછા દોષને પાત્ર નહીં ગણાય. આ રિવાજથી માત્ર

એક ફાયદો થયો હોય એમ ઉપરથી જોતાં તો લાગે છે તે એ કે ઇચ્છાથી કે અનિચ્છાથી આપણા હિંદુસ્તાનમાં ચોતરફ ફેલાઇ રહેલો બાળલગ્નનો ઘાતકી રીવાજ તમારી ન્યાતમાંથી નાબુદ થયેલો છે અને વખત જતાં સરસ્વતિદેવીને પ્રભાવે મન મોટું થતાં વરવિક્રયનો રિવાજ નષ્ટ થશે તોપણ મોટી ઉમ્મરે લગ્ન કરવામાં ટેવાઇ ગએલાં બાળલગ્નને સ્થાન આપશે નહીં. પણ મેં પહેલાં એક વખત કહેલું છે કે દરેક વસ્તુ હદમાં હોય તે સારી તેમ વરની પેહેરામણી હદમાં સારી પણ તેણે હદ મુકી તેથી તે રિવાજથી આજે તમારી ન્યાતના મનમાં ઉથલપાથલ હોવા સાથે બીજાંને ગ્લાની ઉપજાવે છે તે તમારા જેવી જમાનાને અનુસરતી કોમને નીચું જોવરાવે છે.

તમારા લોકોનો એક વાતનો આગ્રહ મનનું સાંકડાપણું અને કેળવણીની વિચીત્રતા બતાવે છે તે એ કે મહારા સાંભળવા પ્રમાણે **તમારામાં દસાવીસાના ભેદ છે.** હું બરોબર જાણુતી નથી પણ એવું કહેવાય છે કે મૂળ તો તમે એક જેવા જ છો. તમારે ત્યાં ન્યાત હોય ત્યારે તમે તેઓને નોતરાં દો છો પણ આઘે બેસારીને જમાડો છો અને તેમ છતાં જ્યારે એમને ત્યાં તમને બોલાવે તો જમવા જાઓ છો વીગેરે બાબતોનો તમારો સંબંધ ચાલુ છે તો પછી શા માટે તેમને તમારામાં ભેળવી તમારો ઉદ્દાર ભાવ બતાવતા નથી. તમારામાંના ઘણા ખરા જ્ઞાતિબંધનની વિરૂદ્ધ છો તો તમારામાંનો પેટા ભાગ તો તમે દુર કરી શકતા નથી. કેળવણીને પ્રભાવે મનની મોટાઇ આવવી જોઇએ તે માત્ર વાતોમાં આણુવા કરતાં ક્રિયામાં આણુવી જોઇએ. મને લાગે છે કે યુવાન સ્ત્રી પુરૂષોને તો આ બાબતમાં વાંધો નહી હોય પણ વૃદ્ધ અને આધેડ સ્ત્રી પુરૂષોને ઘણા વખતથી એક ચીલામાં ટેવાઈ રહેલાં હોવાથી તે ચીલો છોડવો નહીં ગમતો હોય પણ તમારામાં તો ઉમ્મરે પહોંચેલાંઓ પણ બીનકેળવાએલાં નથી તો આ બાબતનો શાન્તીથી વિચાર કરી જોશો તો દેશની પડતી દશાનું આવા નાના નાના પેટા ભાગ એક કારણુ છે તો દેશનો એક અવયવ જે એક જ્ઞાતિ તેમાંના મત દુર કરી તેને સબળ અને વિસ્તારવાળી બનાવશો તો તમારી કેળવાએલી ન્યાતને શોભા ભર્યું છે એમાં સંદેહ નથી.

બધા દેશમાં વાતો વિધવા પુનર્લગ્નનો વાયરો **તમારી ન્યાતમાં પણ વાતો હોય તેમ લાગે છે. સ્ત્રીઓ એકમતે એ બાબતમાં વિરૂદ્ધ છે.** પણ તમારી ન્યાતના પુરૂષોમાં યુવાન વર્ગ એ માટે બહુ આગ્રહી હોય એમ દેખાય છે. વિધવાઓના અનાચાર અને નિઃશ્વાસથી લાગી આવે એ અસંભવિત તો નથી પણ એ સવાલ જ એવો ગુંચવાડા ભરેલો છે કે સા-

ક્ષરોત્તમ રા. રા. ગોવર્ધનરામભાઇ જેવા સમર્થ લેખક એમના સરસ્વતી-ચંદ્રમાં વિચારચતુર જેવા વિદ્વાન પાત્ર પાસે પણ નીર્ણય કરાવી શકયા નથી. ન્યાયની રીતે વીચારીયે તો આપણે પણ આ બાબતમાં ગુંચવાઈ જવાનાં કેમકે બાળલગ્નનો ભોગ થઇ પડેલી વિધવાઓને જોઇને ખરેખર સહૃદયી માણસને ત્રાસ આવ્યા વિના ન રહે પણ તેવી દુઃખી બાળાઓને સુખને માટે ક્ષણીક અને પામર સુખોની લાલચો બતાવી વર્તમાન સ્થીતીમાં ગોટાળો ઉભો કરવા કરતાં તેમનાં મન એવાં ઉન્નત બનાવવાં કે તેઓ પોતે જ એક કવિ કહે છે તે પ્રમાણે સમજે કે

**સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમ પાપ નથી.**

જો લગ્નપદ્ધતી સ્નેહલગ્ન ઉપર રચાય ને બાળલગ્ન અટકાવવામાં આવે તથા માનસિક કેળવણી બહુ ઉત્તમ પ્રકારની આપવામાં આવે તો સ્નેહ મૂર્તિ સ્ત્રીયો કદી પણ પુરૂષોની પેઠે પામર ન બને એમ હું તો માનું છું તેથી પણ તેમની સ્થીતીની વીપેશ દયા આવતી હોય તો તેમને વ્યવહારથી અલગ રહી ધાર્મિક જીવન ગાળવાની વ્યવસ્થા કરી આપવી જોઇએ. અને તેવું જીવન ગાળી શકે તેવી સગવડવાળી સંસ્થાનો લાભ આપવો જોઇએ. વર્તમાન સ્થીતીમાં કાંઇ પણ અવ્યવસ્થા થયા વિના જે સુધારો થઇ શકે તે અમલમાં મૂકવો જોઇએ. આપણો દેશ બીજા દેશોની સરખામણીમાં કેટલો બધો પછાત છે તે સર્વ કોઇ ભાઇ બહેનો જાણે છે. તેના ઉદ્ધારને માટે સ્વાત્માર્પણ કરી કામ કરે તેવાં સ્ત્રી પુરૂષોની બહુ જરૂર છે. ગૃહસ્થાશ્રમમાં પડેલાંઓથી તેવું સ્વાર્પણ થવું અશકય છે તેમને પોતાનાં છોકરાં છૈયાં વીગેરેમાં ઘણાં ઘુંચવાયલાં રહેવું પડે છે. તેમાંથી જે વખત મળે અને કાંઇ કરી શકે તે જ માત્ર થાય. પણ જેઓને પોતાનું કાંઇ કરવાનું જ ન હોય, બીજાને સુખી કરીને જ સુખી થવાનું હોય તેવાં સાર્વજનીક કલ્યાણનાં કામો વધારે સારાં કરી શકે છે. કેટલાક પુરૂષો પણ આવા વિચારથી સંસારમાં પડવાની ઇચ્છા નથી રાખતા. એવા જરૂરના વખતમાં વિધવાઓનાં લગ્ન કરવા લગ્નના પવિત્ર બંધનને શીથીલ કરી પ્રેમના ઇશ્વિરીતત્વને નહીં સરખુ બનાવવા કરતાં તેવી દુઃખી વિધવાઓને દેશહિતનાં કામોમાં યોજવામાં આવે, તેમનું નીરૂપયોગી જીવન પરોપકારથી તારી દેવામાં આવે તો પોતાના સુખને ભોગે તે કેટલાને સુખી કરી શકશે તેનો ખ્યાલ આપ પોતે જ કરી લેશો. અને તેવો બધો વિચાર કર્યા છતાં પણ જો પુનર્લગ્નનો સવાલ દૃઢી આગળથી ન ખસતો હોય તો એ **તમારા હૃદયના માપથી તમે સ્રીયોનું હૃદય માપો તેમાં સ્રીયોનું અપમાન**

થવા બરાબર છે. પણ હવે આ સવાલ સ્ત્રીયોનો છે ને તેનો વિચાર કરવાનો અધિકાર પણ સ્ત્રીયોનેજ હોવો જોઇએ. સ્ત્રીયો પોતે જ જ્યારે પોકાર કરે ત્યારે તે વખતે આપની દયાની લાગણીનો ઉપયોગ કરશો ને તેમને મદદ કરશો પણ હાલમાં તો સ્ત્રીયોનાં કોમળ મનને નકામાં ચકરોળે ચઢાવવાથી ફાયદો નથી.

તમારામાં ઐક્ય જણાય છે પણ પાશ્ચાત્ય રંગથી રંગાએલું હોય તેમ મને લાગે છે કેમકે અંદર અંદરના રાગદ્વેષથી તમારી ન્યાત પણ મુક્ત નથી. ઇંગ્રેજોમાં પ્રોટેસ્ટંટ અને રોમન કેથલીકો ભારે મતભેદ ધરાવતા હોય પણ જ્યારે બહારનો કોઇ હુમલો આવે તે પ્રસંગે પોતાના મતભેદ ભૂલી જઇ પોતાનું ઐક્ય જાળવી રાખે છે તેવી રીતે તમારામાં પણ તમારી ન્યાતના કોઇ માણસને બહારના કોઇ તરફથી કાંઇ હરકત આવી પડે અગર કોઇ સાથે હરીફાઇ કરવાની હોય કે કોઇને આગળ પાડવો હોય કે તેવું ગમે તે કાંઇ હોય તેવે પ્રસંગે બધાં એક થઇ જાય છે ને પોતાના અંદરના રાગદ્વેષ તેટલો વખત કોરાણે મુકે છે. આવું ઐક્ય તે એક પ્રકારનું વિસ્તારવાળું સ્વાર્થીપણું જ કહેવાય પણ ન મામા કરતાં કાણો મામો સારો એ કહેવત પ્રમાણે સમુળગું ઐક્ય ન સચવાય તેના કરતાં આવું પણ ખોટું નથી. પરંતુ વખાણવા જેવું તો એજ કે અંદરના રાગદ્વેષ નાશ પામે ને બંધુભાવ, ઐક્ય વિસ્તાર પામતાં પામતાં બીજી ગમે તે ન્યાતોનાં સ્ત્રી પુરૂષો પણ આપણાં ભાઇ બહેન છે માટે તેમને પણ આપણે મદદ કરવાની ફરજ છે ને તિરસ્કાર કરવો એ પાપ છે એવું મન મોટું થઇ જાય ત્યારે આવું મર્યાદાવાળું ઐક્ય મટી આપણા ઋષી મુનીયોએ કહેલું **आत्मवत्-सर्वभूतेषु** એવા સર્વોત્તમ ભાવથી ભરેલું ઐક્ય થાય અને તેમાં જ આપણા આર્યલોકોની ખરી ખુબી છે.

ટુંકામાં કહેવાનું કે તમારી ન્યાત કેળવાએલી છે ને કેળવાય છે પણ તેની ખામીયો સુધારવી જોઇએ. મેળવેલું જ્ઞાન પચાવી આચરણમાં ઉતારી ફળિભૂત કરવું જોઇએ. પૈસાનો દુરૂપયોગ થતો અટકાવવો જોઇએ. પરદેશની વિદ્યા કળા ગુણ વિગેરે સાથે દોષ ન આવે એવી સાવધાનતા રાખવી જોઇએ. સ્ત્રીયોની સ્થીતી છે તેનાથી સુધારવી જોઇએ કન્યાકેળવણી પણ ધર્મ નીતીયુક્ત અપાય તો સારૂં. દરેક સુધારામાં ધાર્મિક અને નૈતીક કેળવણીને પ્રથમ સ્થાન આપવું જોઇએ. રડવા કુટવાના અને શોકમાં ખાવાના તથા વરવિક્રયના હાનીકારક રીવાજો તજવા જોઇએ. મન મોટું કરી દસાઓને તમારામાં મેળવવા જોઇએ. વિધવા પુનર્લગ્નનો સવાલ સ્ત્રીયોના

હાથમા મુકવો જોઇએ તે માટે તમારે વિચાર કરવા કાંઈ જરૂર હાલ નથી અને એકરા ઉદારતાવાળુ જોઇએ આવુ બધુ થાય તો ખરેખર તમારી ન્યાત સર્વમા સર્વોપરી ગણાશે એ સર્વ વાતોનો તમે વિચાર તો કર્યોજ હશે પણ પુછવાથી મને જે ઠીક લાગ્યુ તે મ્હારી અલ્પ બુદ્ધી પ્રમાણે કહ્યુ તેમા કોઇને કાઇ ખોટુ લાગે તેવુ લખાયુ હોય તો હુ પણ તમારી બ્હેન છુ માની ક્ષમા કરશો.

---

## સ્થિતિ ભેદ.

અંજની ગીત

૧

વસંત નૃત્ય કરતો ડોળે !
પક્ષી, વાયુ, ગીતો જોડે !
આનંદોદધિ ધ્રુ ધ્રુ રોળે !
જાવુ ત્યાં હાવા !

૨

પીંજરના પોપટજી ઊડયા !
પાણીડા મોભલીએ રહડયા !
હૃદયમહી અંગારા ઊઠ્યા !
જાવુ કયા હાવા !

મુંબાઇ.
૨૬-૪-૧૯૧૧ } બી. કે.

---

## रुपिता रमणिने.

સ્નેહ અમે તો ધરીએ ! ઓ વ્હાલી !
સ્નેહ અમે તો ધરીએ !

તુજ સ્નેહ વિના મરીએ ! ઓ વ્હાલી !
સ્નેહ અમે તો ધરીએ !
દેવીરૂપ પ્રિયે ! ઓ તુ છે,
ભેટ અમે તે શી કરીએ ! ઓ વ્હાલી !
સ્નેહ અમે તો વરીએ !
તુજ સ્નેહ વિના મરીએ ! ઓ વ્હાલી !
સ્નેહ અમે તો ધરીએ !
સ્નેહ અમે તો ધરીએ ! ઓ વ્હાલી !
સ્નેહ અમે તો ધરીએ !

ગીરગામ-મુંબાઇ.
વટ સાવિત્રી પૂર્ણમા } બી. કે.

---

## નાતના ખબર અંતર.

**આપણી નાતમાં થયેલું એક અસાધારણ લગ્ન.**

તા. ૫ મી જૂલાઇને રોજ મુંબાઇ મુકામે આપણી નાતમાં એક અસાધારણ લગ્ન થયું છે. અને તે લગ્નની નોંધ અતીશય ખેદ સાથે અમારે લેવી પડે છે. પોતાની એક સ્ત્રી હયાત છતાં સુરતના વતની રા. મણીલાલ ઉમેદરામ બેરીસ્ટર એટ-લોએ આશરે ૪૮ વર્ષની ઉમ્મરે આમોદના મરહુમ હીરાલાલ પ્રાણલાલની આશરે ૧૬ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યાં છે.

રા. મણીલાલ જેવા વિલાયત જઈ ઉંચી કેળવણી લીધેલા ગૃહસ્થ આવું ઉંચી કેળવણીને કલંક લગાડે એવું પગલું ભરશે એવું અમે કદી પણ ધાર્યું નહોતું. પરંતુ મનુષ્યમાં રહેલી પશુ વૃત્તિનો ભરોસો શું ! !

એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવી એને તો અમે અધમમાં અધમ પશુત્વ માનીએ છીએ. અને એમાં રહેલી ભ્રષ્ટતા અને મલીનતા દર્શાવવાને દુનીઆની સર્વ ભાષાઓ ભેગી કરી શબ્દો શોધવા નીકળીએ તોપણ પુરતા શબ્દો મળી શકે એમ નથી. ગૃહ અને કુટુંબના સર્વ સુખો નષ્ટ કરનાર, પુરૂષોને જંગલી પશુ બનાવનાર, સ્ત્રીઓને નીચમાં નીચ ગુલામગીરીની અધમ અવસ્થા પ્રાપ્ત કરાવનાર આનાથી બીજું શું હોઇ શકે ?

એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાના દાખલા આપણી નાતમાં એકાદ બે બનેલા છે. પણ અમને આશા હતી કે કેળવણીના બોહળા પ્રચારને લીધે ઉત્પન્ન થયેલી ઉંચા પ્રકારની માનસિક વૃત્તિઓના બળે કરીને એ અધમ રીવાજ હવે આપણામાંથી બીલકુલ જતો રહેશે. પણ આ બનાવથી તે આશાઓ નષ્ટ થઇ છે. રા. મણીલાલના આ પગલાએ આપણી નાત પાસેથી પોતાને સુધરેલી ને કેળવાયલી કહેવડાવવાનો હક છીનવી લીધો છે. અને આપણને ૨૫-૩૦ વર્ષ પછાડી નાંખી દીધા છે. પોતાનાપર આવેલો આ કલંક દુર કરવાને તેમ પોતાની ગયેલી પ્રતિષ્ઠા પાછી મેળવવાને નાત હવે શું પગલા લે છે તે આપણે જોવાનું છે.

રા. મણીભાઇના બચાવમાં એમ કહેવામાં આવે છે કે એમને એમની પહેલીવારની સ્ત્રી સાથે બનતું નથી, સંતાનો નથી, આ બીજીવારના લગ્નમાં પહેલીવારની સ્ત્રીએ સંમતી આપી છે. પહેલીવારની સ્ત્રીના ભરણપોષણને માટે એમણે મહીને રૂ. ૨૫ આપવા કબુલ કર્યા છે વગેરે.

રા. મણીભાઇના આવા પગલાનો બચાવજ હોઇ શકે એમ અમે તો માનતા નથી. પહેલીવારની સ્ત્રીની સંમતીથી રા. મણીભાઇએ આ પગલું

ભર્યુ છે એમ કહેવું તે એ બીચારીને દાઝયાપર ડામ દેવા સરખું છે. કોઇ પણ ડાહી ને સમજુ સ્ત્રી આ બાબતમાં રાજીખુશીથી પોતાની સંમતી આપે ખરી કે? પરંતુ સંજોગો એવા છે કે પોતાનું માન જાળવવાને પોતાનું ભરણપોષણ નક્કી કરી લેવા નાછુટકે એને હા કહેવી પડી હશે. જ્યાં પુરૂષ વર્ગની સત્તા સર્વત્ર હોય અને સ્ત્રીની સ્થિતિ માત્ર ગુલામ જેવી હોય ત્યાં આવી બાબતમાં અત્યંત દબાણથી સ્ત્રી સંમતી ના આપે તો જાય કયાં?

રા. મણીભાઇને સંતાન નથી માટે એમનું આ પગલું યોગ્ય છે!! જાણે કે સંતાન નહીં થવામાં હમેશાં સ્ત્રીઓનો જ દોષ હોય! અને એકવાર સ્ત્રીના જ કોઇ શારીરીક દોષને લીધે સંતાન ન થતા હોય તે માટે એકપર બીજી સ્ત્રી કરવી શું યોગ્ય છે? જે લોકો આ બચાવ રજુ કરે છે તેમના લગ્ન તથા લગ્નના સુખો સંબંધે શું વિચારો છે તે અમારા ખ્યાલમાં પણ આવતા નથી. એક સ્ત્રી સાથે ના બનતું હોય તેટલા કારણથી બીજી સ્ત્રી કરવાની જે નાતમાં છુટ આપવામાં આવે છે તે નાતની સાંસારીક સ્થિતિની અધમતા વિષે પુછવુંજ શું? પોતાના ઇંદ્રીય સુખોની ખાતર એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાની પરવાનગી જે નાતમાં મળે છે તે નાતમાં પુરૂષવર્ગની નીતિ કેટલી બધી ભ્રષ્ટ હોવી જોઇએ?

વળી વધુ આશ્ચર્યકારક તો એ છે કે જ્યાં પુરૂષવર્ગની નીતિ આટલી બધી ભ્રષ્ટ છે ત્યાં સ્ત્રીઓ તરફથી તો અશક્ય આદર્શની આશા રાખવામાં આવે છે. પતી-ગમે તેવો અધમ, દુરાચારી, બીનકેળવાયલો ને રોગીષ્ટ હોય તો પણ સ્ત્રીએ તેને પ્રભુ તુલ્ય માની તેને નીભાવવો ને તેની સાથે સંસાર ચલાવવો. એટલુંજ નહીં પણ દૈવયોગે કદી સ્ત્રી બીચારી ૧૫-૨૦ વર્ષની કુમળી વયે વીધવા થાય તોપણ તેને મૃત્ત પતીની પાછળ અખંડ વૈધવ્ય પાળવું. જ્યાં સ્ત્રી પુરૂષના નીતિના ધોરણ વચ્ચે આટલો બધો તફાવત રાખવામાં આવે છે ત્યાં પુરૂષવર્ગને માટે સ્ત્રીઓને કેટલો બધો હલકો અભીપ્રાય બંધાશે.

રા. મણીભાઇના લગ્નનો વિષય એટલો બધો દુઃખદ છે કે એ સબંધે વિશેષ બોલવું અમને જરૂરનું લાગતુ નથી. અમને સંપૂર્ણ ખાત્રી છે કે આપણા જેવી સમજુ ને વ્યવહાર કુશળ નાત આ બાબતમાં કાંઇ પણ પગલું ભરી પોતાની ફરજ બજાવશે જ. નાતનો પુરૂષ-વર્ગ પોતાના સ્વાર્થની ખાતર આ બાબતમાં આંખ આડા કાન કરે તોપણ નાતના સ્ત્રી વર્ગને અમારો ખાસ આગ્રહ છે કે તેઓએ આવા પ્રકારના લગ્નની વીરૂદ્ધ એક

સંગીન હીલચાલ શરૂ કરવી. બ્હેનો આ લગ્નથી તમારા હક ઉપર એક મોટી તરાપ મારવામાં આવે છે. રા. મણીભાઇનો દાખલો લઇ બીજો કોઇ તરંગી પુરૂષ પણ આવું લગ્ન કરવા તૈયાર થશે. ડોશી મુઆનો ભય નથી જમ પલકયાનો ભય છે. આવા બે ચાર દાખલા બનશે તો આપણા સંસારમાં તમારૂં સ્થાન ક્યાં રહેશે ? પહેલીવારની સ્ત્રીના ભરણ પોષણ માટે રૂ. ૨૫ આપવા કાંઇ મુશ્કેલ નથી. અને ભરણ પોષણના રૂપીઆ દરેક મહીને નિયમસર અપાયા જશે એનો ભરોસો શું ? લગ્ન સમયે ચારે દેવતા સમક્ષ લીધેલી પ્રતીજ્ઞા તોડવા જેટલો જે માણસ અધમ બને છે તે માણસને પોતે મોંઢે કરેલી કબુલાત તોડતા કેટલીવાર ? અને રા. મણીભાઇએ રૂ. ૨૫ આપવાના કબુલ્યા તો બીજો કહેશે કે હું તો રૂ. ૧૫ જ આપીશ અને ત્રીજો કહેશે કે મારી શક્તિ તો રૂ. ૫ થી વધારે આપવાની નથી. અત્યારે આપણી નાતમાં પ્રચલીત વરવિક્રયના વધારાને લીધે કમાતા પુરૂષને ગરીબની કન્યા મેળવવાનું આપણી નાતમાં હવે મુશ્કેલ નથી. પુરૂષ વર્ગની માફક તમે પણ આ બાબતમાં આંખ આડા કાન કરશો તો પછી સુધરેલી નાતમાંથી જંગલી નાતમાં જતા આપણને વધુ વિલંબ નહીં લાગે.

સાધારણ રીતે નાત બહાર મુકવાનું હથીઆર આપણામાં વધુ વપરાતુ જોવાને અમે રાજી નથી. એ હથીઆર વધુ ને વધુ નિર્બળ ને શક્તિહીન બની જાય તે જોવા અમે ઉત્સુક છીએ તો પણ આવા સંજોગોમાં આપણી પાસે રહેલું આ એકજ હથીઆર વપરાવવું જોઇએ એવી અમારી દૃઢ માન્યતા છે. માત્ર શાંતીને ચાહનાર કેટલાકનું માનવું એમ છે કે આપણી નાત બહુ ટુંકી છે તેથી જો આવી બાબતમાં આપણે પગલું ભરવા જઇશું તો તેનાથી નાતમાં નાહક કલેશ થશે ને તડ પડી આપણામાં નાહક ફાટફુટ થશે માટે આવી બાબત દરગુજર કરવામાંજ ડહાપણ છે. અમે આ બાબતમાં આવાઓના વીચારની વિરૂદ્ધ છીએ. આચારવિચારની વીશેષતાને લીધે આપણી નાતમાં અત્યારે એવો સમય આવ્યો છે કે એકવાર નાતમાં ચલાભાગ થવાની ખાસ જરૂર છે. આથી કરીને નાતમાંથી ચોખા અને કુસકી આપોઆપ છુટા પડી જશે.

છેવટમાં ચારે ગામની નાતને અમારી નમ્ર વિનંતી છે કે રા. મણીલાલના લગ્નની બાબત એટલી બધી ગંભીર છે કે તેપર જો અત્યારે આપણે આંખ આડા કાન કરીશું તો આપણા સાંસારીક જીવન તથા આપણી નાતની પ્રતિષ્ઠાને ઘણીજ ભારે હાની થવાનો સંભવ છે માટે તે બાબતમાં

તાત્કાળીક પગલાં લેવાની જરૂર છે. નાત સમસ્ત આ બાબતમાં તાત્કાળીક પગલાં ભરવા નાખુશી બતાવે તો નાનના યુવાન ને કેળવાયલા સ્ત્રી પુરૂષને અમારી આગ્રહ પૂર્વક વિનંતી છે કે તેઓએ આ સમયે મુગા બેસી ન રહેતા રા. મણીભાઇના આ કાર્ય તરફ તેઓએ જાહેર રીતે અત્યંત ધીક્કાર તેમ તિરસકાર દર્શાવવો. —અ—

**બીજું બ્રહ્મક્ષત્રિય વાર્ષિક સંમેલન (ભરૂચ) ઇનામનો મેળાવડો.**

તા. ૧૪ મી મેને રોજ બીજું બ્રહ્મક્ષત્રિય વાર્ષિક સંમેલન રાજકોટની રાજકુમાર કોલેજના પ્રો. બ. ક. ઠાકોરના પ્રમુખપણા હેઠળ કરવામાં આવ્યું હતું. સાંજના કલાક ૫ થી ૬—૩૦ સુધી પાંચ વર્ષની ઉપરના છોકરા છોકરીથી માંડીને રનીંગ રેસ, લોંગજમ્પ, હાઇજમ્પ, સેક રેસ, લેમન સ્પુન રેસ, થ્રીલેગ રેસ, ચેઇર રેસ, એક રનીંગ, મંકી રેસ, અને કોલેજ સ્કુલના વીધાર્થીઓની એક પાર્ટી અને બીજી ન્નાતના પચાસ વર્ષની ઉમર સુધીના ગ્રહસ્થોની પાર્ટી વચ્ચે "ટગ ઓફ વાર" ની રેસ થઇ હતી. તે પછી રીફ્રેશમેન્ટ લીધા બાદ ઇશ્વર પ્રાર્થનાથી શરૂ કરી "સ્કોટ કવીની લેડી ઓફ ધી લેક" ફીટસ જેમ્સ અને રોડરીક ડયુ વચેના દ્વંદ્વ યુદ્ધનો પાર્ટ નરેન્દ્ર મોતીલાલ અને સાકરલાલ કલ્યાણરાયે ભજવી બતાવી નાટક પ્રયોગોનું કામ શરૂ કર્યું હતું. ત્યાર પછી નાના છોકરાઓની પાસે સંગીત સાથે લશકરી કવાયત કરાવી હતી. તે પછી દીનકરરાવ પ્રાણલાલ જહેરી સાપના ઉરદુ ખેલમાંથી નાહરસીંગ ડાકુના ખોપરી સાથેના મનોગત વીચારના, રમેશચંદ્ર દત્તના રામાયણમાંથી સાકરલાલ કલ્યાણરાય અને રામલાલ મણીલાલે રામ અને જાબાલી રૂપી વચ્ચેના સત્ય અને દુનીઆના સુખ વીષે વાદવીવાદના, રા. રા. રમણભાઇ નીલકંઠના ભદ્રંભદ્રમાંથી જયંતીલાલ બલવંતરાયે અને ધીરજલાલ પ્રાણસુખરામ વીગેરેએ ગામડાની નીશાળના મહેતાજીના માનપત્ર વીશેના પદાર્થપાઠના, શેકસપીયરના હેમલેટ અને એના પીતાના આત્માના ફરેસ્તાની વાતચીતના, સુંદરરાય બલવંતરાય ઠાકોરે મેકોલેની હોરેસીયસના, જયંતીલાલ બલવંતરાય અને ત્રીકમલાલ કુરણારામ વીગેરેએ ભદ્રંભદ્રમાંથી વંદાવધના કેસના અને બર્કની ફ્રેન્ચ રેવોલ્યુશનમાંથી નવા જમાનાની તાસીર ઉપરના કથનના સાકરલાલ કલ્યાણરાયે પાઠો કર્યા હતા. ત્યારબાદ રાતના નવ કલાકે મેળાવડો બરખાસ્ત થયો હતો. આ મળાવડા દરમ્યાન સ્ત્રીઓની હાજરી પણ પુરૂષોની હાજરીના જેટલીજ મોટી જોવામાં આવતી હતી.

તા. ૧૫ ને રોજ સવારના અત્રેના જાણીતા ફોજદારી વકીલ અને ભરૂચની બ્રહ્મક્ષત્રીય પંચના સેક્રેટરી રા. રા. અંબાશંકર હરીપ્રસાદના પ્રમુખપણા હેઠળ જ્ઞાતના છોકરા-છોકરીઓને વારષીક પરીક્ષાઓમાં ફતેહમંદ નીવડયા બદલ અને ગઇ કાલે થયેલા સંમેલનની સ્પોર્ટસ અને નાટય પ્રયોગ કથન સંભાષણ વીગેરેના ઇનામો વહેંચી આપવાનો મેળાવડો ઉપલેજ ઠેકાણે થયો હતો. શરૂઆતની કેળવણી કમીટીના સેક્રેટરી રા. રા. વકીલ અંબાશંકર ઉત્તમરામ મલજીએ કમીટીના કામકાજનો વાર્ષીક રીપોર્ટ નીચે પ્રમાણે રજુ કર્યો હતો. "આ મેળાવડો આ કમીટી તરફનો બીજો છે. અને તે પ્રસંગે તમો સરવે સાહેબોની હાજરી બદલ હું આપનો આભાર માનું છું."

"હાલના વખતમાં કેળવણીમાં ફક્ત નીશાળની કેળવણીનો સમાસ થવો જોઇતો નથી અને ગૃહ કેળવણી Home Education એ કેળવણીનો એક મજમુન અંશ ગણાવો જોઇએ. સગીર બાળકોના વાલીઓએ તેથી કરીને આ બાબત ઉપર ધ્યાન રાખવું ઉચીત છે. તેમ થવાથી બચ્ચાનું ભલું થવા ઉપરાંત ન્યાતની ઉંચ સ્થીતી સચવાઇ રહેશે. દેસાઇ વીષ્ણુપ્રસાદનું સ્મારક ફંડ આ સંસ્થાના તાબામાં ઇલાયદુ રાખવામાં આવ્યું છે. તેની ઉપજ હાલમાં વાર્ષીક આશરે રૂ. ૩૦) નો અંકાય છે, તેમાં રૂ. ૧૫) ની એક સ્કોલરશીપ ન્યાતમાં જે વીદ્યાર્થી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ઉંચામાં ઉંચે નંબરે પસાર થાય તેને અપાય છે; તેવું ઇનામ આ વર્ષમાં મી. દીનકરરાય પ્રાણલાલ દેસાઇને મળ્યું છે. બાકીના રૂ. ૧૫) બનતાં સુધી તનની કેળવણી પાછળ ખરચવા ઠરેલું છે. અને તે રકમ સ્પોર્ટસના કામમાં બે વર્ષથી કમીટી આપે છે.

બીજી રૂ. ૬૦ ) ની વાર્ષીક સ્કોલરશીપ મર્હુમ ઓ. રા. બા. ચુનીલાલજી વેણીલાલજીના નામની તેમના સુપુત્ર ઓ. રા. બા. મોતીલાલ તરફથી આપવાનો બંદોબસ્ત થયો છે. તે બદલ મુદ્દા રકમ હજુ કોઇ જમીનગીરીમાં રોકાઇ શકી નથી, પરંતુ તે રોકી આપવા સરદાર સાહેબે લખી જણાવેલું છે કે તેમણે તજવીજ કરેલી છે અને ઉમેદ છે કે માસ એક બેમાં તેનો નીકાલ આવી જશે. આવતા રીપોર્ટમાં એ સ્કોલરશીપે શું સ્વરૂપ લીધું છે તે જણાવવા હું ઉમેદ રાખું છું. દરમ્યાન રૂ. ૬૦) ચાલુ સાલે સ્કોલરશીપના સરદાર સાહેબની ખાયસ મુજબ મી. વીષ્ણુપ્રસાદ રતનરામને આપવામાં આવશે.

પંચનો હીસાબ આ ફંડથી નીરાળો થઈ ગયો છે અને આ કમીટીની સ્થીતી હીસાબની બાબતમાં નીચે મુજબ છેઃ-

રૂપીઆ.
૬૭-૧૫—૩ તા. ૧-૧-૧૦ વરસ શરૂ થતા સીલીક.
૧૨૭-૦-૦ બક્ષીસના રોકડા.
૬૦-૦-૦ રા. બા. ચુનીલાલ સ્મારક.
૩૫-૦-૦ ભુવાની જમીનના દાણના.
૬૯-૯-૭ બેંકના વ્યાજના.

૩૬૩-૮-૧૦
રૂપીઆ.
૧૨૪-૨-૯ ફી તથા મદદ.
૭૫-૦-૦ સ્કોલરશીપના.
૬૦-૦-૦ રા. બા. ચુનીલાલ.
૧૫-૦-૦ વીષ્ણુપ્રસાદ.
૩૫-૦-૦ ઇનામ તથા સ્પોર્ટના મદદના.
૨૯-૯-૭ મુંબાઈ બેંકની બુકમાં વ્યાજના ચહડેલા.
૮૯-૧૨-૬ હાથપર.

૨૬૩-૮-૧૦
મુદ્દલ રકમો ફંડોની નીચે મુજબ રોકાયેલી છે:—
રૂપીઆ.
૫૦૦-૦-૦ સરકારી પ્રોમીસરી નોટનો કટકો નં. ૧.
૫૦૦-૦-૦ ઓ. રા. બા. મોતીલાલ સાહેબે સેફ ઇન્વેસ્ટમેંટ માટે લીધેલા તે.
૧૦૦-૦-૦ બક્ષીસની રકમો મળેથી મી. ધીરજલાલ પરમોદરાય તરફથી આવેલા ભરૂચ ઇંડસ્ટ્રીયલ મીલનો.
૧૦૦-૦-૦ ભરૂચ કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી ખાતે ફીકસ્ડ ડીપોઝીટ.
૩૬૭-૧૪-૪ મુંબઇ બેંક ખાતે સેવીંગ બેંક એકાઉન્ટમાં.
૬૦૦-૦-૦ ભરૂચ ઇંડીઅન સ્પીસી બેંક લીમીટેડ ખાતે ફીકસ્ડ ડીપોઝીટ.
૮૯-૧૨-૬ સેક્રેટરીના હાથપર.

૩૧૫૭-૧૦-૧૦

પેરા ૭ ની રકમો પઇકી રૂ. ૬૦૦ ઇંડીયન સ્પીસી બેંકમાં જમે છે, તે દેસાઈ વીષ્ણુપ્રસાદના સ્મારક પઇકીના અલાયદા છે. સ્મારકની કુલ રકમ રૂ. ૬૨૨-૧૨-૦ મધેથી એ રકમ જતાં વધારાના રૂ. ૨૨-૧૨-૧૦ એ ખાતાના કમીટીના ચાલુ હીસાબમાં જમે છે.

વર્ષ દરમ્યાન નાતના કેટલાક ગ્રહસ્થોએ પ્રસંગવસાત જે બક્ષીસો આપી છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે. વધારાના મેસર્સ

માણેકલાલ સાકરલાલ તથા મુકુંદરાય આત્મારામ અને ડા. મંજુલાલ જન્દવરાયે પોતાની સ્થીતીને ઉદેશી દર વર્ષે અમુક રકમો ઇનામ તરીકે આપવા જણાવેલું છે, તેની કમીટી આભાર સાથે નોંધ લે છે. ઉદારનાનો ઝરો નાતના ગ્રહસ્થો તેજ મુજબ વહેતો રાખશે એવી ઉમેદ છે.

પરીક્ષાનાં પરીણામો નીચે મુજબ છે:—

### કોલેજ.

| પરીક્ષાનું નામ. | બેઠા. | પાસ. |
|---|---|---|
| એલ. એલ. બી. ... ... ... | ૨ ... | ૨ |
| બી. એ.... ... ... ... | ૧ ... | ૧ |
| ઈન્ટરમીડીયટ ... ... ... | ૦ ... | ૦ |
| પ્રીવીયસ... ... ... ... | ૬ ... | ૨ |

### અંગ્રેજી સ્કુલ.

| | | |
|---|---|---|
| મેટ્રીક્યુલેશન ... ... ... | ૧૭ ... | ૫ |
| સીક્સથ સ્ટેન્ડર્ડ ... ... ... | ૫ ... | ૧ |
| ફીફ્થ ... ... ... ... | ૮ ... | ૨ |
| ફોર્થ ... ... ... ... | ૬ ... | ૦ |
| થર્ડ ... ... ... ... | ૬ ... | ૩ |
| સેકંડ ... ... ... ... | ૫ ... | ૪ |
| ફર્સ્ટ ... ... ... ... | ૫ ... | ૨ |

### પુરૂષ વર્ગ ગુજરાતી.

| | | |
|---|---|---|
| ધોરણ—૪ ... ... ... ... | ૪ ... | ૨ |
| ૩ ... ... ... ... | ૫ ... | ૩ |
| ૧ ... ... ... ... | ૨ ... | ૧ |
| બાળવર્ગ ... ... ... ... | ૨ ... | ૧ |

### ગુજરાતી કન્યા વીભાગ.

| | | |
|---|---|---|
| ધોરણ—૫ ... ... ... ... | ૩ ... | ૩ |
| ૪ ... ... ... ... | ૪ ... | ૩ |
| ૩ ... ... ... ... | ૧ ... | ૧ |
| ૨ ... ... ... ... | ૨ ... | ૨ |
| ૧ ... ... ... ... | ૪ ... | ૪ |
| બાળવર્ગ ... ... ... ... | ૩ ... | ૨ |

એકંદરે સ્કુલનું પરીણામ કંગાલવાળું છે અને તે બાબત લક્ષ દોરાવવાની જરૂર છે. કોલેજના પરીણામો પણ જેઓ કાયદાની ડીગ્રીના પરીક્ષામાં પસાર થયા છે તેમને અને બીજા વીદ્યાર્થીઓને તેમની ફતેહ બદલ સપ્રેમ અભીવંદન દેવામાં આવે છે.

છેવટે વાર્ષીક પ્રાઈઝ બદલની રકમો અને બક્ષીસો કમીટીને મેળવી આપવામાં જે પણ ગ્રહસ્થોએ તેમાં ખાસ કરીને રા. રા. બળવંતરાય નરભેરામ દેસાઇએ તકલીફ લીધી છે તે બદલ તેમનો ફરીથી ઉપકાર માની આ મેળાવડો ભેગો કરવાની તમામ મહેનત મી. નરહરીલાલ કુરણારામે ઉઠાવી છે તેની નોંધ લઈ આ રીપોર્ટ ખતમ કરૂં છું.

ત્યારબાદ ઇનામો વહેંચી આપવામાં આવ્યાં હતાં.

એ પછી પ્રો. બ. ક. ઠાકોરે પ્રસંગને અનુસરતું અને વીદ્વતાભરેલું અસરકારક ભાષણ કર્યું હતું. તેમાં તેમણે આવા સંમેલનોની જરૂરીયાત ને ઉપયોગીતા વિષે બોલતાં જણાવ્યું કે છોકરા છોકરીઓને રમવા કુદવા અને મોટાઓની નકલ કરતાં શીખવાના સાધનરૂપ હોવાથી આકર્ષક અને આનંદ જનક લાગે એ કુદરતી છે. અંગકસરતની જરૂરીયાત શરીરના સ્નાયુઓ મજબુત કરવાને માટે છે કેમકે શરીરની સ્ફુરતી અને તાકાત કેવળ હાડકાઓમાં કે અવયવોમાં નથી પરંતુ લોહીની ગતીમાં છે. બહુ કસરતની જરૂર નથી. કસરત જાપાનીઓની માફક જ્યુજીત્સુ, આપણા દેશના દંડ કે મગદળ અને યુરોપના દેશોના સેન્ડોની પદ્ધતીના ડંબેલસથી પણ થઈ શકે છે, પરંતુ કસરતની સીમા અને અંતીમ સાધ્ય પ્રાણવાયુ (પ્રાણાયામ) ની કોઈ ગુરૂ મળે કસરત શીખાય અને તેને અંગે મન અને આત્માની ખીલવણીના સાધન મળે તેમાં છે. કસરતનો મંત્ર stretch અથવા તાણો છે. સ્નાયુઓ તણાય એવી ક્રીયાઓ નીયમસર કરીયે એનું નામ અંગકસરત. આ મધ્યમસર અને હરહમેશ નીમેલે વખતે પુરતા ધ્યાન અને ઉમંગથી કરવામાં આવે તોજ ફળ છે. અનીયમીત અને કંટાળાથી અને કોઇ એક વખત અતીશય કરી નાંખીને પછી પાછા દીવસો સુધી કંઇજ નહીં એમ કરવામાં તો ઉલટુ નુકસાન છે. હવે વેષ ભજવવા, નકલ કરવી એના સંબંધમાં આપણા જુવાનીયાઓ અને છોકરાઓ કેવળ બહારના વેષ પોશાક વીગેરેથી આકરષાય છે, પરંતુ આપણી ફરજ છે કે તેમને તે તરફથી ધીરે ધીરે વાળી નાટય પ્રયોગ, કથન સંભાષણ વીગેરેના સત્વના પ્રેમી થતા શીખવવું. એની ફત્તેહનો આધાર તાલીમ ઉપર છે અને તાલીમ વીનાનો અથવા અપુર્ણ તાલીમવાળો એનો બીજો ભાગ તમાસો નીરર્થક છે. આવા સંમેલનની ફત્તેહનો આધાર અને તેના નીતીશીક્ષણનો આધાર સહકારીતા એટલે ૧૫-૨૦ કે અથી વધારે માણસોએ એક રાગથી હળીમળીને પોતાની અંગત લાગણીઓપર અંકુશ મુકીને કામ કરવાની શક્તીમાં છે. આ સંબંધમાં મારા જેવા માત્ર બોલી શકે, એ સંબંધમાં નીયમન દાખલ કરવું એ માબાપોની, અને બાવીસથી ત્રીસ વર્ષના કેળ-

વાયલાઓ જેઓ અહીં સ્થીર રહેનારા હોય તેઓનું કામ છે. તેઓ આગળથી તૈયારી કરે, કવીતા આદી પસંદ કરે, છોકરાઓને તાલીમ આપે અને બધી વ્યવસ્થા પોતાના હાથમાં રાખી છોકરાઓને તેના બોજામાંથી મુક્ત રાખે તોજ આવા પ્રયાસોમાંથી ઉત્તમ ફળ મળે. આવા પ્રસંગોને કેળવણી સાથે સંબંધ છે અને કેળવણીનો મંત્ર જે એકાગ્રતા તેનું પણ સેવન કરવાની તક મળે છે. જેણે ખરી એકાગ્રતા સીદ્ધ કરી છે તેને આ દુનીયામાં કશુંએ કામ મુશ્કેલ નથી. કેટલાકો કહે છે કે અમારાથી હીસાબનું કામ થતું નથી, તેઓ ખરૂં જોતાં મુંજી અને દાંભીક હોય એવું આપણને ઠસાવવાની કોશીશ કરે છે કે અમે અંગ્રેજી, ગુજરાતી ભાષાઓમાં કુશળ છઇએ, તેનીજ રીતે કેટલાકો તરફથી પોતાની ઇતીહાસના બનાવો કે તવારીખો યાદ રાખવાની અશક્તીનો ખેદ કરવામાં આવે છે. ખરા જ્ઞાનને માટે હું પોતે અજ્ઞાન છું. મને મારે દુનીયાના જુદા જુદા પ્રકરણોમાંથી અને આવા નાના મોટા પ્રસંગોમાંથી કાંઇને કાંઈ શીખવાનું છે અને તેમ જ્યારે ન બની શકે ત્યારે તેને માટે ખેદ કરે એવી નમ્રતાવાળાઓ ખરાજ પાત્ર છે. આપણી જ્ઞાતમાં એકલા છોકરાઓને દોષ દેવાનો નથી. પરંતુ આજથી ત્રણચાર પેઢીનો ઇતીહાસ જોઇએ તો કહી શકાય કે અવીનયતા કડવી જીભ, અનીયમ, ફુલાસ, હુંપદ, અને પોતાની નીષ્ફળતા માટે વખત આવે હાથ બતાવવા સુધીનો ફાંનો રાખવાની વૃતી એ દોષો જણાય છે ને તેને લીધે આવા કે બીજા નાના મોટા પ્રસંગો કે કાર્યોની વ્યવસ્થા કે સ્નેહ જોઇએ તેવા થવામાં મુશ્કેલી ખમવી પડે છે. આપણા લોકોને વખતની કીંમતનો, પોતાના કર્તવ્યનો કે સત્યનો ખ્યાલ કરવો ઘટે છે. આપણી નાતમાં ઇશ્વિર કે ધર્મના તો કેવલ શબ્દનો જ પ્રચાર છે. આપણી નાતમાં સાકરલાલ દુરગારામજી પછી કોઈ ખરો ભક્ત થયો હોય એવું જાણ્યામાં નથી. શાસ્ત્રનું વચન છે કે મીઠી, પ્રીય અને સત્ય વાણી બોલવી અને સત્ય પણ અપ્રીય વાણી વર્ज्यं ગણી કડવાસથી કામ લેવાને બદલે મીઠાસથી કામ લેવું એ વધુ સારૂં છે. સૌ પ્રાણીઓમાં ઇશ્વિરે માણસને જ મ્હોં આપ્યું છે અને તેની શોભા વાણીરૂપ ભુષણ ગ્રહણ કરવામાં છે અને તેથી નાતની પણ બાટાઇ કરવાનું કામ કદાચ સારૂં ગણાય અને છાપામાં તેવા લેખોથી નાતને કદાચ ફાયદો થવાનો કેટલાએક માનતા હશે છતાં પણ નાતના ભાઈઓના મેળાવડામાં નાતના દોષો બતાવવાના જ્યારે જ્યારે મને વરસ બે વરસે પ્રસંગો મળે છે ત્યારે ત્યારે કડવા શબ્દો કહેવા પડે છે, તે સૌના હીતની ખાતર અને કર્તવ્યબુદ્ધીથી કહું છું. વારૂ, મારા કથનમાં જે કંઈ સત્ય હોય અને હીતકર હોય તેનો લાભ લેવાની વૃત્તિ ઇશ્વર સૌને આપો.

એ પછી પ્રમુખે નાતના ભાઈઓને પ્રો. જ. ઠાકોરના ભાષણના શબ્દો મનન કરવા ભલામણ કરી હતી અને જણાવ્યું હતું કે હું તેમના વીચાર સાથે મોટે ભાગે મળતો થાઉં છું અને છેવટ તેમણે નાતના સૌ વીદ્યાર્થીઓને ભવીષ્યની વીશેષ ફત્તેહ અને ચહડતી કળાના આર્શીવાદ આપ્યા હતા. —નરહરિ—

**અમદાવાદ બ્રહ્મક્ષત્રિય એસોસીએશનમાં થએલા ભાષણો.**

તા. ૨૯–૪–૧૧ ને રોજ રા. કૃષ્ણલાલ બાળકૃષ્ણ રામદાસીએ (બ્રાહ્મણ) રા. હરિપ્રસાદ ફીરપારામ ઠાકોરના પ્રમુખપણા હેઠળ હિન્દુસ્થાનનો સાંસારિક ઇતીહાસ એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. ભાષણ કર્ત્તાએ સંસાર સુધારાના દરેક પ્રશ્નને લઈ તેની જુદા જુદા સમયમાં સ્થિતિ બતાવી હતી અને છેક વેદનો સમય લઈ આધુનિક સમયના સાંસારિક પરિવર્તનો દેખાડયાં હતાં. ત્યારબાદ પ્રસંગાનુસાર વિવેચન થયા હતાં અને પ્રમુખ તથા ભાષણ કર્ત્તાનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.

તા. ૭–૫–૧૧ ને રોજ રા. વિષ્ણુપ્રસાદ નંદલાલ દેસાઇએ રા. કૃષ્ણલાલ ગણપતરામ ઠાકોરના પ્રમુખપણા હેઠળ "ધાર્મિક અને નૈતિક શિક્ષણની જરૂર" એ વિષય ઉપર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું અને લંબાણ વિવેચન કરી ધર્મ અને નીતિની અગત્ય મોટા લેખકો અને વિદ્વાન માણસોના મુદ્દા ટાંકી અસરકારક રીતે બતાવી હતી અને કહ્યું હતું કે ધર્મ સિવાયનું જીવન તો પશુ જીવન જ હોઈ શકે.

રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ વિવેચન કરતાં જણાવ્યું કે જો ધર્મનો અર્થ હાલ જેમ વહેમ, છોલ, અને મહારાજોની પુજા એટલો જ થતો હોય તો આપણે એવા ધર્મની જરૂર નથી પણ જો તેનો અર્થ ફરજ થતો હોય તો હું ભાષણ કર્ત્તાના વિચારને મળતો છું અને માનુંછું કે "ધર્મ એકલો જ પ્રજાનો ઉદ્ધાર કરે છે."

રા. હરિપ્રસાદ ફીરપારામ ઠાકોરે વિવેચન કરતાં કહ્યું કે શાળાઓમાં ધાર્મિક કેળવણી આપવી વ્યવહારૂ નથી પણ નૈતિક કેળવણી આપી શકાય રા. પ્રીતમરાયે કહ્યું કે ધર્મ એકલોજ પ્રજાનો ઉદ્ધાર કરે છે તે હું માનતો નથી કારણકે હિંદુસ્થાનમાં ઘણા ધર્મ છે.

રા. કેશવપ્રસાદ છોટાલાલે વિવેચન કરતાં જણાવ્યું કે બધા ધર્મનો અંતિમ હેતુ એકજ હોવાથી તેની કેળવણી અસંભવીત નથી પણ હાલ આપણા દેશને વાસ્તે તો Moral League જેવી યોજના વધારે ફાયદાકારક નીવડે.

રા. મંજુલાલ હીરાલાલ દેસાઈએ જણાવ્યું કે શાળાઓમાં ધાર્મિક શિક્ષણ આપવું એક ફારસ રૂપ થઈ પડશે.

રા. ઇશ્વરલાલ વરજરાય દેસાઇએ જણાવ્યું કે ધર્મનો અર્થ શ્રદ્ધા છે અને પ્રજાને ધર્મની જરૂર છે અને મને લાગે છે કે બળવાળી ધાર્મિક પ્રજાનો ઉદ્ધાર નક્કી છે.

રા. કાંતીલાલ ભોગીલાલ દેસાઇએ જણાવ્યું કે ધર્મ તો જુના જંગલીપણાનો સંસ્કાર છે માટે તેની અગત્ય નથી. ત્યાર બાદ પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે હું કાંઈ ધર્મ સંબંધી જાણતો નથી પણ એટલું કહું છું કે તે શાળાઓમાં શીખવી શકાય નહિ. ધર્મના જુદા જુદા અર્થ કરવામાં આવ્યા છે પણ દરેકમાં થોડુ થોડુ અધુરૂ છે અને દરેકમાં થોડુ થોડુ સત્ય પણ છે. ત્યારબાદ પ્રમુખનો તથા ભાષણ કર્ત્તાનો આભાર માની સભા બરખાસ્ત થઈ.

તા. ૧૪-૫-૧૧ ને રોજ રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ "આપણી ન્યાતના ધાર્મિક રીતરીવાજો" એ વિષય ઉપર રા. મંજુલાલ હીરાલાલ દેસાઇના પ્રમુખપણા હેઠળ ભાષણ આપ્યું હતું.

(રા. કેશવપ્રસાદનું ભાષણ બીજી જગ્યાએ આપવામાં આવ્યું છે.)

ભાષણ પુરૂં થયા બાદ રા. પ્રીતમરાયે વિવેચન કરતાં જણાવ્યું કે સંસ્કૃતમાં ધર્મક્રીયાઓ થાય છે તેની વિરૂદ્ધ જે બોલવામાં આવ્યું છે તેથી હું જુદો પડું છું. સંસ્કૃત ભાષાની અસર પવિત્ર કરનારી થાય છે અને તેથી ધર્મક્રીયાની ગંભીરતા વધે છે. જોડે જોડે તેના અર્થ સમજાવવામાં આવે તો વાંધો નહિ.

રા. હરિપ્રસાદ કીરપારામે સંસ્કૃતની બાબતમાં પ્રીતમરાયના જેવોજ મત દર્શાવ્યો હતો અને રૂઢીના બંધન તોડવાના સંબંધમાં મર્યાદાની જરૂર બતાવી હતી.

રા. વૈકુંઠરાય ઉત્તમરામ અલમૌલાએ જણાવ્યું કે ધાર્મિક ક્રીયાઓથી આપણો ઇતીહાસ થોડો ઘણો માલુમ પડે છે. અને રૂદિના બંધનો એની મેળેજ ઘસાઈ જશે.

રા. ઇશ્વરલાલ ગોવિંદલાલ મજમુંદારે જણાવ્યું કે પરોતોને આપણી સ્ત્રીઓ જોડે ઘણો પરિચય છે તેથી જો તેઓ ધારે તો ઘણું કરી શકે એમ છે પણ તેમ કરતાં તેમને પોતાનો સ્વાર્થ નડે છે.

રા. ઇશ્વરલાલ વરજરાય દેસાઇએ જણાવ્યું કે આમન્યાની હદ તો જોઇએ જ અને સ્ત્રી કેળવણીથી ઘણા રીવાજો એની મેળે નાબુદ થશે.

પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે આપણા રીતરીવાજોમાં વખનો-

વખત બીજા રીવાજો પેશી ગયા છે. આમન્યાની હદ બાંધવાની કાંઈ જરૂર નથી કારણ કે તેને માનનારા માનશે અને નહિ માનનારા નહિ માને. કેટલાક તો રીવાજ કાઢતાં પહેલાં ઘરના કંકાસથી ડરે છે અને સંસ્કૃતના સંબંધમાં તો કાંઇ ભાષાની અસર નથી પણ તે કવિતાની અસર છે.

ત્યાર બાદ ભાષણ કર્ત્તાનો તથા પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.

તા. ૧૯ મી મે ૧૯૧૧ ને રોજ રા. કાંતીલાલ ભોગીલાલ દેસાઇએ રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ (વાણીયા) ના પ્રમુખપણા હેઠળ "સ્ત્રીઓની સ્થિતિ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. ભાષણ કર્ત્તાએ સ્ત્રીઓની આધુનિક સ્થિતિનો આબેહુબ ચિતાર આપી તેમાં કેવી રીતે સુધારો કરવો તે બતાવ્યું હતું.

રા. મોતીલાલ અમુલખરાયે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા સારૂ સ્ત્રીઓને પુરૂષોની સાથે એકઠી કેળવણી આપવાની હીમાયત કરી હતી.

રા. પ્રીતમરાય ગુજરાય દેસાઇએ સ્ત્રી પુરૂષોના Co-education થી સ્વતંત્ર દેશોમાં કેવાં સારાં પરિણામો આવ્યાં છે તે બતાવ્યું હતું.

રા. મંજુલાલ હીરાલાલ દેસાઈએ જણાવ્યું કે સ્ત્રીઓનો કર્ત્તવ્ય પ્રદેશ નક્કી કર્યા પહેલાં તેમને Co-education આપવામાં આવશે જ નહિ.

રા. કેશવપ્રસાદ છોટાલાલે લંબાણ વિવેચનથી આપણી સ્ત્રીઓની દુઃખદ સ્થિતિનો ખ્યાલ આપ્યો અને જણાવ્યું કે તેમનામાં મુખ્યત્વે કરીને વહેમ જોવામાં આવે છે. તેમનામાં અક્કલ શક્તિ છે પણ પુરૂષોની બેદરકારી છે. કન્યા કેળવણીને વાસ્તે અંગ્રેજી કરતાં ગુજરાતીદ્વારા શિક્ષણ આપવામાં આવે તો ઘણું સારૂં. આપણે સ્ત્રીઓને નોકરી કરવા નથી મોકલવી એટલે એ પ્રયોગ આપણે સ્ત્રીઓ ઉપર કરી શકીશું કારણકે જો પુરૂષ ઉપર અજમાવીએ તો પુરૂષ બચારો રોજી ગુમાવી બેસે. ત્યાર બાદ વિધવાઓની દુઃખદ સ્થિતિ તથા ધાણીઆરા સંબંધી વિવેચન કર્યું હતું અને જણાવ્યું હતું કે ફરજીઆત વૈધવ્ય પાલન તે જાણી જોઇને વિરાગીણી બનાવવાનું છે અને જ્યારે હિંદુ સંસારમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ મનાય છે ત્યારે વિધવાઓને એ શ્રેષ્ઠ પદવીએ શા માટે નથી પહોંચવા દેવામાં આવતી?

ત્યારબાદ યુવકોને ઉદ્દેશીને કહ્યું કે આપણે હાલ યુવકો છીએ પણ આપણા ઉપર પણ હાલના ઘરડાઓ ઉપર જે આક્ષેપો આવે છે તે આક્ષેપો ન આવે તે સંભાળવાનું છે.

ત્યારબાદ પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે સ્ત્રીઓની દુઃખદ સ્થિતિ સામાન્ય છે અને તેને વાસ્તે સોથી સારો ઉપાય તો થોડી ચર્ચા અને વધુ અમલ છે. હવે વ્યવહારૂ થવાનો વખત છે જેમ અલેકઝાંડરે ગોર્ડીઅન ગાં-

ઠ કાપી દુનિઆનું રાજ્ય મેળવ્યું તેમ આપણે સંસાર સુધારામાં યાંહોમ કરી અગાડી ધસો. જો લાભ પ્રાપ્ત કરવો હોય તો ઝાઝા વિચારની જરૂર નથી પણ જે જાણીએ છીએ તે કર્ત્તવ્યમાં મુકવાની જરૂર છે. આપણે સ્ત્રીઓને સ્વતંત્રતા આપવામાં નિતિનો ભય માનીએ છીએ પણ તે આપખુદીનું પરિણામ છે.

ત્યારબાદ પ્રમુખનો તથા ભાષણ કર્ત્તાનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

તા. ૨૭-૫-૧૧ ને રોજ રા. કલ્યાણરાય વ્રજરાય દેસાઈએ રા. કૃષ્ણલાલ ગણપતરામના પ્રમુખપણા હેઠળ "સ્ત્રી જાતિની સ્વતંત્રતા" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

ભાષણ કર્ત્તાએ સ્ત્રીઓની સ્થિતિનો ખ્યાલ આપી તેમને પુરેપુરી સ્વતંત્રતા આપવાની હીમાયત કરી હતી અને તેમને સ્વતંત્રતા આપવાથી થનારા સંગીન લાભ યુરોપ અમેરિકા વગેરે સુધરેલા દેશોના દાખલા લઇ બતાવ્યા હતા.

ભાષણ પુરૂં થયા બાદ પ્રસંગાનુસાર વિવેચન થયાં હતાં અને પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે ન્યાયની રીતે તો આ વાતમાં હું ભાષણકર્ત્તાની તરફેણમાં છું પણ આપણને Sentiment અને practical side નડે છે. સ્ત્રીઓને ફરજીયાત પણવાનું દબાણ કરી ઘણો અન્યાય કરેલો છે.

ત્યારબાદ પ્રમુખનો તથા ભાષણકર્ત્તાનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ.

તા. ૧૭ મી જુન ૧૯૧૧ ને રોજ રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ રા. રમણીકરાય અમુલખરાય દેસાઇના પ્રમુખપણા હેઠળ "હિન્દુ તહેવારો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૨૪ મી જુન ૧૯૧૧ ને રોજ રા. પ્રાણલાલ નરભેરામ ઠાકોરે "યુરોપીઅન વિદ્વાનો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે પ્રસંગે પ્રમુખસ્થાન રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇને આપવામાં આવ્યું હતું.

તા. ૨ જુલાઈ ૧૯૧૧ ને રોજ રા. નુરઅલ્લા અ. કાદરીએ (મુસલમાન) રા. ચંદુલાલ માધવલાલ ત્રીવેદિ (બ્રાહ્મણ) ના પ્રમુખપણા હેઠળ "હિન્દુ મુસલમાનનો સંબંધ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

ભાષણકર્ત્તાએ શરૂઆતમાં એ વિષયની અગત્ય બતાવી હતી અને કહ્યું હતું કે હિન્દુસ્થાનની ઉછરતી પ્રજાને એ વિષયમાં ઘણું ધ્યાન રાખવાનું છે અને એકબીજાની સારી વાતો આગળ લાવી જેમ બને તેમ સંબંધ વધે એમ કરવાનું છે.

ઉદ્યોગ હુન્નરમાં હિન્દુ મુસલમાનનો સંબંધ બતાવતાં બનારસી સાડી, સાદડીઓ, હુક્કા, પાઘડીઓ વગેરે ઘણા હુન્નર ગણાવી તેમાં શો સંબંધ છે તે જણાવ્યું હતું.

પોશાકના સંબંધમાં પણ કેટલું મળતાપણું છે તે દેખાડયું હતું અને કોતરકામ, ચીત્રકામ, સંગીત અને કળામાં એકબીજાની એકઠી મદદથી તેઓ કેટલે સુધી ચઢયા છે અને તેની અસર હિન્દુસ્થાન પર કેટલી થઈ છે તે દેખાડયું હતું. સંસારિક રીતરીવાજોમાં પણ એકબાજનની વિધિઓ ઉપર કેવી અસર થઇ છે તે કહ્યું હતું અને ધર્મની બાબતમાં શીખ ધર્મ અને કબીરનો ધર્મ હિન્દુ મુસલમાનના એકઠા કરેલા ધર્મ તરીકે ગણાવ્યા હતા.

ત્યારબાદ રા. પ્રીતમરાય વ્રજરાયે જણાવ્યું કે રા. કાદરી અને રા. ત્રીવેદીના સંબંધમાં હું બહુ બોલું તે ઠીક નહિ કારણ કે તેઓ મારા અંગત મિત્રો છે પણ આજનો વખત આપણે આનંદથી પસાર કર્યો છે તેટલા માટે એ બન્નેનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. વિષય ઉપર આવતાં જણાવ્યું કે હિન્દુ મુસલમાનોમાં ખરો કુસંપ છેજ નહિ પણ હાલ જે સ્થિતિ છે તે ઉપરથી બહારથી દેખીતો કુસંપ છે એ કલ્પા વગર નહિજ ચાલે અને કહ્યું કે જેમ બે જાતોના ધર્મ જુદા હોય તેમનામાં કુસંપ હોવોજ જોઇએ એમ નથી અને કુસંપ નહિ હોવાના દાખલા આપ્યા હતા. વળી કહ્યું હતું કે દરેક કોમોએ પોતાના સ્વાર્થ એટલા આગળ નહિ વધારવા જોઇએ કે જેથી દેશને નુકસાન થાય. ત્યારબાદ પ્રસંગાનુસાર વિવેચન થયાં હતાં.

અને પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે સુધારાની યોજનાથી હિન્દુ મુસલમાનનો સવાલ વધારે આગળ આવ્યો છે પણ ધર્મ વધારે ઉંડુ કારણ છે. પણ એ બાબતમાં તો હિંદુઓએ બહુ ધાર્મિક માગણીઓ નહિ રાખવી જોઇએ અને મુસલમાનોએ હિન્દુના ધર્મને માન આપવું જોઇએ. આવી બાબતમાં charity begins at home નો સિદ્ધાંત રાખે પતે એમ નથી કારણકે એમ કર્યાથી ઘણી વખત charity ends there.

ત્યાર બાદ પ્રમુખનો તથા ભાષણ કર્તાનો ઉપકાર માનવામાં આવ્યો હતો તેનો ભાષણ કર્તાએ યોગ્ય શબ્દોમાં જવાબ આપ્યો હતો અને સભા બરખાસ્ત થઇ હતી.

—પ્રીતમરાય—

નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાંના રાજ્યાભિષેકને દીવસે અમદાવાદમાં રા. બા. નરસીલાલ રેવાદાસના પ્રમુખપણા નીચે પંચ ભેગુ મળ્યું હતું. અને નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુને દીર્ઘાયુષ્ય અને મુબારકબાદી ઇચ્છનારો સંદેશો મોકલ્યો હતો તેમજ હરદાસની કથા કરાવવામાં આવી હતી ને રાત્રે ગ્નાતીના બંગલામાં રોશની કરવામાં આવી હતી તથા મીઠાઈ ઘેરઘેર વેંચવામાં આવી હતી.

**મેલાવડા.**

નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાંની જન્મતીથી અને શહેનશાહી રાજ્યારોહણની તારીખે ભરૂચનું પંચ ભેગુ મળ્યું હતું અને નામદાર શહેનશાહને દીર્ઘાયુષ્ય અને મુબારકબાદી ઇચ્છનારા સંદેશાઓ ભરૂચના કલેકટર મી. શેથફેલ્ડની મારફતે મોકલાવ્યા હતા.

ઓ. મી. ગોખલેનું વડી ધારાસભામાં કેળવણી ફરજીયાત તથા મફત કરવાનું જે બીલ રજુ કરવામાં આવ્યુ છે તેને ટેકો આપવા સારૂં અમદાવાદના શહેરીઓની જાહેર સભા મળી હતી તેનું પ્રમુખસ્થાન દી. બા. અંબાલાલ સાકરલાલને આપવામાં આવ્યું હતું.

## નિમણુકો ફેરબદલીઓ વિગેરે.

રા. વરજરાય વિઠ્ઠલરાય દેસાઇ બાદરવા સ્ટેટના ન્યાયાધીશ નીમાયા છે.

રા. વેણીલાલ ત્ર્યંબકલાલ દેશાઈ પ્રાંતિજના અવલકારકુનની જગા પરથી અમદાવાદમાં રેજીસ્ટ્રેશન ખાતામાં હેડકલાર્ક નીમાયા છે.

રા. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોર બી. એ., એલ. એલ. બી. વીરમગામના સબજજની નડીઆદ સબજજ તરીકે બદલી થઈ છે.

રા. કૃષ્ણલાલ ગણપતરામ ઠાકોર બી. એ. નો રૂ. પાંચ પગાર વધ્યો છે.

રા. પ્રાણલાલ કીરપારામ બી. એ. નો પાંચ રૂ. પગાર વધ્યો છે.

રા. નરશીલાલ ખુશાલદાસના રૂ. ૩૫ ના ૪૦ થયા છે.

રા. જીવણલાલ બળવંતરાય રેલવેમાં રૂ. ૩૦ ના પગારે સેકન્ડ ફાયરમેન તરીકે રહ્યા છે.

રા. હરિપ્રસાદ કીરપારામ ઠાકોર બી. એસ. સી., એલ. સી. ઈ. ને ધારવાડમાં જગા મળી છે.

રા. વૈકુંઠરાય સંપતરાય ઠાકોર બી. એ. રૂ. ૧૦૦ ના પગારે મોરારજી ગોકળદાસની મીલમાં રહ્યા છે.

રા. મણીલાલ અજીતરાય ઠાકોર બી. એ. ખેડાના ડી. ડે. ની જગાપર હતા, તેમની થાણે બદલી થઇ છે.

રા. ભૂપતરાય બળવંતરાયની ધોળકેથી અમદાવાદ આ. ક. ની ઓફીસમાં બદલી થઈ છે.

રા. રા. રતિલાલ માણેકલાલને ભરૂચમાં રૂ. ૬૫ માં લોકલ એકાઉન્ટન્ટની જગા મળી છે.

રા. રા. નટવરલાલ હરીલાલ દેસાઇ બી. એ. મુંબાઇમાં સેક્રેટરીએટમાં રૂ. ૬૦ પગારે નીમાયા છે.

રા. રા. અંબાલાલ ગોપાલરાયનો પગાર રૂ. ૨૫ ના રૂ. ૩૦ થયો છે.

રા. રા. આપાજી નંદલાલ દેસાઈની પ્રાંતીજથી અમદાવાદમાં બદલી થઈ છે.

રા. રા. રામપ્રસાદ અંબાલાલની બદલી ભરૂચથી નડીયાદ કોચીંગ કલાર્ક તરીકે ૩૦ ના પગારે થઈ છે.

રા. રા. ચીમનલાલ ત્રીકમલાલ ઠાકોરના રૂ. ૩૫ ના રૂ. ૪૦ થયા છે.

રા. રા. ચીમનલાલ આપાજી લાખીયા–મ્યુનીસીપાલ ઓફીસમાં કારકુન નીમાયા છે.

રા. રા. ધીરજલાલ ચુનીલાલ નાસકમાં પોલીસ ઇન્સપેક્ટરનું કામ શીખવા ગયા છે.

રા. રા. કાન્તીલાલ નરસીલાલ ઠાકોર નાસકમાં પોલીસ ટ્રેનીંગ કોલેજમાં સ. બ. ઈન્સ્પેક્ટરનું શીખવા ગયા છે.

રા. રા. ઠાકોરલાલ ચુનીલાલ ઠાકોર બી. એ. વાગરા તાલુકામાં સ૨ખે પગારે સર્કલ ઇન્સ્પેક્ટર નીમાયા છે.

રા. રા. ઠાકોરલાલ રતનરામની રૂા. ૫ ના પ્રમોશનથી હાંસોટ મહાલકરીની કચેરીમાં બદલી થઈ છે.

રા. રા. હીરાલાલ પ્રાણલાલ દેસાઈની નાંદોદ પોસ્ટ માસ્તર તરીકે બદલી થઈ છે.

રા. રા. નરહરિ કુરણારામ દેસાઈ બી. એ. ને ભરૂચ હાઇસ્કુલમાં રૂ ૩૫ ના રૂા. ૪૦ થયા છે.

રા. રા. વકીલ અંબાશંકર ઉત્તમરામ મલજીએ ભરૂચ મ્યુનિસિપાલીટીને રૂા. ૧૦૦૦ ની રકમ ચુનારવાડાના લત્તામાં જ એક કન્યાશાળાનું મકાન બંધાવવાને આપ્યા છે.

રા. રા. પ્રાણલાલ કેશવલાલ લાખીયાની ખેડા મુકામેથી જંબુસર ખાતે પોલીસ ઇન્સ્પેક્ટર તરીકે નીમણુક થઇ છે.

ભરૂચની રૂસ્તમજી સોરાબજી દલાલ હાઇસ્કુલની શાહેનશાહી રાજ્યારોહણની ઉજવણીના રેસીટેશનોનું પહેલું ઇનામ સાકરલાલ કલ્યાણરાય ઠાકોરને મળ્યું છે.

ભરૂચ મ્યુનીસિપાલીટીના ઘર વેરાની નવી આંકણીના જાહેરનામા સામે વાંધો ઉઠાવવા મળેલી જાહેર સભાનું પ્રમુખસ્થાન ઓ. સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ દેસાઈને આપવામાં આવ્યું હતું.

—રા. બાપાલાલ હરીલાલ દેસાઇ અંકલેશ્વરના સબજજ એમણે મરાઠી ભાષાની પરીક્ષા પાસ કરી છે.

નાગીરધરલાલ કેશવલાલનો પગાર ૧૦૦ થી ૧૦૫ થયો છે.

રા. જીવણલાલ પ્રાણજીવણદાસ લાખીયા અમદાવાદના ઓનરરી ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ નીમાયા છે.

—રા. રા. મોતીલાલ સાકરલાલ ઠાકોર બી. એ. એલ. એલ. બી., ભરૂચ સાહિત્ય સભાના સેક્રેટરી નીમાયા છે. એ સભાની પ્રાથમિક સભાનું પ્રમુખસ્થાન પ્રો. બળવંતરાય ક. ઠાકોરને આપવામાં આવ્યું હતું.

## લગ્ન.

રા. મણીલાલ ઉમેદરામ ઉમ્મર વર્ષ ૪૮ ના એક સ્ત્રી છતાં બીજીવારના આમોદના દેસાઇ હીરાલાલ પ્રાણલાલની પુત્રી બસુબ્હેન ઉમ્મર વર્ષ ૧૬ સાથે મુંબાઇ મુકામે થયાં છે.

ગૌરિ. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની પુત્રીના ચીમનલાલ ચુનીલાલ ઘેલાભાઇની સાથે. કન્યાની ઉમ્મર-વર્ષ-૧૪. વરની ઉમ્મર વર્ષ ૩૦.

## જન્મ.

| | | |
|---|---|---|
| સૌ. વિજ્યાગૌરિ વૈકુંઠરાય અંબાલાલ દેસાઇને | પુત્ર | અમદાવાદ. |
| ,, સવિતા કૃષ્ણલાલ ચંદુલાલ ને... ... | પુત્રી | ,, |
| ,, સત્યવતિ બલુભાઈ માણેકલાલ... ... | ,, | ,, |
| ,, હંસગૌરિ શંકરલાલ હરિલાલ ... ... | ,, | ,, |
| ,, કુસુમ વૈકુંઠરાય સૈપતરાય ... ... | ,, | ,, |
| ,, મંગળાગવરી કનૈયાલાલને ... ... | ,, | આમોદ. |
| ,, ભુરીગૌરિ ચીમનલાલ રણછોડલાલ દેસાઇ | ,, | ભરૂચ. |
| ,, જસવતી ઠાકોરલાલ ચુનીલાલ... ... | પુત્ર | ,, |

## મરણ.

| | | | |
|---|---|---|---|
| ભાસ્કરરાવ દોલતરાય | ક્ષયથી. | ઉમ્મર ૨૦ | ભરૂચ. |
| સૌ. વિજ્યાગૌરિ તે ઠાકોરલાલ ઘેલાભાઇની સ્ત્રી. | સુવાવડમાં | ,, ૨૮ | ,, |
| ત્રીકમલાલ ભૂપતરાય | ક્ષયરોગથી | વર્ષ ૩૦ | અમદાવાદ |
| ધનલક્ષ્મી શીવપ્રસાદ | લોહિબગાડ | ,, ૪૧ | ,, |
| રા. વૈકુંઠરાય અંબાલાલ દેસાઇનો બાળક પુત્ર | | દીવસ ૭ | ,, |
| રા. પ્રાણલાલ કીરપારામનો બાળક પુત્ર | ઓરી. | વર્ષ ૧॥ | ,, |
| રા. છગનલાલ નરસીલાલ કાનુગોનો પુત્ર | વરાધ | માસ ૮ | ભરૂચ. |
| રા. હીમતરાય નરસંગરાય | દમથી | ઉમ્મર ૭૫ | આમોદ. |

—હીરાલાલ મણીલાલ—

## ચોથા વર્ષનો બ્ર. ક્ષ. ત્રૈમાસિકનો હિસાબ મે ૧૯૧૦ થી જુન ૧૯૧૧ સુધીનો.

**જ**

| | | |
|---|---|---|
| ૪૯—૯—૯ | | ગયા વર્ષની સીલીક. |
| | ૨૮–૧૦–૦ | ડા. હરિપ્રસાદ પાસે અમદાવાદ. |
| | ૨૦–૧૫–૯ | રા. ચીમનલાલ હરદેરામ પાસે ભરૂચ. |
| ૨૧૦—૩—૦ | | લવાજમ ખાતે. ત્રિમાસિકના વર્ષ ૪ થાના અંકોમાં પટોચો આપી છે તે પ્રમાણે. |
| | ૧૮૭–૧૩–૦ | ડા. હરિપ્રસાદ પાસે અમદાવાદ. |
| | ૨૨—૬–૦ | રા. ચીમનલાલ હરદેરામ પાસે ભરૂચ. |
| ૨૫૯–૧૨—૯ | | કુલ જમે. |

**ઉ**

| | | |
|---|---|---|
| ૪૨–૧૩—૯ | | ત્રિમાસિકનું ટપાલ ખર્ચ તથા દોરીયો કાગળો વગેરે પરચુરણ સ્ટેશનરી ચીજોનું ખર્ચ |
| ૧૪૭—૦—૦ | | પ્રજાબંધુ પ્રેસનાં બીલ ચારે અંકનાં. |
| ૨—૪—૬ | | ૫૧ વહેંચવાનું તથા ઉઘરાણી લાવવાનું ખર્ચ |
| ૧૯૨—૨—૩ | | કુલ ખર્ચ |
| ૬૭–૧૦—૬ | | સીલીક |
| | ૨૪–૪–૯ | ડા. હરિપ્રસાદ પાસે. |
| | ૪૩–૫–૯ | રા. ચીમનલાલ હરદેરામ પાસે |
| ૨૫૯–૧૨—૯ | | |

હરિપ્રસાદ વ્રજરાય વ્યવસ્થાપક.

ઉપરનો હીસાબ મે તપાસ્યો છે તે મારા માનવા તથા ધારવા પ્રમાણે બરાબર છે. તા. ૨૦–૭–૧૯૧૧.

પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ.

## નીચેના સદ્ગૃહસ્થોના લવાજમની પહોંચ ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

| રકમ. | નામ. | વર્ષ. | |
|---|---|---|---|
| રૂ. ૧—૦—૦ | રા. અંબાલાલ માધવલાલ લાખીયા | ૪ | અમદાવાદ |
| ,, ૨—૦—૦ | રા. લક્ષ્મીલાલ ખુશાલરાય | ૩-૪ | ,, |
| ,, ૧—૯—૦ | રા. મણીલાલ પ્રાણલાલ સેટલવાડ | ૪ | ,, |
| ,, ૧—૨—૦ | રા. માધવલાલ ચતુર્ભુજદાસ | ૩ | જામનગર |
| ,, ૧—૦—૦ | રા. ચીમનલાલ હરદેરામ | ૪ | ભરૂચ |
| ,, ૧—૦—૦ | રા. બળવંતરાય નરોત્તમદાસ | ૪-૫ | ,, |
| ,, ૧—૦—૦ | રા. ઠાકોરલાલ રતનરામ | ૪ | ,, |
| ,, ૨—૦—૦ | રા. ચીમનલાલ ચુનીલાલ ગુલાબરાય | ૪-૫ | ,, |
| ,, ૧—૦—૦ | રા. ઇશ્વરલાલ મણીલાલ | ૪ | આમોદ |
| ,, ૧—૦—૦ | રા. ચુનીલાલ હકુમતરાય | ૩ | અમદાવાદ |
| ,, ૧—૦—૦ | રા. મગનલાલ દયાશંકર | ૩ | રાજકોટ. |

વ્યવસ્થાપક.

## ગ્રાહકોને સુચના.

આ સાથે મહિલા પરિષદ્નો રીપોર્ટ વહેંચવામાં આવ્યો છે તથા આ અંક ૬૦ પાનાનો કહાડવા અમે શક્તિમાન થયાં છીએ તે તરફ અમારા સુજ્ઞ ગ્રાહકોનું ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ.

જે સદ્ગૃહસ્થોનું પાછલું તથા આ નવા વર્ષનું લવાજમ બાકી હોય એમણે મહેરબાની કરીને અમને તાકીદે મોકલી આપવું અગર આવતો અંક વી. પી. થી સ્વીકારવો.

વ્યવસ્થાપક.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકપત્ર.


| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ ૧ અગાઉથી | વર્ષ ૫ મું અંક ૨ જો ઓકટોબર ૧૯૧૧ | છુટક નકલનો રૂ. ૦ા ટપાલ ખર્ચ જુદું |


વાણીશા આપજો શક્તિ, સત્ય શુદ્ધિ રતિ ધૃતિઃ
જ્ઞાન, ઔદાર્ય, નીતિનાં, વાવીએ બી, મથીમથી.

હે વાણીના દેવી સરસ્વતી અમને શક્તિ સત્ય વિશુદ્ધિ (પવિત્રતા-સાત્વિકતા) પ્રેમ અને ધીરજ આપજો જ્ઞાન, ઉદારતા અને નીતિ (ઉત્સર્ગ સુખી, હિત સાધક હિત રક્ષક અને ઉન્નત ચારિત્રના મૂળ છે તે) ના બીજ અમે મથી મથીને વાવીએ

બ. ક. ઠાકોર.




વ્યવસ્થાપક,

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય, દેસાઇ





અમદાવાદ

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં હીરાલાલ પરમોદરાયે છાપી પ્રસિદ્ધ કર્યું

## વિધવાઓ તથા નિરાશ્રીતોને મદદ.

છઠ્ઠી કોન્ફરન્સમાં થયેલા ઠરાવને અનુસરી મેં એક યોજના કરી છે. એમા આપણી નાતની કોઈ પણ વિધવા સ્ત્રીને અથવા નિરાધાર બાળકોને કે કોઈ વૃદ્ધ અશક્ત સ્ત્રી કે પુરૂષને પૈસા સંબંધી કંઈ મદદની જરૂર હોય તો ખાનગી રીતે મ્હને ત્રિમાસિકના વ્યવસ્થાપકને સરનામે કેવી મદદ જોઇએ છીએ તે વિગતવાર જણાવવું એટલે હું તે અપાવવાની તદન ખાનગી રીતે ગોઠવણ કરીશ અને મદદ માગનારનું નામ કોઇના જાણવામાં નહીં આવે.

તા. ૧-૫-૧૧

લી

એક જ્ઞાતિ સેવક.

---

## અનુક્રમણીકા.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.

વર્ષ ૫ મું. ૧૯૧૧. અકટોબર. અંક ૨ જો.

## પ્રભુ સ્મરણ.

(ત્રોટક)

નમુ હું નમુ હું જગદાધિશને,
હૃદયેથી પુજુ પ્રભુ સત્ય ત્હને,
તુજ શક્તિ અનંત દિસે જગમાં
વિભુમાં અણુમાં સ્થળમાં સૌમાં ૧
તુજ પાર ન પામર પામે કદી
મનુ વેગ બધા વિરમેજ તહીં
દીનદાસ તણા અપરાધ ઘણા
પ્રભુ માફ કરે તું દયાળુ બધા ૨
નવ તું વિણકો બીજુ તારી શકે
અમ અંતર દુઃખ વિદારી શકે
તું રક્ષક છો, વિભુ પાલક છો
અમ બાળકનો ઉદ્ધારક છો ૩
ગગને શશિ સૂર્ય તણી ગતિ જે
પ્રભુ ભાવ તણો વળી બોધ દિયે
શુભ નામ મુખેથી હું ત્હારૂ સ્મરૂ
વિભુ ધ્યાન ધરી હૃદયે વિરમું ૪
શરણાગત છું પ્રભુ ભક્તિ દિયો
નિજ દાસ ગણી સૌ દુઃખ હરો
પ્રભુની કરૂણા મૃત વૃષ્ટિ થયે
નિજ ભક્તજનો ચિર શાંતિ ગ્રહે ૫

પ્રાતઃકાળ.
અમદાવાદ—૪ થી સપટેમ્બર
ખાડીઆ ૧૯૧૧.

સ્નેહી.

# જુના રીતરીવાજો*

(દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ એમ. એ., એલ. એલ. બી.)

આપણામાં બે જાતનું માનનારા લોકો હોય છે પ્રારબ્ધવાદી અને કર્મવાદી. હું કર્મફળવાદને માનું છું. પાડોશી, પિતા, માતા, રાજા, દેશજન વગેરેનાં કર્મનાં ફળ આપણે ભોગવવા પડે છે. દેહના રક્ષણથી દીર્ઘાયુષી થવાય. દેહ જાળવવા માટેના નિયમ, બ્રહ્મચર્ય, સારો ખોરાક, શુદ્ધ જીવન વગેરે બરાબર પળાય તો ૮૦, ૯૦ વર્ષ સ્હેજ જીવાય. ઓછું જીવે તે કાંતો નિયમ ભંગથી કે કાંતો અજ્ઞાનથી. વૃદ્ધિ કરવું અને ક્ષય એ સામાન્ય નિયમ છે. પણ ક્ષય આપણે આઘો ઠેલી શકીયે. નિયમ પળાય તો અમૃત જેવા છે અને તે પાછળથી મોતને ઠેલી શકાય માટે નિયમ જાણવા જોઇએ. પણ એકલા જાણીને બેશી ન રહેવું પણ જાણીને તે પાળવા જોઇએ. જેમ કોઇ માણસ પૈસાદાર કેમ થયો તે આપણે તપાસીએ છીએ તેમ કોઇ માણસ લાંબુ કેમ જીવ્યો તે પણ તપાસવું જોઇએ. જોતાં જણાશે કે જે અધીરા નથી થતા, ગુસ્સે નથી થતા અને શાંતિ જાળવે તેવા હોય છે તે જ લાંબુ જીવે છે. જન્મથી મજબુત હોય તેના કરતાં નબળો પણ નિયમ સાચવનારો માણસ લાંબુ જીવે. મેં હમણાં "Science of a New Life" એ નામની ચોપડી વાંચી છે એમાં પણ એવું જ લખેલું છે. કાંઈ થાય તો પહેલો વાંક પોતાનો જોવો. કોઇ કહેશે કે હવા બગડયાથી શરદી થઈ. હવા બગડી તો ફરવા નહોતું જવું, વધારે વસ્ત્ર પહેરવાતાં, શરદી થાય તો આપણો વાંક. પીંડનાં પણ શાસ્ત્ર છે તે જાણવા જોઇએ.

આશ્રમ ધર્મની ઉમ્મરો હાલ પણ કામ લાગે તેવી છે. અભ્યાસમાં ૨૫ વર્ષ થાય. પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું હાલ પણ બધાને અનુકુળ છે. છોકરાને એકલો કુંવારો રાખવો એમાં શું વળ્યું? એવા તો ઘણાએ નુકસાનકારક કામ કરે અને એવા વાંઢા તો ગામમાં ઘણાએ રખડે છે. એકલો કુંવારો રાખવો એટલું જ નહિ પણ આકાળમાં નિતિમય અને વિદ્વાન બનાવવો જોઇએ. આને વાસ્તે માતા સારી જોઇએ. પણ ઘણા કાળથી માતાએ અજ્ઞાન હોવાથી એકદમ જોઇએ તેવું પરિણામ નહિ આવે પણ ધીમે ધીમે થશે.

---

* બ્ર. ક્ષ. એસોસીએશનમાં પ્રો. સ્વામીનારાયણના ભાષણ પ્રસંગે પ્રમુખસ્થાનેથી કરેલા ભાષણનો સાર-સેક્રેટરીની નોટસપરથી—

ઉપનયન એટલે ગુરૂ પાસે લઈ જવો અને યજ્ઞોપવિત એટલે યજ્ઞને માટે લાયક કરવો. આ વખતે પિતા તેમ જ આચાર્ય બન્ને મંત્ર કહે છે માટે ભણાવવાનું કામ બન્ને જણનું છે. એકલા ગુરૂનું કામ નથી. જે માબાપ નાનપણથી છોકરાને ભણાવવા તરફ તપાસ રાખે છે તે છોકરા સારા ઉઠે છે. આના દાખલા ગોપાળરાવ હરી, વડોદરાના કેરશાસ્પજી દીવાન વગેરે પરથી મળી આવે છે. ઉપાધ્યાય ભાડુતી હોય તે કાંઈ સાર ભણાવી શકે નહિ. ગોખાવે કે રમાડે અને કેટલીક વખત તો અપલક્ષણ શીખવે. માટે માબાપથી જ શ્રેષ્ઠ સંસ્કાર અપાય. નિતિ કે બુદ્ધિના સંસ્કાર ભાડુતી ભણાવનારા આપી શકે નહિ માટે પિતાનો ધર્મજ છે કે તપાસ રાખવી. વંશ તો પશુ પણ રાખે છે. સારી પ્રજા થાય તેજ વંશ. Nation (પ્રજા) બાંધવાની વાતો કરે છે પણ દરેકજણ સારો તોજ Nation (પ્રજા) થાય.

વિદ્યાભ્યાસની શ્રેણી લાંબી છે. પણ તે હાલમાં ટુંકી થવા માંડી છે તે સદ્‌ભાગ્ય છે કે દુર્ભાગ્ય તે તો કોણ જાણે? ખરચની બાબત પણ એવી જ છે. છોકરાઓએ પોતાનો વિચાર કરીને કે માબાપની દયા ખાઈને ખરચ ઓછાં કરવાં જોઇએ. ઘેર ગમે તે ખાય તોપણ કોલેજમાં ઘીની પુરી જોઇએજ. કોલેજમાં ટોપી પણ Regulation Cap કાળી ટોપી, કોટ પણ તેવાજ. ધોળા નહિ, કોલર જોઇએ. સ્વદેશીની વાતમાં તાળીઓ પાડે છે પણ આલપાકાના કોટ પહેરે છે માટે એ વાતતો ધ્યાનમાં રાખવા જેવી છે. લંગોટી પહેરીને હું કાંઇ જવાનું નથી કહેતો પણ સાદા થવાનું કહુંછું. હું તમને શેઠ ચીનુભાઇનો દાખલો આપી શકીશ તે કેવા સાદા છે. સાદા થવામાં આબરૂ નહિ જાય. એ મોટા કરોડપતિ છે અને આબરૂ જશે તેને માટે હું જવાબદાર છું. गुणाःपुजास्थानं गुणिपु न च लिंगंनच्चवयः। આ પણ બરાબર છે.

વિવાહની વાતમાં અમારી ન્યાતની ઉમ્મર અનાયાસે વધી છે. ભાગ્ય કર્તાએ અમને જશ આપ્યો તેને માટે અમે યોગ્ય નથી. એતો હુંડી વટાવવા માટે છે. જો છોકરાને મોટો કરીએ તો વધારે રૂપિઆ મળે પૈસા મળે છે તે માટે લગ્ન ઉમર અનાયાસે જ વધી છે.

સ્ત્રીઓના સુખની હું તરફેણમાં છું પણ સુખ એટલે શું? કોઇ કહે છે કે કામ ન કરવું તે સુખ માટે એ બાબત ભણેલાઓ વિચાર કરશે. મા કે સાસુ વહુ પાસે પાણી ભરાવે અને ભણેલો ધણી કહેશે કે એને

કહેશો નહિ કરેશો તો હું કુવે પડીશ. માટે આનો નિર્ણય કરવો. હીસ્ટીરીઆ થાય, સુવાવડમાં તાવ આવે ને દાકતર તો રોજના. એ સુખ નથી.

સરકારે તો સારામાં સારૂં કામ લેવા માટે પેન્શનની ઉમ્મર ઠરાવી છે અથવા તો નીચેના અમલદારોને પ્રોમોશન મળે અને તેમનામાં અસંતોષ ન ફેલાય એ માટે રાખવામાં આવી છે. વાનપ્રસ્થ લીધા પછી તરત ઘણા મરી કેમ જાય છે તે પણ તપાસવું. નિયમનો ભંગ પણ એક કારણ છે. વળી કેટલાકે તો પેન્શન લીધું કે દીલગીર થાય છે કે માન ગયું હવે કોઇ સલામ નહિ કરે, રડાયા. પણ સમજવું જોઇએ કે લોકો તો ઓદ્દાને સલામ કરે છે. લોકો તને સલામ કરે કે તારી જગ્યાએ નવો આવ્યો તેને કરે? બેને શા બાબત કરે? એ તો એ જગ્યાએ બેમનારને માન છે. ઓદ્દો છોડયા પછી માનની આકાંક્ષા રાખે તેજ ભુલ. શું કરવું તે પેન્શન લીધા પછી સુઝતું નથી અને વખત નથી જતો તેથી પણ પેન્શનર વહેલા મરી જાય છે. માટે એમણે તો પોતાના અનુભવનો લાભ લોકને આપવો જોઇએ. લોકનું અનેક રીતે ભલું કરવું તેથી પણ લાંબું જીવાશે.

સંન્યાસમાં તો બધો જ સમય લોક કલ્યાણમાં ગાળવો જોઇએ. હાલમાં બધા સંન્યાસીઓ અધ્યયન કરે છે તે પણ સારૂં છે પણ તે કરતા એ પોતાની વિદ્યાનો લાભ બધાંને આપે તો વધારે સારૂં. વીવેકાનંદે વિદ્યાનો લાભ બધાંને આપીને કેટલું સારૂં કર્યું.

આજના ભાષણ ઉપરથી બધા જોશો કે ઘરડાં એટલા બધા ગાડા નહોતા. કોઇ કહે કે તમારૂં આ ખોટું, ફલાણું ખોટું ત્યારે એટલુંજ કહેવું કે અમારા ઘરડાં તદન તો મુરખાં નહિ હોય? જ્યાં લગી કોઇ માણસ અપરાધી સાબીત થાય નહિ ત્યાંસુધી તે નિરપરાધી ગણવો એવું કાયદામાં છે. એ જ પ્રમાણે જ્યાં લગી હીંદુઓનો કોઇ રીવાજ ખોટો છે એમ સાબીત થાય નહિ ત્યાંસુધી એમ યાદ રાખવું કે ઘરડાં કાંઇ મુરખ નહોતા. રીવાજ માફક ન આવે તો બદલવા પણ Presumption એમની તરફેણમાં રાખવો. હાલમાં કેટલીક મંડળીઓ તો હિંદુ રીવાજોને ગાળો દેવાને જ ઉભી થઇ છે. સ્પેન્સરે લખ્યું નથી કે મીલ એમ કહેતો નથી માટે ખોટું છે એમ ધારવું ખોટું છે.

## ધર્મ અને બુદ્ધિ.

( રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ—બી. એ. )

"In India, the ancient seers of Truth did not "believe in supernatural revelation, but started just as "modern Scientists start, with the study of physical "objects, and examined them carefully through the "method of observation, experiment and analysis. They "did not separate religion from science, philosophy or "logic. But whenever they sought to explain anything, "they explained through logic.........Their standard "was reason and experience. Therefore they succeeded "even in that early age, in understanding the ultimate "conclusion of Modern Science".

"Scientific basis of Religion"

by

*Swami Abhedananda.*

હિન્દુસ્તાનના પ્રાચીન દૃષ્ટાઓ ઇશ્વર સંબંધી જ્ઞાન ઇશ્વર પ્રેરે છે એવો જે મત છે તેને માનતા નહોતા. પણ જ્ઞાનની શોધ આધુનિક વિજ્ઞાન શાસ્ત્રીઓ જેવી રીતે સ્થુળ વસ્તુઓઓના અભ્યાસથી શરૂ કરે છે તે રીતે જ એ લોકોએ પણ શરૂ કરી હતી. તેઓ પણ સ્થુળ વસ્તુઓને નિરીક્ષણ, પ્રયોગ, અને પૃથ્થકરણની રીતોને અનુસરી સંભાળ પૂર્વક તપાસતા. તેઓ ધર્મને વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે તર્કથી જુદો નહોતા ગણતા. પણ જ્યારે જ્યારે એઓ કોઇ બાબત સમજાવવા બેસતા ત્યારે તેઓ તર્ક દ્વારા જ એની સમજણ પાડતા હતા. એમનું ધોરણ બુદ્ધિ અને અનુભવ ઉપર રહેતું. આથી કરીને એવા પ્રાચીનકાળમાં પણ તેઓ આધુનિક વિજ્ઞાન શાસ્ત્રના સિદ્ધાન્તો સમજવા ફ્તેહમંદ થયા હતા.

સ્વામી અભેદાનંદ.

"There are some philosophies in India which "express most clearly the doctrine of Evolution...... "To say nothing of Indian sages, to whom evolution was a familiar notion ages before Paul of Tarsus.

PROF HUXLEY

હિન્દુસ્તાનની કેટલીક તત્ત્વ વિદ્યાઓ ઉત્ક્રાંતિવાદ બહુ સ્પષ્ટ રીતે રજુ કરે છે......પોલ ઑફ ટારસસના જન્મ પેહેલાં જમાનાઓ અગાઉ હિન્દુસ્તાનના તત્ત્વજ્ઞાનીઓના મનમાં જીવોની ઉત્તરોત્તર ઉન્નતિનો ખ્યાલ બહુ જાણીતો હતો.

પ્રો. હક્સલી.

જે ધર્મ માટે ઉપર લખેલા વચનો બોલાય છે તે ધર્મના આપણે અનુયાયી છીયે એમ જાણીને કોનું હૃદય આનંદથી પ્રફુલ્લિત નહિ થાય? સ્વામી અભેદાનંદ વેદાન્તના ખાસ અભ્યાસી છે. ધર્મ વિષે એમણે ઉંડો અભ્યાસ કર્યો છે. અને દેશ દેશ ધર્મના ઉપદેશો આપ્યા છે. પ્રો. હક્સલી આ યુગના એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી છે. વિજ્ઞાનનો એમનો અભ્યાસ ઘણો જ બારીક છે. વિજ્ઞાનના સ્વીકારાયલા સિદ્ધાંતોની વિરૂદ્ધ બીજો કાંઇ સિદ્ધાંત આવે તો ન્યાયશાસ્ત્રીની મદદથી તેનો રદીયો આપી દેતા તેઓ કદી પણ અચક્યા નથી. પોતાના ખ્રીસ્તી ધર્મના પણ કેટલાએક સિદ્ધાંતો એમને આ યુગની શોધ ખોળો સાથે બંધ બેસતા ન લાગવાથી તે સિદ્ધાંતોનો તેમણે ખુલ્લી રીતે ઇનકાર કર્યો છે. આવા બે અભ્યાસીઓ હીંદુ ધર્મ સંબંધી ઉપર લખેલા વિચારો દર્શાવે તેથી દરેક હીંદ સ્વાભાવિક રીતે ખુશી થાય જ.

પરંતુ જે હીંદુ ધર્મ વિષે ઉપરના શબ્દો બોલાયા છે તે હીંદુ ધર્મ કયો? આપણે હાલમાં આપણી આસપાસ દરેક ઘેર જે ધર્મ પળાતો જોઇયે છીયે તેજ, કે બીજો? આ સંબંધી તપાસ થાય તે જરૂરની છે.

હાલમાં આપણે એક એવા યુગમાં જીવીયે છીયે કે જ્હેમાં એકલી શ્રદ્ધા કરતાં બુદ્ધિને પ્રાધાન્ય આપવામાં આવે છે. ધર્મને-સત્ય ધર્મને-કોઈ પણ પ્રકારની ઉંડી તપાસથી, કાંઈ પણ આંચ આવતી નથી એમ આ યુગમાં મનાવા માંડ્યું છે. થોડાક જ દસકા ઉપર ધર્મનું નામ દેવાતા બુદ્ધિના દ્વાર બંધ કરી દેવામાં આવતા હતા. પરંતુ સુધરેલા દેશોમાં આ સ્થિતિ રહી નથી. ત્હાં ધર્મના દરેકે દરેક સિદ્ધાંતનું બુદ્ધિની દૃષ્ટીયે નિરીક્ષણ થવા માંડ્યું છે અને ન્યાયશાસ્ત્રના નિયમાનુસાર ત્હેમની તપાસ લેવાય છે. આ પરીક્ષામાંથી પાર ઉતરશે તે જ સત્ય સિદ્ધાંત તરિકે સ્વીકારાશે; અને બાકીનાને સુંદર બગીચાની અંદર ઉગેલા નકામા ઘાસ જેવા દૂર કરવામાં આવશે.

પશ્ચીમ તરફના દેશોમાં ધર્મ સંબંધી બે જાતની વલણ હાલમાં જોવામાં આવે છે. કેટલાએક એમ કહે છે કે વિજ્ઞાન શાસ્ત્રે સિદ્ધ કરેલા

સિદ્ધાંતો જે ધર્મ માની શકે તેમ નથી તે ધર્મનું અમારે કામજ નથી. અમે તે વગર ચલાવી લઇશું. ત્હારે બીજાઓએ આ ધર્મના સિદ્ધાંતો વિજ્ઞાનના સિદ્ધાંતો સાથે મળે છે એમ સિદ્ધ કરવા માટે આ ધર્મના સિદ્ધાંતોને પોતાની મરજી મુજબ અર્થ કરવા માંડયો છે.

ધર્મ વિના ચલાવી લઇશું એવું કહેનારાને માટે એમ મનાય છે કે ત્હેમનું કહ્યું કાંઈ લાંબો વખત ચાલે તેમ નથી. ધર્મ જેવું કોઇક શાસ્ત્ર નહિ હોય તો ઘણોજ ગોટાળો થવાનો સંભવ છે એમ અસંખ્ય વિદ્વાનોનું માનવું છે. એ શાસ્ત્રના અભાવથી નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થશે. જેવા કે નીતિમય થવાનું કારણ શું છે? આપણે લોકોપયોગી કામ શા માટે કરવાં જોઇયે? મોજમઝા કરીનેજ કેમ આપણે જીંદગીના ગાળવી? ભવીષ્યની પ્રજા માટે વિચાર કરવાનું પ્રયોજન શું? વગેરે આ બધા પ્રશ્નોના ઉત્તર આવા કોઇ શાસ્ત્ર વગર આપવા મુસ્કેલ છે.

ધર્મના પ્રચલિત સિદ્ધાંતોનો મારી મચડીને ગમે તે અર્થ કરવો તે પણ યોગ્ય નથી. એથી તો કેટલાએકની નજરમાં ધર્મ ઉલટો ઉતરી પડશે, પરંતુ મનુષ્ય સ્વભાવમાં ધાર્મિક શ્રદ્ધાએ એવી તો ઉંડી જડ ઘાલી છે કે અત્યાર સુધી સ્વીકારાયલા સિદ્ધાંતો ખોટા હશે એ ખ્યાલજ ત્હેને ઘણો દુઃખમય લાગે છે. બધી રીતે બુદ્ધીશાળી પુરૂષની બુદ્ધીનું દ્વાર ધર્મની વાતમાં દેવાઇ જાય છે. ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટને પણ વિજ્ઞાન શાસ્ત્રની શોધો સાથે બંધ બેસાડવા, બાઇબલના કેટલાંએક ભાગનો અર્થ મનસ્વી રીતે કરવા માંડયો હતો. હાલના વિજ્ઞાન વેત્તાઓએ ઉત્ક્રાંતિ Evolution નો સિદ્ધાંત સાબિત કરી આપ્યો છે. એટલે કે એમણે એવું સિદ્ધ કર્યું છે કે આપણી પૃથ્વી તેમજ ઝાડ પાલો અને મનુષ્ય હાલમાં છે તેવાજ કાંઇ પહેલેથી હતા નહિ. પરંતુ ત્હેમની ઉત્ક્રાંતિ થતા થતા તેઓ છેવટે આ દશાને પામ્યા છે. અર્થાત આ દશા પ્રાપ્ત કરતા કરતા આપણને કાંઇ કરોડો વર્ષો થયાં હોવાં જોઇયે. આમ સિદ્ધાંત સ્થપાયો છે, ત્હારે બાઇબિલમાં તો બધી પૃથ્વી, સૂર્ય, ઝાડ અને લોકો, બધા જ સાત દિવસમાં પરમેશ્વરે પેદા કર્યા એમ કહેલું છે. આ ઉપરથી પ્રશ્ન એમ ઉભો થયો કે કાંતો બાઇબલમાં લખ્યું છે તે ખરૂં ના હોવું જોઇએ અથવા તો વિજ્ઞાનિકોનો આ સિદ્ધાંત જૂઠો હોવો જોઇયે. પણ વિજ્ઞાનિકો તો પોતાના કથનને સબળ પુરાવાથી સિદ્ધ કરી આપે છે. જ્યારે બાઇબલના તો શબ્દ ઉપર જ શ્રદ્ધા રાખવાની છે. ગ્લેડસ્ટને આ બેમાં એકતા બતાવવા ખાતર મારી મચડીને એક "દીવસ" નો અર્થ એક "યુગ" કર્યો. આ ઉપ-

રથી પ્રો. હકસલીયે આ અર્થ થઇ શકતો નથી એમ દલીલ કરીને આ લંબાણથી જવાબ આપ્યો. આપણે અત્રે આ ચર્ચામાં પડવાનું કાંઇ જન નથી. આ તો ફક્ત એક ઉદાહરણ ખાતર જ કહેવામાં આવ્યું પરંતુ આ ઉપરથી જોવાનું એ છે કે બુદ્ધિની દૃષ્ટીયે ધર્મ શાસ્ત્રનો કર્યા પછી હેના સિદ્ધાંતો સત્ય ના લાગે તોપણ ખુલ્લી રીતે તેમ કબુલ કરતા તે સત્ય જ છે પણ આપણે જ હેના અર્થ બરોબર નથી એમ મનાવવાને ઘણા મહાન પુરૂષો પણ ફાંફાં મારે છે. એનું કારણ નુષ્ય સ્વભાવે સંરક્ષક છે તે જ છે. પરંતુ આ કાંઇ પ્રમાણિકપણું નહિ. જે સિદ્ધાંતો, જે રિવાજો, જે વ્હેમો બુદ્ધિ તથા ન્યાયની અસત્ય ભાસતા હોય તે દૂર કરતા આપણે મનમાં ડગડગો રાખવો નહિ. આ અસત્ય તરફ આંખ મીચામણી કરીને તે જતું પણ ન જોઇયે. એની પાછળ પડી, એની તપાસ કરી, તે અસત્ય જ છે, થઇ શકે એવું નથી જ એમ ખાત્રી થતા તે સ્વીકારવું આપણે જોઇયે. એમાં જ આપણું શ્રેય છે.

ઉપર ખ્રીસ્તી ધર્મનો દાખલો આપ્યો છે, તથા મથાળે હિંદુ વખાણ ટાંક્યા છે તે પરથી એમ ના સ્હમજવું કે હાલમાં આપણે હિંદુધર્મ તરિકે પાળીયે છીયે તે ધર્મ દરેક રીતે જોઇયે તેવો જ એમ પણ ના ધારવું કે હેના હાલમાં પ્રચલિત સઘળા સિદ્ધાંતો બુદ્ધિ ન્યાયને અનુસરતા જ છે. ઘણા દુઃખ સાથે કહેવું પડે છે કે આ..,

આ સંબંધી પ્રો. હક્સલી જણાવે છે કે,

The antagonism of science is not to religion, but to the heathen survivals and bad philosophy under which religion herself is often well-nigh crushed. True science will continue to fulfill one of her most beneficent functions, that of reliving men from the burden of false science which is imposed upon them in the name of religion.

વિજ્ઞાનને ધર્મ સાથે કંઇ વેર નથી. પરન્તુ જે જંગલી સમયની રહીસહ્ય અસરો અને ખોટી તત્ત્વવિદ્યાઓ જેનાથી ધર્મ લગભગ કચરાઇ જાય છે તેની સાથે વિજ્ઞાનને વિરોધ છે. ખરૂં વિજ્ઞાનશાસ્ત્ર હમેશાં પોતાનું કલ્યાણકારી કાર્ય કર્યાજ કરશે અને તે એ કે ધર્મને નામે ખોટી માન્યતાઓ માણસના મન ઉપર દબાણ કરી રહી છે તેમાંથી તેમને મુક્ત કરવા.

આ રીતે આપણે જોઇયે છીએ કે ધર્મ તો સો ટચનું સોનું છે. ભઠ્ઠીમાં નાંખ્યાથી એને કાંઇ હાની થવાની નથી. ફક્ત એની અંદર જે કચરો ભરાયલો છે તે દૂર થઇ જશે. અને ભઠ્ઠીમાંથી બ્હાર નિકળતાં સત્ય ધર્મ તો બમણા તેજથી પ્રકાશશે.

પરંતુ હાલની વસ્તુ સ્થિતિ તો તેથી ઉલટી જ છે. દેવનું નામ આવ્યું ત્યાં પ્રશ્ન પુછાયે જ નહિ કદાચ કોઇ ઇંતેજાર યુવક ઘરના વડીલને કાંઇ સ્વાભાવિક જ પ્રશ્ન કરે, અથવા કશાનું કારણ પુછવા હીમ્મત ધરે તો ત્હેને એકદમ ચુપ કરી દેવામાં આવે છે. આવી જાતના પ્રશ્ન પુછવા તે જ નાસ્તિકતાનું ચિન્હ ગણાય છે. પણ વિચાર કરો કે આમ દબાવી દેવાથી તે યુવકની શંકાનું નિવારણ થશે? એના મનના ખરા કે ખોટા જે કાંઈ સંશય ઉત્પન્ન થયા તે દુર થઇ શકશે. એના કરતાં તો એના પ્રશ્નો કારણ સહીત ઉત્તર અપાય તો એ દૃઢ આસ્તા ધરાવતો થશે. અને કદાચ એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ ન હોય તો તો પછી ત્હેના ઉપર આસ્તા રાખવાની જરૂર જ નથી. અને એ અંધ શ્રદ્ધા જેમ વ્હેલી ઉઠી જાય તેમ વધારે સારૂં. આપણે ત્હાં ધર્મની આવી સ્થિતિ હોવાથી પરીણામ કેવું વિપરીત આવ્યું છે ત્હેનો આપણે ખ્યાલ કરીયે તો હૃદયને જબરો આઘાત લાગે છે. આવી સ્થિતિને લીધે જ ધર્મ આપણા નિત્ય જીવનમાં આપણે ઉતારી શક્યા નથી. આ સ્થિતિને લીધે જ આપ-

ણામાં ધર્મ યાંત્રિક અવસ્થાને પામ્યો છે. આને લીધે જ ધાર્મિક ગણાતા મનુષ્યના વર્તન ઉપરથી પણ ધર્મની અસર નિર્મૂળ થઇ ગઇ છે. ધર્મના સિદ્ધાંતો ને દરરોજના વ્યવહારમાં અમલમાં મુકવાની કોઇને જરૂર લાગતી નથી. હાલમાં તો ધાર્મિકમાં ધાર્મિક ગણાતો મનુષ્ય પાપીમાં પાપી ખરી રીતે હોઇ શકે છે.

આ અવસ્થાની હાનીઓ પણ કાંઈ ઓછી નથી. આથી પ્રજા સમગ્ર અધર્મી અને અનીતિમય થતી જાય છે. અને આ સમયમાં જીવન માટેનો કલહ જે તરફ નજરે પડે છે તેની અંદર આ રીતે નિર્માલ્ય થઇ ગયેલી પ્રજા એક ક્ષણભર પણ ટકી શકશે નહિ. માટે સહૃદયી મનુષ્યોનું કર્તવ્ય છે કે આ હીરા રૂપી ઝવેર પર વ્હેમ રૂપી જે કચરો બાઝેલો છે તે દૂર કરી હીરાને પૂરા તેજથી પ્રકાશવા દેવો. આમાંજ સૌનો ઉદ્ધાર છે, આપણા નિત્ય જીવનની અંદર ધર્મ તથા આસ્તાને નામે જે અયોગ્ય રીવાજો તથા આચારો પેસી ગયેલા છે તે બધાની વિજ્ઞાન શાસ્ત્રથી, ન્યાય શાસ્ત્રથી તેમજ બુદ્ધિની મદદથી તપાસ કરી એ બધાનું પોકળ પણ જાહેર કરવું જોઇયે.

**सत्यमेव जयते नानृतम ।**

માટે મહાન સત્યનીજ આપણે સૌ શોધ કરો અને બીજા બધા જુઠાણાને દૂર કરો.

"Truth will triumph & not falsehood. The worship "of truth leads to the eternal abode of Truth, and "filfulls all our desires. Let us therefore Worship "Truth in silence; let us not be followers of error. "Let us continually struggle for the realization of "Truth".

*Swami Abhedananda.*

સત્યનો જ જય થશે. અસત્યનો નહીં. સત્યની સેવા સત્યના શાશ્વત ધામ તરફ આપણને લઇ જાય છે અને આપણી સર્વે મનોવાંછનાઓ પરીપૂર્ણ કરે છે. તેથી ચાલો આપણે એકાન્તમાં સત્યની પૂજા કરીએ. અસત્યના ઉપાસકો ના થાવ. સત્યપ્રાપ્તિને માટે સતત પ્રયત્નવાન થાવ.

સ્વામી અભેદાનંદ.

---

# વિધવા પુનર્લગ્ન

( રા. મણીલાલ અજીતરાય બી. એ. )

આપણી સામાજીક ઉન્નતિ તથા સુધારા સંબંધી જે વિચારો હાલમાં નાતમાં વિચારશીલ માણસોના અંતઃકરણમાં પ્રધાનપદ ધરાવે છે તેમાં થોડા સમયથી વિધવા પુનર્લગ્નનો વિષય ધીમે ધીમે આગળ વધતો જાય છે. આજથી થોડા વર્ષો અગાઉ આ વિષય વિષે એક સૂચના સરખી પણ લખવાની હિમ્મત આપણી નાતમાં કોઇ કરી શકતા નહિ. તેના વિષે એક અક્ષર પણ બોલવો તે સાહસ ગણાતું. ધીમે ધીમે તે વિષય હાલ ચર્ચાતા વિષયોમાં જગ્યા મેળવવા શક્તિમાન થયો છે અને થોડા વર્ષોમાં બીજા અગત્યના વિષયોમાંનો એક વિષય તે થાય તેવો સંભવ જણાય છે.

સ્ત્રીવર્ગમાં હજી વિધવા પુનર્લગ્નની ચર્ચાએ અંતઃકરણમાં પ્રવેશ મેળવ્યો હોય એમ દેખાતું નથી. પ્રવેશ કર્યો હોય તોપણ હજી અસ્પષ્ટ દશામાં છે. વખતે બીજ રૂપે અંતઃકરણમાં કંઇ જુજ જગ્યા મેળવી હોય તો પણ હજી વધવાને વાર છે. પણ નાતના પુરૂષવર્ગમાં જે ભાઇઓની વય પચ્ચીસથી ત્રીસ વર્ષ સુધીની છે તેમના અંતઃકરણમાં આ વિષયે સારી જગ્યા મેળવેલી જણાય છે. અને જો હજી તે બીજમય હોય તો પણ તેના અંકુર ફુટી વધારો થવાને ઘણાં વર્ષો નહિ જોઇએ એમ હાલના કાળના પ્રવાહ ઉપરથી સૂચના મળે છે.

આજ સુધી વિધવાઓનું પુનર્લગ્ન યોગ્ય છે અને થવુ જોઇએ એવા વિચારો ૨૦ થી ૩૦ વર્ષની ઉમર સુધીના ભાઇઓ દર્શાવતા. ચાલીસ વર્ષની વય ઉપર ગયેલા કોઇ ભાઇએ તેવો વિચાર બતાવવાની હીમ્મત કરી નહોતી. પણ હવે પુખ્ત વયના જ્ઞાતીભાઇઓએ પણ તેને પુષ્ટિ આપવા માંડી છે. જુલાઇ ૧૯૧૧ ના બ્રહ્મક્ષત્રીય ત્રિમાસિક પત્ર સાથે રા. રા. ત્ર્યંબકરાય જાદવરાય દેસાઇ બારીસ્ટર એટ-લૉ-એ જે વિચારો તા. ૪ ડીસેમ્બર ૧૯૦૭ ના રોજ આ વિષય ઉપર લખેલા તે છપાયા છે. અને આપણી નાતમાં બાલવિધવાનું પુનર્લગ્ન થવું ઇષ્ટ છે એવા તે ભાઇનો મત ઘણા સ્પષ્ટ શબ્દોમાં તેમના લેખમાં તેમણે બતાવ્યો છે.

હવે જ્યારે વિધવાપુનર્લગ્નનો વિષય જ્ઞાતી ભાઇબેનોના મનમાં સંસ્કાર રૂપે દાખલ થવા લાગ્યો છે ત્યારે તે સંબંધી બન્ને બાજુના મતો ઉપર દરેક નાતના ભાઇ બેનને તુલના કરવાનાં સાધનો મળી આવે એવા ઉદ્દેશથી મેં આ લેખ મારી અલ્પમતિ અનુસાર લખ્યો છે. કંઇ પ્રસંગોમાં

ચુપકી રાખી બેશી રહેવું એ ડહાપણ ભરેલું કામ છે. કંઇ પ્રસંગે ચુપકી રાખવી એ અધર્મ છે. જ્યારે એકજ પક્ષ પોતાના વિચારોના સંસ્કારો નાતના ભાઇ બેનના અંતઃકરણમાં નાખે અને બીજો પક્ષ કંઈ પ્રમાણો વિરૂદ્ધ કે તરફનાં બતાવે નહિ ત્યારે નાતના ભાઇ બેનોના મનનો પ્રવાહ એક જ પક્ષના સંસ્કારો તરફ વલણ લે અને ધીમે ધીમે તે સંસ્કારો મજબુત ઘર કરી બેસે તો પછી મધ્યસ્થ કે સામા પક્ષના વિચારોને તેવા મનમાં પેસવાને બારણું પણ મળે નહિ. એમ થવા ઘણો સંભવ છે. મને લાગે છે કે હવે એવો વખત આવ્યો છે કે જ્યારે આ વિષય ઉપર બન્ને બાજુના વિચારો દરેક નાતના ભાઈ બેન સન્મુખ અતિશયોક્તિ વગર તુલના કરવા માટે મુકાવવા જોઇએ. પછી આપણી નાતની હાલની સ્થિતિ તથા આચાર તથા ધર્મના વિકાસક્રમને અવલંબી વિધવાપુનર્લગ્ન કરવું ઊચિત છે કે અનુચિત તે વિષે નિશ્ચય ઉપર આવવાનું કામ દરેક વ્યક્તિ ઉપર સોંપવું એ જ કલ્યાણકારક રસ્તો જણાય છે.

વિધવાપુનર્લગ્નના વિષયનો અભ્યાસ નીચે બતાવેલી દૃષ્ટીયોથી થાય.

(અ) વર્તમાનકાળમાં વરકન્યાની સંખ્યા ઉપરથી ઉપજતા વિચારો અથવા સામાજિક દૃષ્ટિ.

(બ) વ્યક્તિ દૃષ્ટિ.

(ક) ન્યાય દૃષ્ટિ.

(ડ) સનાતન ધર્મ દૃષ્ટિ ( આર્ય શાસ્ત્ર પ્રમાણે. )

## (અ) સામાજિક દૃષ્ટિ.

( અ ) કેવળ વસ્તીપ્રમાણુ ઉપર વિચાર કરતાં વિધવાપુનર્લગ્ન આપણી નાતમાં ઇષ્ટ નથી. બ્રહ્મક્ષત્રીયની નાતમાં કુંવારી કન્યાઓની સંખ્યા ઘણી છે. અને ગૃહસ્થાશ્રમ શરૂ કરવાની ઉમેદમાં કાળ ગાળતી કન્યાઓ હાલ હયાતી ધરાવે છે જેમને યોગ્ય વય. તથા લાયકીના વરો મળતા નથી. વસ્તિપત્રકના આંકડા ઉપરથી વર તથા કન્યાની સંખ્યાનો નિર્ણય કરવો તે ભૂલ છે. કુંવારા વરોની સંખ્યા વખતે કુંવારી કન્યાઓ જેટલી જ હશે પણ તે હીસાબે બહુ ઉપયોગી નથી. વર ગૃહસ્થાશ્રમનો ભાર વેહેવાને લાયક હોય તેને કન્યા આપી શકાય છે. વળી પુરૂષજન્મ એ વરની પાત્રતા માટે બસ નથી. સ્ત્રીવર્ગમાં સ્ત્રીજન્મ પત્ની થવાની પાત્રતા આપે છે. પણ આર્ય દેશની ઉન્નતિના લક્ષ્યો પ્રમાણે વરોમાં લિંગ ઉપરાંત બીજી પાત્રતાની ઘણી અપેક્ષા રહે છે. જે પુરૂષ પોતાના શરીરના

નિર્વાહ પુરતું અન્ન કમાવાની શક્તિ કે પરાક્રમ ધરાવતો નથી અથવા ભવિષ્યમાં ધરાવશે એવી આશા આપતો નથી તેવા વરને કન્યા આપી ગૃહસ્થાશ્રમ મંડાવવો એ કેવળ કન્યાને કુવામાં નાખ્યા બરોબર છે. સંસારનો અસહ્ય ભાર ઉચકવાને દ્રવ્ય કે બુદ્ધિબળથી જે વરો નાલાયક હોય તેમને "વર" તરીકે ગણવા એ વ્યાજબી નથી. તેવા વરોની સંખ્યા બાદ કરીયે તો કન્યાઓની સંખ્યા વરો કરતા વધારે નીકળશે. લગ્નની પાત્રતા માટે જ્યારે કન્યાઓને શરીરની સંપત્તી ઘણે ભાગે લાયક ઠરાવે છે, ત્યારે પુરૂષોને શરીર તથા બુદ્ધિબળ બન્નેની પાત્રતાની અપેક્ષા ગૃહસ્થાશ્રમની યોગ્યતા માટે રહે છે. હું માનું છું કે કુંવારી કન્યાની સંખ્યા ગૃહસ્થાશ્રમ માટે વરોની પાત્રતા અથવા અપાત્રતા બતાવવાનું એક સાધન છે. જે વરોનો ભાવ પુછાય નહિ તે વરો ઘણે ભાગે ગૃહસ્થ થવાને નાલાયક હોવા જોઇએ એમ અનુમાન કરવામાં મોટી ભુલ થતી નથી. આ ધોરણે વિચાર કરતાં જ્યારે કુંવારી કન્યાઓને વર મેળવવાની મુશ્કેલી નડે છે ત્યારે વિધવાઓ જેમને એકવાર પોતાનું નશિબ અજમાવવાની તક અપાઈ ચુકી છે તેમને તેજ તક ફરી આપવાથી કુંવારી કન્યાઓની સંખ્યા વધવાની અને તેમનું શું કરવું? તેમને આચાર વિચારમાં શુદ્ધ રાખી નાતના ધર્મો શુદ્ધ રાખવાને શા ઉપાયો લેવા તે પ્રશ્ન નાતના વિચાર શીલ પુરૂષો આગળ ફેંસલા માટે ખડો થવાનો.

વર કન્યાની વસ્તિ તરફ જોતાં સામાજીક દૃષ્ટિથી વિધવાપુનર્લગ્ન બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિમાં હાલમાં અનુકુળ નથી એમ મને જણાય છે.

### (૨) વ્યક્તિ દૃષ્ટિ.

જે બીચારી વિધવાને વૈધવ્ય આવ્યું તેની સ્થીતિ તરફ જોતાં વિધવા પુનર્લગ્ન કરવાનું પગલું દરેક દયાળુ પુરૂષને ઉચિત જણાય. બાળવિધવાને સંસારનાં બધાં સુખો બંધ થાય છે અને વ્યવહાર દૃષ્ટિએ દુઃખી તથા પરાધીન જીંદગી ગાળવી પડે છે. વિધવાઓને નિવૃત્તિમાર્ગના ધર્મ શીખવવાની શાસ્ત્રોમાં આજ્ઞા છે. તે માર્ગ તરફ વાળવામાં આવે તો વ્યવહારનાં એટલે પ્રવૃત્તિ માર્ગનાં દુઃખો તેને કંઇ અસર કરી શકતાં નથી પણ વિધવાના લક્ષ્યો "અર્થ" તથા "કામ" ના જ રાખ્યા હોય અને ધર્મ અને મોક્ષ તરફ તે નિવૃત્તિવાસી ન હોય ત્યાં સુધી તેની સ્થીતિ દયાજનક છે એ વાત નિર્વિવાદ છે.

વળી પુરૂષો એક સ્ત્રી મરતાં બીજી સ્ત્રી પરણે ત્યારે સ્ત્રીએ તેમ શા માટે કરવું જોઇએ નહિ એ દલીલ પણ ન્યાય પક્ષે મજબુત છે.

કોની નિતિમાં કેટલો બગાડો થાય છે, એ મ્હારે નવેસરથી કહેવા જેવું છે જ નહિ. ધનવાન લોકોના છોકરાં સેંકડે ૧૫, તો ગરીબ લોકોના સેંકડે ૫૦, એ પ્રમાણમાં મરે છે, ને દર ૧૦ ઇસમ પૈકી એક ઇસમ કેદખાનામાં, દવાખાનામાં કે મજૂરના ઘરમાં મરેલો જોવામાં આવે છે. ઇંગ્લાંડ દેશનું અનુકરણ કરીને આ સ્થિતિ તમે પોતાના દેશમાં દાખલ કરવા ઇચ્છશો કે ? કેટલાક લોકો વગર મેહેનતે મેળવેલા પૈસામાં આલોટતા હોય, કેટલાક લોકોને આબરૂમાં રહીને સંસાર ચલાવવા માટે વેળા પડતી હોય, અને લાખો ગરીબોને વર્ષમાં કેટલાક દિવસ સૂધી અન્ન પાણી પણ ન મળે, એવું જે સામાજિક અને ઐદ્યોગિક સંસ્થાઓનું પરિણામ થયું છે, તે સંસ્થાઓ સારી, કે જેની તેની જાત જાત પ્રમાણે ધંધાઓ વેહેંચાઇ મધળાને દેશની સંપતિનો જે વ્યવસ્થા વડે થોડો ઘણો ભાગ નિશ્ચયાત્મક મળે તે સમાજ વ્યવસ્થા સારી, એ બાબતનો તમે ખુબ સારી પેઠે વિચાર કરો.

મતલબ કે મહા૨ તમને એટલું જ કહેવું છે કે ઇંગ્લાંડ દેશમાંના આચાર વિચાર અને ઐદ્યોગિક તથા સામાજિક સંસ્થાઓનો પૂર્ણ રીતે સ્વીકાર કર્યા ૧૨ થાય તમારા દેશનુ કલ્યાણ થવાનું નથી એવી તમારામાંના કેટલાકની પ્રવૃતિ છે, તે છેક જ ભૂલ ભરેલી છે. આ સંસ્થાઓ ખાસ ઇંગ્રેજ લોકોને લાભકારક થએલી નથી, ત્યારે તમને તે ક્યાંથી લાભકારક થશે ? બુટ, સ્ટોકિંગ, વગેરે ઇંગ્રેજી પોષાક, માંસાહાર, દારૂ પીવો, ખુરશીઓ, ટેબલો વગેરે સામાન અને ભપકાઓ એ માત્ર **નખરાં** છે; તેમજ તે ભારે ખરચાળ કામો તમને નિરઉપયોગી છે. શુદ્ધ આહાર વડે અને શુદ્ધ આચાર વડે તમારાં શરીરો આજે કેટલીક પેઢીઓથી પવિત્ર થએલાં છે. તે દારૂ અને માંસ, વગેરે ખાઇને વટાળશો નહિ. એમ હું તમને નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું. આ ફંદમાં તમે પડશો તો તમારૂં અને તમારા રાષ્ટ્રનું કોઇપણ દિવસે કલ્યાણ થવાનું નથી. તમારી સ્થિતિ હાલમાં ખરાબ છે, એ વાત તો ખરી છે; પરંતુ તે સુધારવા માટે પાશ્ચિમાત્ય રાષ્ટ્રોની વ્યહવારિક સુખોની ઇચ્છા અને ગરીબ ગરબાંઓનો પુરો મરો થાય, એવી તેમની સામાજિક સંસ્થાઓનો અંગિકાર કરવો એ જ કાંઇ ખરો રસ્તો નથી. પૂર્વે હિંદુસ્તાનની આબાદી જેવી હતી, તેવી લાવવા માટે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા, સદાચાર, સાદી રેહેણી કરણી અને ઉંચ ધાર્મીક વિચારોનું સમાજમાં પુનર્જીવન થવું જોઇએ અને તમારા ધર્મનું તથા રાષ્ટ્રનું તમારે પોતે જ અભિમાન રાખવું જોઇએ. એક વખત ...

ગતનું હિત કરવાનું તમારે માથે આવી પડ્યું હતું. અને હાલમાં પણ તમારા પૂર્વજોએ તમારે માટે ઉત્તમ જ્ઞાનનો સંગ્રહ કરી મુકેલો છે તેનો તમે યોગ્ય ઉપયોગ કરશો, તો આ ઓગણીસમી સદીમાં તે હિત મેળવવા તમારા તરફ આવવાની આશા રાખવામાં આવશે. માણસ જેમ કર્મથી તેમ બંધાયેલું છે રાષ્ટ્ર પણ કર્મથી બંધાયેલું છે. તે રાષ્ટ્રનું કર્મ ઉઘાડવું તમારા હાથમાં છે. આર્ય ભૂમિ ઈશ્વરની અત્યંત પ્રીતિરૂપ છે, એમ કહેવાને માટે કોઇ પણ પ્રકારનો બાધ નથી; અને સદાચાર, સદ્ધર્મ તથા સાદી રહેણી કરણી વગેરે ગુણો વડે તમારા પૂર્વજો અભ્યુદયને પામ્યા હતા. તેમનું ઉદાહરણ તથા અનુકરણ કરશો તો જ આર્ય ભૂમિનો ફરીથી અભ્યુદય થયા વગર રહેશે નહિ.

( અધુરૂં. )

---

## આપણી સ્ત્રીઓની શારીરિક અવદશા અને તે સુધારવાના ઇલાજ.

( લી. "H." ગયા એપ્રીલના અંકના પૃષ્ટ ૮ માથી અનુસંધાન. )

સ્ત્રીઓની શારીરિક અવદશા સુધારવા માટે, શરીર તંદુરસ્ત, દૃઢ, મજબુત બનાવવા માટે યોગ્ય ઉપાયો યોજવા જોઇએ. દીવસે દીવસે વધારે ક્ષીણ થતાં શરીરો તરફ વડીલ વર્ગે વધારે લક્ષ આપવું જોઇએ. સ્ત્રીવર્ગ તો અજ્ઞાન છે, કમસમજ છે, માટે જે સમજે તેને માથે એવડો ભાર એમ જાણી આ બાબતમાં પુરૂષવર્ગે ઉતાવળે ધ્યાન આપવાની ઘણી જરૂર છે.

હવે આપણે આ વિષયના બીજા ભાગ તરફ નજર કરીએ. સ્ત્રીઓ શરીરે બળવાન બની, ભવિષ્યની પ્રજાને બળવાન બનાવી, જગતમાં પોતાનું કાર્ય યથાર્થ રીતે બજાવી શકે, તેઓ પોતાની, પોતાના કુટુંબની, અને પોતાની પ્રજાની ઉન્નતિ કરી શકે તે માટે તેમને આરોગ્યતાના નિયમો જાણવા જોઇએ.

મૂખ્યત્વે કરીને આ નિયમો નીચે પ્રમાણે છે.

સ્વચ્છ અને તાજી હવા. તે મેળવવા થોડો થોડો વખત સાંજે કે સવારે હમેશાં ખુલી હવામાં ફરવું જોઇએ. બની શકે તેમણે બાગ બંગીચા કે બીજી કોઈ જગ્યાએ ખુલી હવાનો લાભ લેવો જોઇએ.

પાણી સ્વચ્છ પીવું જોઇએ. પાણી ગાળવાનું કપડું પણ સ્વચ્છ રાખવું

જોઇએ. જ્યારે હવા બગડી હોય, કોલેરા કે પ્લેગ ચાલતો હોય તેવા વખતમાં પાણીને પ્રથમ ઉકાળી, ઠંડું પાડી, ગાળીને પીવું.

ખોરાક નિયમિત વખતને અંતરે અને પચે તેટલો લેવો. મોડી રાત્રે જમવું નહિ. બરાબર પચ્યા વગર કાચી ભૂખે જમવું નહિ. મિતાહાર રાખવો. બગડેલો, ટાઢો, વાયડો, કાચો, તેમ ઘણો ગરમ ખોરાક લેવો નહિ. ખોરાકની બાબતમાં અંધ શ્રદ્ધાથી કેટલીકવાર ઘણું નુકશાન થાય છે. જમવાના વખતમાં જે નિયમ સચવાવો જોઇએ તે સચવાતો નથી. એક દીવસ એકાદશી હોય તો કાચું કોરૂં કેળાં કે બટાકા, વિગેરે નુકશાનકારક ચીજો ખાઇને પેટમાં ઘણો જ કચરો ભરવામાં આવે છે તથા રોજના નિયમ પ્રમાણે ભાણે બેસી વખતસર ભોજન લેવામાં નથી આવતું. વળી સોમવાર, પ્રદોશ, અગર તો અધિક માસ કે શ્રાવણ માસ વગેરે આવે તો બે ટંકને બદલે એક ટંક જમવામાં આવે છે. અને વળી જમવાના વખતના નિયમમાં ભંગ થાય છે. આથી કેટલીકવાર ઘણું નુકશાન થાય છે, એ વાત લક્ષમાં રાખી આવી આવી રીતોમાં સુધારો થવો જોઇએ. આપણામાં જુવાનના મરણ પ્રસંગે ધાણી, આટા, તેલ, દહીં, અથાણાં વગેરે નુકશાનકારક પદાર્થો ખવડાવવામાં આવે છે તેથી શરીર બગડે છે. આ રીવાજ પહેલાં કરતાં કંઇક થોડો છે, પરંતુ તે રીવાજ નાબુદ થવો જોઇએ.

અજવાળું અને સૂર્યના તેજને ઘરમાં આવવા દેવા માટે ઘરનાં તમામ બારી બારણાં દીવસે ખુલ્લાં રાખવાં જોઇએ. અજવાળાથી હવા સ્વચ્છ થાય છે, અને વિનાશકારક જીવજંતુ નાશ પામે છે.

કપડાં ધોયેલાં અને સ્વચ્છ રાખવાં શરીર પણ નાહી ધોઇ સ્વચ્છ રાખવું. નહાતી વખતે શરીરે ઠંડો પવન લાગે નહિ તે સંભાળવું.

કસરત માટે તો સાધારણ વર્ગો સારૂ ઘરનું કામ યોગ્ય છે. કામ કરવાથી સારી કસરત મળે છે. જેમની પૈસે ટકે સ્થીતિ સારી હોય અને અંગ મહેનત કરવી પડતી નથી તેમણે પગે ચાલીને ખુલ્લી હવામાં ફરવા જવું એ ઉત્તમ છે. શાસ્ત્રીય રીતથી કસરત કરવા તરફ પણ લક્ષ દોરવું જોઇએ. છોકરાઓને જેટલી કસરત કરવાની જરૂર છે, તેટલી જ છોકરીઓને પણ છે અને તે માટે તે બેની વચ્ચે ભેદ રાખવો યોગ્ય નથી.

મગજને વિશ્રાંતિ મળે તે માટે ઉંઘની ઘણી જરૂર છે. સુવાના ઓરડામાં તાજી હવા આવવા દેવી જોઇએ. રાત્રે વહેલાં સુઈ સવારે વહેલાં ઉઠવાની ટેવ પાડવી જોઇએ. છથી સાત કલાકની ઉંઘ યુવાન વર્ગને જરૂરની છે. દીવસે ઉંઘવાથી આળસ વધે છે માટે ખાસ કારણ સિવાય દીવસે ઉંઘવું નહિ.

લક્ષ સતત્ ખેંચ્યા કરવું જોઈએ. મુળથી જ ખાધા પીધામાં નીયમિત રહેવાની તથા બીજા આરોગ્ય શાસ્ત્રના તથા સ્વચ્છતાના મુખ્ય નિયમો પાળવાની તેમને ફરજ પાડવી જોઈએ. શાળામાંથી તો છોકરીઓ બાર કે તેર વરસની ઉમર થતાં ઘેર બેસે છે તેટલા ટુંક સમયમાં તેમને કંઇ પણ સંગીન જ્ઞાન આપી શકાય તે વાત સંભવિત નથી. વળી આરોગ્યશાસ્ત્ર ઉપરાંત શારીરિક અને વૈદક શાસ્ત્રનું જ્ઞાન પણ તેમને ઘણું જ અવશ્યનું છે. હવે આ જ્ઞાન શી રીતે આપવું તે એક મોટો સવાલ છે. આ જ્ઞાન ઘરમાં તો અપાય જ નહિ. કારણ કે તે જ્ઞાન આપવા માટે કોઇ સારા પ્રવીણ માણસની જરૂર છે. તે માટે તો કોઇ દાક્તર હોય તો વધારે સારૂં. વળી આ જ્ઞાન મેળવવામાં કેટલાંક ખાસ સાધનોની પણ જરૂર પડે છે. આ સાધનો ઘરમાં મળી શકવાં મુસ્કેલ છે, માટે આ જ્ઞાન માટે કાંઇક જુદી જ ગોઠવણ થવાની જરૂર છે.

શાળાઓમાં તો અમુક ઉમર પછી છોકરીઓ નહિ જાય, તે વાત તો નક્કી જ છે. વળી મોટી ઉમર થયા પછી છોકરીઓને ઘર સંબંધી તથા સંસાર વ્યવહાર સંબંધી પણ કેટલાંએક કામોમાં કેટલોક સમય ગાળવો પડે છે. આ બધું જોતાં છોકરીઓને અનૂકુળ પડે તેવે સમયે, દાખલા તરીકે બપોરે–એકાદ કલાક આવું જ્ઞાન તેમને મળે તેવી કાંઇ યોજના થવી જોઈએ. આ માટે છોકરીઓને–અથવા સ્ત્રીઓને તે બાબતો વિષે સરળ ભાષામાં લખાયલાં પુસ્તકો આપવાં જોઇએ. અને જ્યારે બપોરે બધાં ભેગાં મળે ત્યારે કોઈ પ્રવીણ દાક્તરે આ વિષયો ઉપર વિવેચન કરી અગત્યનાં સાધનોની મદદથી તેમને આ વિષયોમાં જ્ઞાન આપવું જોઇએ. વળી આ ઉપરાંત વનિતા વિશ્રામ જેવી કોઇ સંસ્થામાં મહિનામાં એકાદ વાર વૈદક વિષયપર વ્યાખ્યાન અપાવું જોઇએ કે જેથી કરી નાનાં મોટાં સર્વને આ બાબતનું કાંઇક જ્ઞાન મળ્યા કરે, અને કટલાક અઘટિત અને તંદુરસ્તીને હાનિકર્તા રીવાજો ઉપર ચર્ચા ચાલુ રહે. આમ કરવાથી ઘણા જ લાભો થશે તે વાત નિઃશંક જ છે. આરોગ્યશાસ્ત્ર તથા શારીરિક ને વૈદકશાસ્ત્રના જ્ઞાનવાળી સ્ત્રીઓ પોતાની તથા પોતાનાં બાળકોનાં શરીરની સંભાળ વધારે સારી રીતે રાખી શકે તેમાં કાંઈ જ નવાઇ નથી. અને આમ થવાથી હાલના વખત" સ્ત્રીઓની જે શારીરિક દુર્દશા જોવામાં 'ાવે છે તે કોઇક અંશે નવા જોઇએ. થશે.

બાળકીઓની ઉધવાથી આભોગ લેનાર કેટલેક અંશે મનોવૃત્તિએ ·હુળ બનાવનાહિ. । નવલકથાઓ છે. નિશાળમાંથી ઉઠ

ગયા પછી કન્યાઓ ઘેર જ રહે છે, ત્યારે દીવસનો મોટો ભાગ કેમ ગાળવો તેની તેમને સમજ પડતી નથી, તેવામાં કાંઇક વાર્તાનું પુસ્તક મળી જાય તો તે વાંચ્યા કરે છે, પછી આ પુસ્તક ગમે તેવા હલકા પ્રકારનું હોય તો કાંઇ નહિ. આમાં એમનો વાંક નથી, એમના વડીલોનો જ વાંક છે. વડીલોએ દરેક પુસ્તક તેમના હાથમાં મૂકતાં પહેલાં ઘણી જ સંભાળ રાખવી જોઇએ. અલબત્ત વાંચવાની ટેવ ઘણી જ ઉત્તમ છે, શાળા છોડયા પછી જ્ઞાન વધારવાનું તે જ મુખ્ય સાધન છે; પણ પુસ્તકની પસંદગી કરવા તરફ ઘણું જ લક્ષ આપવું જોઇએ. એ માટે તો ખાસ સ્ત્રી-પુસ્તકશાળા હોય તો ઘણો જ લાભ થાય. આપણી જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો એવી એકાદ પુસ્તકશાળા ખોલશે તો સમસ્ત સ્ત્રીસમાજ ઉપર તેમણે ઉપકાર કર્યો ગણાશે. આ પુસ્તકાલયોમાં ઘણો જ વિચાર કરીને યોગ્ય લાગે તેવાં જ પુસ્તકો રાખવાની યોજના કરવી જોઇએ, અને આ ઉપયોગી પુસ્તકો જ સ્ત્રીઓમાં પ્રસરાવવાં જોઇએ, કે જેથી કરીને બેવડો લાભ થાય. એક તો તેઓ નુકશાનકારક સાહિત્ય વાંચતાં અટકે, તેથી તેમની તંદુરસ્તીને કાંઇ પણ ગેરફાયદો થાય નહિ; અને બીજું તેઓ પોતાનું જ્ઞાન આગળ વધારી શકે.

આ ઉપરાંત નાની બાળકીઓમાં ખુલ્લી હવા તથા કસરત તરફનો ભાવ ઉત્પન્ન કરવા માટે કાંઇ પણ પગલાં લેવાવાં જોઇએ. થોડાંએક વર્ષ ઉપર આપણી જ્ઞાતિમાં રમતગમતના મેળાવડા કરવામાં આવ્યા હતા. આ મેળાવડાની અંદર છોકરાઓ ઉપરાંત અમૂક ઉમરની છોકરીઓને પણ ભાગ લેવા નોતરવામાં આવી હતી, અને ઘણી બાળકીઓએ તેમાં ભાગ પણ લીધો હતો. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જો આપણી બાળકીઓને પણ રમતગમતમાં ભાગ લેવાનો પ્રસંગ આપવામાં આવે તો તેઓ તે તક જવા દે તેવી નથી. તે વખતે ઘણી બાળકીઓ આવી હતી તે વાત જ બતાવી આપે છે કે તેમના વડીલો તથા મુરબ્બીઓ તેવી કોઇ હીલચાલની વિરૂદ્ધ વિચાર ધરાવતા નથી. આ સઘળી વાતો લક્ષમાં આણી બાળકીઓને ખુલ્લી હવાનો તથા સાધારણ કસરતનો લાભ મળે તેવી કાંઇ યોજના થવી જોઇએ. વરસમાં બેવાર આવા રમતગમતના મેળાવડા થાય તો ઘણું જ સારૂં. આ મેળાવડામાં ભાગ લેનારને મહિનો દોઢ મહિનો પહેલાં પ્રેક્ટીસ કરાવવી શરૂ કરી શકાય અને મેળાવડાનો દીવસ આવી ગયા પછી પણ એકાદ મહિનો બાળકીઓનો ઉત્સાહ ચાલુ રહેશે. આ પ્રમાણે વરસમાં ચારેક મહિના તેઓ આ ખુલ્લી હવા તથા સાધારણ કસ-

રતનો લાભ લઈ શકશે. આ કસરતો પણ તેમને અનુકૂળ પડતી જ રાખવી જોઇએ. દોડવાની, બટકા વીણવાની, માટલાં ફોડવાની, સ્કીપીંગ, (દોરડી કુદવાની) વગેરે ઘણી જ આકર્ષક કસરતોથી તેમને ઉત્સાહ રહેશે. વળી સારાં સારાં ઇનામો આપીને પણ આવા મેળાવડામાં બાળકીઓને આવવા લલચાવી શકાય.

વળી આ મેળાવડાઓથી એક બીજો પણ લાભ થવાનો સંભવ રહે છે. આને લીધે બાળકીઓમાં એક નવિન જ ઉત્સાહ, અવનવો જુસ્સો પ્રગટશે. ઘરમાં બેઠાં ઘણીવાર તેઓ ઘરઘરની, સાસુ વહુની, અને એવી એવી ઘણી જ નુકશાનકારક રમતો રમે છે. શીશુવયમાંથી આ રમતોને લીધે તેમનામાં લગ્નના તેમ જ સાસરાના વિચારો વાસ કરી રહે છે. આવા વિચારો પણ બાળકીઓની તંદુરસ્તી ઉપર ઘણી જ અસર કરે છે. પરંતુ જો આ નવિન જુસ્સો તેમના અંતઃકરણમાં વાસ કરે તો આ નુકશાનકારક વિચારો કરવાનો સમય તેમને ઓછો મળે, અને એ રીતે તેમની શારીરિક સ્થીતિને આડકતરો પણ પ્રબળ લાભ મળી શકે. આ વિષયની અગત્ય ઉપર ધ્યાન રાખી તે સંબંધી બનતી ઉતાવળે પગલાં લેવામાં આવશે એવી આશા રાખું છું.

ઇશ્વર કૃપાએ શારીરિક આરોગ્યના એક મહાનરિપુ બાળલગ્નનો તો પહેલાં કરતાં કાંઇક અંશે આપણામાંથી નાશ થવા માંડયો છે. પરંતુ જે કારણોને લીધે બાળલગ્ન દુર કરવાનાં યોગ્ય ધારવામાં આવે છે તે કારણોમાંથી હજી કેટલાંએક નાબુદ થયાં નથી. આ વિષય ઉપર બ્ર. ક્ષ. ત્રિમાસિક પત્રમાં ઘણીવાર લખાઇ ગયું છે. આપણામાં બાળકીઓનાં લગ્નની ઉમર હવે લગભગ ચૌદ પંદર વર્ષ સુધીની થઈ છે ખરી, પરંતુ વિવાહ અને લગ્ન સંબંધી વાતો તો અગીઆર બાર વર્ષની ઉમરથી જ અથવા તો તેથી પણ વહેલાં તે બાળઓના કાન સાથે અથડાવા માંડે છે. આને લીધે તે બાળકીઓના મનમાં લગ્નના વિચારો ઘોળાયાં કરે છે, અને બાળલગ્નના જે ગેરલાભ છે, તેમાંના ઘણાથી તે બચી શકતી નથી. વળી કેટલીએકવાર છોકરીઓના વિવાહ સંબંધી કંઇક કડુ અનુભવો તેમના માતા પિતાને મળે છે. આ અનુભવોનું ગાન તેઓ પોતાની પુત્રીઓના દેખતાં કરે છે. પરિણામ એ આવે છે કે તે પુત્રીના મનમાં પોતાનાં થનાર સંબંધીઓ વિષે પહેલેથી ખરાબ ખ્યાલ બેસે છે. આ કેટલું નુકસાનકારક છે તે તો સર્વ કોઈને વિદિત જ છે. સાસરે મોકલવાની ઉમર તથા તેની અમુક હદ વિગેરે વિષયો ઉપર ત્રિમાસિકમાં પુરતી ચર્ચા થઇ ગઈ છે. તથા આપણી ન્યાતના વિદ્વાન

ગૃહસ્થો રા. બળવંતરાય ક. ઠાકોર તથા રા. રા. મણીલાલ અજીતરાયજી જેવાઓએ તે વિષયો ઉપર પોતાના મત દર્શાવ્યા છે, તે ખાસ લક્ષમાં રાખવા જેવા જ છે.

આ પછી સ્ત્રીઓની આરોગ્યતા સંબંધી જે બાબત આપણું ખાસ ધ્યાન ખેંચે છે તે તેમની સુવાવડ છે. આ સંબંધમાં પણ કેટલાએક જુના હાનિકારક રીવાજો હજી ખસતા નથી, અને કેટલાએક લાભદાયક વિચારો નાબુદ થઇ ગયા છે.

જો શરીર સારૂ હોય તો સુવાવડ બહુ ચિંતાનું કારણ થઈ પડે નહિ. આપણા જુનાં વસાણાંનો ઉપયોગ દહાડે દહાડે દૂર થતો જાય છે. સુગ આવવાના કે નહિ ભાવવાના અથવા એવાં જ કાંઇ બીજાં જુજ કારણોને લીધે હાલની છોકરીઓ આ તરફ દુર્લક્ષ આપે છે અને પોતાના મુરબ્બીઓનું કહ્યું માનતી નથી, પરંતુ આ તેમને પોતાને જ ઘણું નુકશાનકર્તા છે. જો કદાચ સુવાવડ સહીસલામત પસાર થઇ જાય તો પણ પાછળથી તેઓ ઘણાં જ નબળાં તથા ઘસાઇ ગયા જેવાં લાગે છે અને જીંદગીના લ્હાવા લેવાને બદલે તેમનું જીવ્યું જ તેમને શ્રાપ સમાન થઇ પડે છે. માટે આ વિષય ઉપર સર્વ યુવાન બહેનોનું ધ્યાન ખાસ કરીને ખેંચાવું જોઇએ. આ ઉપરથી વડીલ વર્ગે એમ ના જાણવું જોઇએ કે સુવાવડોના સંબંધમાં બધો હાલની સ્ત્રીઓનો જ વાંક છે અને તેમણે કાંઈ પણ કરવાનું નથી. પહેલાંની સ્ત્રીઓના બાંધા મજબુત હતા અને તે વખતમાં દાઇયણો પણ સમજ શક્તિવાળી અને અનુભવી હતી. હાલની સ્ત્રીઓના બાંધા ઘણા જ નબળા છે. વળી હાલની દાઇયણો તરફ નજર નાંખો. હાલની દાઇયણો તો તદ્દન નકામી જ છે. તેમની કમઅક્કલને લીધે ઘણીક સ્ત્રીઓને સોસવું પડે છે. અને કંઇક બાળકોના જીવ પણ કદાચ જતા હશે. વળી માતા મહાદેવની બાધાને બહાને પૈસા પણ તેઓ ઓછા ખરચાવતાં નથી. હવે જો સ્થીતિ આવી હોય તો પાસ થયેલી અને સમજશક્તિવાળી અનુભવી નર્સોને બોલાવવી જોઇએ. થોડાંક ખર્ચને માટે સુવાવડી સ્ત્રીઓ તથા બાળકોની જીંદગી જોખમમાં નાંખવી ન જોઇએ. સુવાવડોમાં મોતની સંખ્યા ઘણી વધી પડી છે ને તે ઓછી કરવી જ જોઇએ. **બની શકે તો એક પગારદાર નર્સ કોઈક ફંડમાંથી રોકો. આ નર્સ આપણા જીલ્લામાં દવાખાનું ઉઘાડે અને જ્યારે કોઈને પણ જરૂર પડે, ત્યારે કંઈ પણ ફી લીધા વગર તે મદદ માટે જાય તેવી કાંઈ યોજના થવી જોઈએ.** આશા છે કે આ વિષયમાં બનતી

ઉતાવળે પગલાં ભરવામાં આવશે, અને ન્યાતની સ્ત્રીઓને માથેથી એક મહાન વિપત્તિ દૂર કરવાનો યત્ન કરવામાં આવશે. આ ઉપરાંત સુવાવડના ખાટલા પાસે આરોગ્ય શાસ્ત્રના નિયમો બિલકુલ પળાતા નથી. હવા, ઉજાસ સંબંધમાં અને ચોખ્ખાઇની બાબતોમાં ઘણી જ બેદરકારી રાખવામાં આવે છે. આ ઉપર પણ પૂરતું લક્ષ આપવું જોઇએ.

સર્વ રોગોના કારણોમાં મનનો મોટો હિસ્સો છે. માટે માબાપોએ પોતાની બાળકીઓનાં મન મજબુત કરવાનો યત્ન કરવો જોઇએ. અને તે માટે તેમને સારાં ધોરણો ઉપર રચાયલું નૈતિક તથા ધાર્મીક શિક્ષણ આપવું જોઇએ. આ શિક્ષણથી બાળકીઓનાં મન દૃઢ થશે, શ્રદ્ધાવાન થશે, અને તેથી તેઓ જીતેંદ્રિય બનશે અને આ દુનિયામાં પોતાનું આરોગ્ય સાચવી નીતિમાન જીવન ગાળશે, અને પરલોકમાં પણ પોતાનું શ્રેય સાધશે તથા પોતાનું જીવન આવું મધુર બનાવનારને સેંકડો આશીર્વાદ દેશે.

મારી મતિ અનુસાર આ અતિ ઉપયોગી બાબત ઉપર વિવેચન કરી અહીં હું અટકું છું. એમાંની કેટલીએક સુચનાઓપર ધ્યાન અપાઈ તે વિષે કાંઇક ગંભીર વિચારો થવા માંડશે તો હું મને કૃતાર્થ માનીશ અને એટલીએ સેવા બજાવવાને માટે મારી જાતને ભાગ્યશાળી ગણીશ.

---

## પ્રીતમને.

વિરહે થઇ છું હું આકુળ વ્યાકુળ: ઓ પીયુ પ્રાણનાથ પધારો !
ઓ પીયુ પ્રાણનાથ પધારોજી ! ઓ પીયુ પ્રાણનાથ પધારો !
તમ વિણુ આ તન વેલડી
વ્હાલા ! અહિં સુકાય !
સ્થીતિ જળવિણુ મચ્છની,
તેમ અમ્હારી થાય !
ઓ પીયુ પ્રાણનાથ પધારોજી ! ઓ પીયુ પ્રાણનાથ પધારો !
વિરહે થઇ છું હું આકુળ વ્યાકુળ ! ઓ પીયુ પ્રાણનાથ પધારો !

ગીરગામ-મુંબાઈ
શ્રી કૃષ્ણ જન્માષ્ટમી

મધુર

## શ્યામાનો સંદેશો.

મુજને હૈયે ધરવાને, પ્રીતે ચુંબન કરવાને,
શાન્તિ જળે મન ભરવાને,—વ્હાલા! આવજે.
લાવી દાસીપર પ્યાર,——વ્હાલા! આવજે.
મળવા તલસે તમ નાર,——વ્હાલા! આવજે.
થઇ છું વિરહે વ્યાકુળ, હું તો, આવો મમ દુઃખ હરવાને,
શું વધુ આલેખું? પીયુ મ્હારા, વેગે આવો મળવાને,
શાન્તિ જળે મન ભરવાને—વ્હાલા! આવજે.

ગીરગામ મુંબઈ. } મધુર.
અક્ષય તૃતિયા.

## શુભ-પર્વ પ્રસંગે રમાતો જુગાર.

આપણા જેવી કેળવાયેલી નાતમાં ઘણો જ હાનીકારક ને જુવાન વર્ગને અનીતિને રસ્તે દોરનાર એક રિવાજ ચાલુ છે તે તદ્દન નાબુદ થવો જોઇએ. કોણ જાણે શી રીતે આપણામાં શુભપર્વે જુગાર રમવાનું દાખલ થયું છે. સૌથી પહેલાં બળેવ અને દીવાળીને દીવસે જ જુગાર રમાતો પણ હાલતો લગભગ ચોમાસાનાં બધાં પર્વે રમાય છે. વળી આ વર્ષ અમદાવાદમાં દેવપોઢી એકાદશીનો દિવસ પણ જુગાર રમવાનો વધ્યો છે. આમોદ, ભરૂચમાં પહેલાં આ બદી બહુજ હતી પણ હાલ તે ઓછી થઈ છે પણ પ્રમાણમાં ત્યાં અમદાવાદ કરતાં જુગાર વિશેષ માલમ પડે છે. ન્યાતના ઉપરાંત પરન્યાતના માણસો પણ આ જુગારમાં ભાગ લે છે. ગયે વર્ષે એક ગૃહસ્થ લગભગ રૂ. ૧૦૦) હાર્યા હતા. આ સો રૂપીયા તે ગૃહસ્થ ન્યાતના અગર દેશ કલ્યાણમાં ખર્ચી શકી ઘણા લોકોનું ભલુ કરી શકત. આ જુગારમાં ન્હાના છોકરાંઓ ઘણોજ આગળ પડતો ભાગ લે છે. ન્હાના છોકરાંઓમાં આ દુર્ગુણ દાખલ થાય ને વળી આ દુર્ગુણની સાથે બીજા દુર્ગુણ પણ દાખલ થાય છે તેથી તેમના મન ઉપર બહુજ ખરાબ અસર થાય છે. જુવાનીમાં જે દુર્ગુણ દાખલ થાય છે તે મ્હોટી ઉમ્મરે નીકળી જતાં વાર લાગે છે. આ રિવાજ ખરેખર આપણને શરમાવનારો છે. ન્યાતની ઉત્પત્તિ શોધનાર કહેશે કે યુધિષ્ટિરના વંશજો આપણે છીએ એમ આ રિવાજ બતાવી આપે છે. ગમે તેના વં-

શના આપણે હોઇએ પણ આ રિવાજ હાલ આપણી નજરે તો ઘણોજ દુષ્ટ છે ને તેથી તે જલદીથી નાબુદ થવો જોઇએ. દરેક સમજુ મા બાપની ફરજ છે કે પોતાનાં બચ્ચાંને આવા ખરાબ રસ્તે જતાં અટકાવવા જોઇએ અને ન્યાતી બંધુઓને અમારી નમ્ર વિનંતી છે કે જેમ બને તેમ જલદીથી આ રીવાજ નાબુદ કરવો જોઇએ. આને બદલે આ શુભ પ્રસંગે ગાયનના જલસા, ભાષણો, ન્યાતની ઉન્નતીને સારૂ ચર્ચા, બાળકોની રમતો વગેરે દાખલ કરી આનંદમાં તે દિવસો પસાર કરવા જોઇએ. અમે ન્યાતના જુવાનીઆઓની એસોશીએશનને ભલામણ કરીએ છીએ કે તેઓ તે દીવસે ન્યાતના જુવાન તેમજ વૃદ્ધ ગૃહસ્થોનો મેળાવડો કરી ન્યાતના બાળકો તથા બાળકીઓ પાસે સંગીત ગવડાવી ઇનામો આપવાનો રિવાજ દાખલ કરશે તો આ શુભ પ્રસંગ સારો ઉજવાશે ને યુવાનવર્ગની માનસિક શક્તિમાં પણ વધારો થશે.

લી. હિતેચ્છુ.

## નિવાપાંજલિ.

સ્વર્ગસ્થ સાકરલાલ દુર્ગારામજીને.

ત્રોટક.

રહી સ્થાન ઉંચે નિજ દ્રષ્ટિ હતી,
શુભ ચિંતન અન્ય તણું કરતી;
બહુ બાળ વયે નિજ પાસ ગ્રહી,
શુભ ભાવ વિષે બહુ તેજ વહી. ૧

કંઇ અંતર આજ પુરે ઉછળે,
મનનાં કંઇ ભાવ કહીજ વળે;
સુણજો સહુ તે ગુરૂ ભાવ થકી,
દુર સ્વર્ગ વિષે રહી આપ નકી. ૨

કશું આજ હું તે શીપુ ભાવ ધરી,
મનમાં ધરજો સહુ દોષ હરી;
જગમાં જનમે જન જે વિરલા,
પર કારણ આત્મન અર્પણતા. ૩

નદીના સમ મૂળ લઘુ જ હતું,
પણ મૂખ બન્યું જ વિશાળ બહુ.

નીરખી કૃતીએ જગદીશ તણી,
વળતી સતીએ જગદીશભણી. ૪

લીધી કેળવણી બહુ ઉચ્ચ ખરી,
વય અલ્પ વિષે બહુ ખંત ધરી;
મન કે વચને નહી કાય થકી,
કદી ફેર જણાય જરાય સહી. ૫

વળી સદ્‌ગુણ ભાવી અનેક ખરા,
બહુ સજ્જન મીત્ર જ આવી મળ્યા;
હજુ યાદ કરે ડગલે ડગલે,
સ્મૃતિ આપની તે ન ભૂલે ન ભૂલે. ૬

વય ગૃહસ્થ થવા જવ લાયક થઈ,
પ્રભુએ તવ આશીષ શુભ દઈ;
દીધું રત્ન અમુલ્ય અનુપ મહા,
રહીના પછી તો ગૃહસુખ સીમા. ૭

નહિં વિશ્વ વિષે કંઇ પ્રેમ વિના,
નહિં વિશ્વ વિષે કંઇ સ્નેહ વિના;
નહિં વિશ્વ વિષે કંઇ હેત વિના,
નહિં વિશ્વ વિષે કંઇ ભક્તિ વિના. ૮

સમજે નહિં પ્રેમની દિવ્ય પ્રભા,
કરશે જન તે ઉલટી જ કથા;
વિરલા જન જાણી મને ઠરશે,
શુભ ચિંતન પ્રેમ તણું કરશે. ૯

શુભ સંયમ ને નિયમો ધરતાં,
વસી વાસ ગૃહે તપ આચરતાં;
નિજ આયુ વિતે પરહીત થતાં,
લહ્યું એ જ મને કંઇ સુત્ર મહા. ૧૦

ચળતી રતીના મનની સ્થિરતા,
બહુ આપતમાં અતિષે વીરતા;
સ્મિત મુખ વિષે સ્ફુરતું સુખદા,
વદને શી વિરાજતી સૌમ્ય પ્રભા!. ૧૧

ઉપકાર અમાપ કીધા દીનને,
બહુ દાન દીધાં અતિ શુદ્ધ મને;
ન સહાય વિના રહ્યું આત્મ જને,
વધું ત્યાગ વિષે બહુ પ્રાપ્ત ધને. ૧૨

બહુ જ્ઞાન પરે પ્રીતડી ઝરતી,
સહુ દ્રષ્ટિ ખરેખર ત્યાં ઠરતી;
પ્રભુ પાસથી ચિત્ત ખસે ન કદા,
સુખ દુઃખ સમાન ગણી જ સદા. ૧૩

કંઇ હર્ષ ભર્યા, કંઈ શોક ભર્યા,
કંઇ પ્રેમ ભર્યા, કંઇ ભક્તિ ભર્યા;
કંઇ ધર્મ તણા, કંઇ કર્મ તણા,
કંઇ મર્મ તણા, કંઈ મોદ તણા. ૧૪

લઘુ લેખ પડે નજરે બહુએ,
મન ઉચ્ચ વિશાળ પ્રતિતી પુરે;
પ્રગટી રૂડી શી મનની પ્રતીમા !
સુવિચાર તણી નહીં કાંઇ સીમા. ૧૫

નહિ દાંભિક રીતીની નીતી અહી,
નહિ લક્ષ્મિની કીર્તી જરાય નહી;
નહિં જ્ઞાન તણું મન માન ચઢ્યું,
નહિ પદ્દિવ તણુય ગુમાન્ અડ્યુ, ૧૬

હતું હેત સતિથી વિષે અતિશે,
સતકાર સદા કરતા અતિશે;
ઘરને ભુલતા કંઈ સ્વાગતથી,
શરમાય કંઈ સતી આદરથી. ૧૭

વળી)વાત વિનોદ વિવેક ભરી,
કંઇ ગંભિર ને નીતિમાન ખરી,
ભલી દીવ્ય અલૌકીક તેજ પ્રભા,
સુવિચાર ધસે અવિચાર જતાં. ૧૮

હતી વૃત્તિ ખરેખર નિર્મળ તે,
ડગતી નહિં સ્થાનકથી રતિએ,

ન ઉપાધિ નડે, નવ આધિ અડે,
નહિં વ્યાધિ જરીએ ડગાવી શકે. ૧૯

સુખ વર્ષ ગયાં દસવીશ કંઇ,
સુત એક વિશેષ સુતા જ થઇ;
પછી ક્રુર વીધી અરયોગ હરી,
દુઃખ મુકી ગયો સુખ સ્હેજ લઈ. ૨૦

કરીને મનને દ્રઢ સ્થિર મહા!
કંઇ અંતર દુઃખ સહ્યું જ મહા!
વ્યવહાર બધો ચલવ્યો તદપિ,
થયું શાંત અરન્ત વિરત્વ અતિ. ૨૧

વૃત પત્નિ તણું મન શુદ્ધ થકી,
બહુ ભાવ થકી, બહુ કષ્ટ કરી,
અતિ હિમ્મતથી, શુભ ટેક ધરી,
તજ્યુ ના લગીરે, બલી નેક ખરી ! ૨૨

વ્રત ને તપને યમ સંયમને,
અતિ હેત થકી મનમાં ધરીને;
અતિધે મનને વશ રાખી રહ્યા,
કૃત નિશ્ચયથી ન ડગ્યા ન ડગ્યા. ૨૩

નહિ સુત સુતા નહિં દ્રવ્ય ગણ્યું,
વૃત્ત પત્તિ તણું મન એક અડયું;
ધરી આશ નિરંતર એક મહા,
સખી સ્વર્ગ વિષે પણ એ મળવા. ૨૪

સહ્યું દુઃખ ખુરૂં પ્રણુ પ્રીત થકી;
નહિ પ્રીત મુકી પણ રીત થકી;
જેમ કાષ્ટ બળે અગનીજ અડે,
ત્યમ કાય નિરંતર પ્રેમ બળે. ૨૫

બળતાં બળતાં બળતી જ ગઇ,
વીધીની નિરખી સારુ વાત થઇ;
કંઈ સ્વામિ ગયા કંઇ સ્વામિ થશે,
નહિં સ્વામિ અહિં વધુ પ્રેમી હશે. ૨૬.

વદતા સહુ સંત જનો અહીં કે—
'ગતિ ત્યાં થતી જ્યાં મતિ અંત સમે'
સુખમાં સહ દંપતિ રાજી રહો
નિજ બાળ હીતે કંઇ આશીષ દો. ૨૭

વય દીર્ઘ નહિ પણ કર્મ ખરાં,
બહુ કાળ જતાં ન.હં તેય પરાં;
વીતી આયુ બધી પરના હીતમાં,
સહુનું સરખું શુભ ત્યો ચીતમાં. ૨૮

મનને દ્દઢ રાખી ખરેજ ખરૂં,
સહુ જ્ઞાતી જનો તણું હીત લહ્યું,
નહિં નિંદ સ્તુતિ ધરી કર્ણ વિષે,
મન ચિંતની માત્રજ શુભ વિષે. ૨૯

ધરી હીમ્મત રાખી કુંવારી સુતા.
ગણીના થયલી રૂઢ દુષ્ટ પ્રથા;
રકી તે થકી જ્ઞાતી વિષે બહુએ,
પરણી જતી બાળ કુમારી વયે. ૩૦

બહુ વાત સુધારક તો કરતા,
સમયે પલટાઇ અનેક જતા;
વિરલા જન કૃત્ય કરી વીક્ષસે,
સુ સુધારક તે જ ખસે દીસશે. ૩૧

ચિત વૃત્તિ ઉદાસીન રાખી સદા,
સ્પરશે નહિ હર્ષ જ શોક કદા;
જળમાં કમળો કુમળાં ખીલતાં,
જળની જ્યમ સંગત ના ખમતાં. ૩૨

શીળ સાધુપણું ન વિસાર્યું કદા,
શુભ સત્ય અને પ્રીય વાણુ વદ્યા,
વર્યું જીવન સા. ડું. નું સાદુ બધું,
કર્યું સાર્થક નામ પ્રમાણુ ખરૂં. ૩૨

હતું એક સમે તન દુઃખી યદી,
કરી કિંચિત ચાકરી ભાવ ધરી;

મન સાધ્ય થતાં, બહુ શુભ થશી,
દીધ આશીષ તે મનના વીસરે. ૩૪

શી મુખે રહી કાંતિ વિરાજી તહાં!
લહરી સ્મિતની પ્રગટી શી અહા!

'ન મહાન તજે દુઃખમાં મહત્તા'
નીરખ્યું નજરે શુભ સત્ય મહા. ૩૫

બળતાં પણ સુખડ મેક ભર્યું,
ઘસતાં પણ ચંદન વાસ ભર્યું;

તપતાં પણ કાંચન કાંત બને,
દુઃખમાં મન મ્હાન તે મ્હાન રહે. ૩૬

શુભ વાંછન નિત્ય મને હું ધરૂં,
ઉપકાર અમાપ જ યાદ કરૂં,
કરૂં ગાન નિરંતર ગુણ તણા,
વસજો પ્રભુ એ જ સ્મૃતિ પથમાં. ૩૭

---

# પ્રાસંગિક નોંધ.

( રા. રા. મોતીલાલ અમુલખરાય દેસાઇ. બી. એ. )

**"દેશીઓનું બ્હીકણપણું"**

મદ્રાસમાં ડી. ચાર્ટરસ નામના અમેરિકન ગૃહસ્થ વેદાંત અને યોગનો અભ્યાસ કરે છે. તેમની "હિંદુ" પત્રના પ્રતિનીધિએ મુલાકાત લીધી હતી તે વખતે જણાવ્યુંકે "હિંદુ એ વિષે એક બે બોલ હું કહેવા માંગુ છું. તેમના ચ્હેરા ઉપર બ્હીકના ચીન્હો દેખાય છે. તેઓની પત્નિની સાથે તેઓ વાઘ જેવા હશે પણ જ્યારે કચેરીઓમાં જાય છે ત્યારે ઘેટાં જેવા થઇ જાય છે. જ્યારે તે પોતાના ઉપરીને રસ્તામાં મળે છે ત્યારે પણતે બ્હીએ છે. અમેરીકામાં આમ જોવામાં આવતું નથી. એક અમેરીકનપોતાના ઉપરીને અગર પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ કે ટેફ્ટને મળે છે ત્યારે 'શેકહેન્ડ' કરી આનંદથી વાતો કરે છે. એ ક હીંદી પોતાના ઉપરીની હાજરીમાં ખચકાય છે અને ગભરાય છે. ગોરી ચામડીથી તેઓ બહુ જ બ્હીએ છે. આ બ્હીકણપણું બચપણમાંથી જ દાખલ થયું હોય છે. અજ્ઞાન માતાઓ બચ્ચાંને રાતાં હોય ત્યારે છાના રાખવા હાઉ, બાવાની બ્હીક બતાવે છે તેથી તેઓ અજાણ્યા માણસથી બ્હીતાજ રહે છે. આ એકદમ બંધ કરવું જોઇએ. આને સારૂ સ્રીઓને ઉંચ્ચ કેળવણી Liberal education ) આપવાની ખાસ જરૂર છે, તેઓએ બચ્ચાંને બ્હીવડાવવાને બદલે હિંદુસ્તાનના મહાન્ વિરો, સ્વદેશ ભક્તો, દેશ ખાતર

વદતા સહુ સંત જનો અહીં કે-
'ગતિ ત્યાં થતી જ્યાં મતિ અંત સમે'
સુખમાં સહ દંપતિ રાજી રહો
નિજ બાળ હીતે કંઇ આશીષ દો. ૨૭

વય દીર્ઘ નહિ પણ કર્મ ખરાં,
બહુ કાળ જતાં નહું તેય પરાં;
વીતી આયુ બધી પરના હીતમાં,
સહુનું સરખું શુભ ત્યાં ચીતમાં. ૨૮

મનને દ્રઢ રાખી ખરેજ ખરૂં,
સહુ જ્ઞાતી જનો તણું હીત લહ્યું,
નહિં નિંદ સ્તુતિ ધરી કર્ણ વિષે,
મન ચિંતની માત્ર જ શુભ વિષે. ૨૯

ધરી હીમ્મત રાખી કુંવારી સુતા.
ગણીના થયલી રૂઢ દુષ્ટ પ્રથા;
ટકી તે થકી જ્ઞાતી વિષે બહુએ,
પરણી જતી બાળ કુમારી વયે. ૩૦

બહુ વાત સુધારક તો કરતા,
સમયે પલટાઇ અનેક જતા;
વિરલા જન કૃત્ય કરી વીલસે,
સુ સુધારક તે જ ખસે દીસશે. ૩૧

ચિત વૃત્તિ ઉદાસીન રાખી સદા,
સ્પરશી નહિ હર્ષ જ શોક કદા;
જળમાં કમળો કુમળાં ખીલતાં,
જળની જ્યમ સંગત ના ખમતાં. ૩૨

શીળ સાધુપણું ન વિસાર્યું કદા,
શુભ સત્ય અને પ્રીય વાણુ વદા,
વહ્યું જીવન સા. ડ. નું સાદુ બધું,
કર્યું સાર્થક નામ પ્રમાણ ખરૂં. ૩૨

હતું એક સમે તન દુઃખી યદી,
કરી કિંચિત ચાકરી ભાવ ધરી;

યુવાન વર્ગમાંથી કેટલાકમાં આમાંની થોડી પણ શક્તિ છે પણ તે શક્તીનો ઉપયોગ થતો જણાતો નથી. સ્વાત્મ ભોગ (self-sacrifice) તો લગારે દેખાતો જ નથી. તે યુવાનો ધારે તો દેશના અગ્રણિય પુરૂષ થઇ શકે એમ છે. વળી કેટલાક, ન્યાત હમને આ કામમાં બંધનકારક બલ્કે પાછી હઠાવનારી છે એમ ધારી નીરાશ થઇ બેસી રહે છે. વળી કેટલાક એમ કહે છે કે "જ્યાં સુધી ન્યાતો જેવી સંસ્થાઓ છે ત્યાં સુધી આપણા દેશની ઉન્નતી થવી અશક્ય છે." અમેરીકામાં ન્યાતો નથી પણ જુદી જુદી જાતો એટલી બધી છે કે તેમાં કેટલાકમાં તો અરસ પરસ લગ્ન પણ થઇ શકતાં નથી તોપણ તેઓ બધા દેશને સારૂ એકજ મતના છે. આતો કાંઇ ના કરવું ને ખોટાં બ્હાના કાઢવાં જેવું છે. તેઓએ તો પોતાનો જે મત હોય તે મત પ્રમાણે ચાલવું ને બીજાને ચલાવવા સમજાવવું એજ ખરો રસ્તો છે. બધા આપણા મતના થાય ત્યાં સુધી રાહ જેવી વ્યાજબી નથી. "Our duty is to be useful not according to our desires, but according to our powers." "આપણી ફરજ આપણી ઇચ્છાઓ પ્રમાણે નહીં પણ આપણી શક્તી પ્રમાણે કામ કરવાની છે." વળી એક લેખક લખે છે કે, "Wait not to be backed by numbers, wait not till you are sure of an echo from a crowd. The fewer the voices on the side of truth, the more distinct and strong must be your own." ઘણા માણસો ટેકો આપે ત્યાં સુધી રાહ જુઓ નહીં. સામાન્ય પ્રજા તમને ટેકો આપશે એમ ખાત્રી થાય ત્યાં સુધી પણ રાહ જુઓ નહી. સત્યને ટેકો આપનાર થોડા હોય તો તમારો સિદ્ધાંત ઘણોજ મજબૂત હોવો જોઇએ.

*   *   *   *   *   *

**આપણી નિર્ધનતા.**

ચાલુ વર્ષના માઘ માસના "વસન્ત" ના અંકમાં આપણી નિર્ધનતા ઉપર લખતાં તંત્રી લખે છે કે "આપણા દેશની વર્તમાન સ્થિતિ કામ પરાયણતાની છે. અર્થાત્ એશઆરામની નથી—અને તેથી જ આપણી નિર્ધનતા ઘણે ભાગે સહ્ય થઇ છે. પણ આપણામાં જૂના સુખના વખતના રિવાજો એવા જડ ઘાલી બેઠા છે કે આપણી નિર્ધન દશામાં આપણે એનો ત્યાગ કરવો જોઇએ છતાં પણ આપણે તે કરતા નથી. આપણી

વિવિધ જ્ઞાતિઓમાં વરા-વાજન-મરણ પરણુ અંગે ઘણું દ્રવ્ય નિરર્થક ખરચાઇ જાય છે, એનો કુંટુમ્બ, જ્ઞાતિ કે દેશના કલ્યાણમાં સદુપયોગ કરવાને બદલે એમાં જે જે સુધારા થાય છે તેમાં પણ ઘણેભાગે એક ખોટા ખર્ચને બદલે બીજું ખોટું ખર્ચ જ ઉભુ કરવામાં આવે છે...... તમે પૂછશો કે લોકો આવા દરિદ્ર છે તો પ્રસંગે પ્રસંગે જોઇતાં નાણાં, ક્યાંથી આવે છે? આનો ઉત્તર એક જ છે કે **એમના દેહના અને આત્માના રૂધિરમાંથી.** આ અતિશયોક્તિ નથી. આપણા નિર્ધન દેશમાં દરેક કુંટુમ્બને પોતા પાસે જે થોડું ઘણું દ્રવ્ય હોય છે તે આવે પ્રસંગે ખરચવું પડે છે. તેનું પરિણામ એ આવે છે કે કુટુમ્બજનોના આરોગ્ય માટે યોગ્ય ઘર કપડાં ખોરાક વીગેરેમાં જે ખર્ચ કરવું જોઇએ તે કરાતું નથી. તેમ જ ઉદ્યોગ, કેળવણી, મુસાફરી વગેરે મનુષ્ય જીવનને સુખી ને વિશાળ બનાવનાર આવશ્યક સાધનો પણ કેટલેક અંશે દૂરથી વર્જવા પડે છે. તે માટે અમે કહીએ છીએ કે જીવનમાં "કામ" યાને સુખ પ્રાપ્ત કરવું હોય તો "અર્થ" નો યોગ ક્ષેમના-એટલે કે પૈસો બચાવવાના અને કમાવવાના-માર્ગો યોજો, કરકસર કરો કારણ કે કરકસર એ મ્હોટો અને આવશ્યક ગુણ છે. પણ દ્રવ્યોત્પાદન ઉપર મુખ્ય લક્ષ્ય રાખો, કારણ કે દ્રવ્યોત્પાદન એ વધારે મ્હોટો અને તેજસ્વી ગુણ છે" આ લેખ પુરેપુરો વાંચવા અમે દરેક જ્ઞાતીબંધુને ભલામણ કરીએ છીએ.

હું ઇતિહાસના અભ્યાસનો કે નાતોની ઉત્પત્તિ બાબત શોધખોળનો વિરોધી નથી. પણ હાલમાં જાણે એનાથી જ આપણો ઉદ્ધાર થઇ જવાનો હોય એટલો બધો એ બાબત ઉપર ભાર મૂકવામાં આવે છે—

**જ્ઞાતિની ઉત્પત્તિ.**

કેટલાક પરશુરામની વાતો કરે છે તો કેટલાક ટોડરમલની વાતો કરે છે. પણ મ્હારો નમ્ર પણ દ્રઢ મત તો એવો છે કે નાતની વર્તમાન સ્થિતિનો વિચાર કરી ભવિષ્યમાં કેમ વર્તન રાખવું એ સમ્બન્ધી વિચારથી નાતની પ્રગતિ વિશેષ થશે. ભૂતકાળનો વિચાર ના કરો. ભવિષ્ય સુંદર લાગે પણ તેનો પણ ભરૂસો ના કરવો. વર્તમાન સ્થિતિનો વિચાર કરી, તમારા અંતરઆત્માને પુછી, પરમેશ્વરપર ભરોંસો રાખી વર્તો.

Trust no Future, however pleasant!
Let the dead Past bury its dead!

Act, act in the living Present!
Heart within, and God over head!

Long fellow–

પછાડી જોવાનું પરમેશ્વરે જ કર્યું નથી. જો તેમ ઇશ્વરની ઇચ્છા હોત તો આંખો આગળના મુકતાં બોચીએ મુકત.

"Looking back was not intended by nature evidently, from the fact that our eyes are in our faces and not in our hind heads."

*Jane Wilson Carlyle–*

**ધર્મ.** આજકાલ આપણા વૃદ્ધ પુરૂષો જુવાનીયાઓમાં ધર્મની ગ્લાની થએલી જુએ છે. તે ધર્મ જવાથી આપણી આર્થીક સ્થીતી બગડી ગઇ છે તેમ તેમને લાગે છે. પણ ખરો ધર્મ શું છે તેથી તેઓ પોતે જ અજ્ઞાત્ હોય એમ લાગે છે. શું દરરોજ મંદીરે દર્શન કરવા, હાથમાં માળા લઈ ઘડી બે ઘડી રામ રામ બોલવું અને આખો દીવસ જનસમાજની કુથલી કરવી એમાં ધર્મ સમાયેલો છે? બહાર ખાલી ધર્મનો ઢોંગ કરવો તેના કરતાં ધર્મી ન થવું એજ બહેતર છે. આપણા જુવાનીયામાં કેળવણીના પ્રભાવે મનની ઉચ્ચ સ્થીતી થવા લાગી છે. ને ખરો ધર્મ સમજાયો છે. આપણા ઘરડાઓ પોતે પૈસાદાર હોય તો પોતાના ગરીબ સગાવહાલાને મદદ તો કરે નહીં પણ વળી તેઓને દબાવે અને જાણે પોતે જ તેનું પુરૂં કરતાં હોય તેમ તેઓની સાથે વર્તે. અને તે વખતના લોકોમાં આત્મગૌરવ જરા ઓછું અને કેળવણીના અભાવે તેઓ આ અપમાન સહેતા હતા. "Submission was the noblest effort of the uneducated." પણ હવે કેળવણીના પ્રભાવે આપણી જ્ઞાતીના મોટા તેમજ નાના પોતાની ખરી સ્થીતી સમજ્યા છે. અને પોતાની ખરી સ્થીતી સમજવી એજ પ્રગતીનું મુળ છે. વળી ખરૂં સુખ, ખરો ધર્મ શું છે તેનું ભાન પણ આપણા જુવાનીયાઓને થયું છે. 'કેળવણી ફંડ' ની યોજના એ આ ધર્મનું ફળ છે. તેમાં જોશો તો ઘરડા, અસલી વીચારના માણસો અંદર મોટા કહેવડાવવા માટે, માથું મારે છે પણ પૈસો આપતી વખતે તેઓ ઘણાજ પાછા હઠે છે. આ ફંડના વ્યવસ્થાપકોને માલૂમ પડયું હશેજ

કે ઘરડાઓ કરતાં જુવાનીયાઓ પૈસા આપવામાં હમેશાં ઉત્સાહી હોય છે. ખરૂં સુખ તો સગાસંબંધી, ન્યાતીબંધુઓ તથા જનસમાજની સેવામાંજ સમાયલું છે. "To be of some use to the world is the best way to be happy." જનસમાજના કલ્યાણાર્થે જે માણસ પોતાના પૈસાનો, બુદ્ધીનો અને વખતનો ઉપયોગ કરે છે તેજ માણસનું જીવ્યું સાર્થક છે. "The secret of a happy life is self forgetfulness and the service of others." સીસ્ટર નીવેદીતાએ લખ્યું છે કે "આ જનસેવાની આકાંક્ષા (desire to serve) અર્થાત્ સમાજની સ્થીતી સુધારવા માટે પ્રયત્ન કરવો, સમાજની પ્રગતિ અર્થે કાંઈ કરવું, અને સમસ્ત દેશ બલ્કે દુનીયાની ઉન્નતિ અર્થે કાંઇ પણ કરવું એજ આ જમાનાનો ખરો ધર્મ હોવો જોઇએ. બીજા બધા ધર્મના સિદ્ધાંતો તો ખાલી મતો છે. તેમાં આત્મ કલ્યાણ કે પારકું કલ્યાણ પણ થતું નથી. ખરા હિતચીંતકે તો આજ ધર્મ-જનસમાજની સેવા-પાળવો જોઇએ. અને તેથી તેની પોતાની ઉન્નતી થશે એટલુંજ નહીં પણ તેની ભવિષ્યની પ્રજાની ઉન્નતી પણ તેથીજ થશે.

* * * * *

**સ્ત્રીઓ.** હાલમાં સ્ત્રીઓએ દુનીયાનું ધ્યાન ખેંચ્યું છે. તેઓમાં કેળવણીના ફેલાવાથી જાગૃતી આવી છે. યુરોપીયન દેશોની સ્ત્રીઓ પુરૂષો જેવાજ સાંસારીક તથા રાજકીય હકો માગવા તૈયાર થઇ છે. કેટલેક ઠેકાણે તો તેઓએ હક મેળવ્યો છે પણ કેટલેક અંશે તેઓ ફતેહમંદ થઇ છે. પણ આપણી સ્ત્રીઓ તો પોતાનો ધર્મ હજુ સમજી પણ નથી. પતીસેવા એજ મુખ્ય ધર્મ ગણાય છે. અને તેમાંજ આત્માનું કલ્યાણ રહેલું છે એમ તેઓને માનતાં પુરૂષોએ શીખવ્યું છે. ગુલામગીરી સ્થીતીમાંજ તેઓને આનંદ માનવાનું શીખવવામાં આવ્યું છે. આપણી મહીલા પરિષદમાં પણ આ મતને ટેકા આપનારાજ ભાષણો થયાં હતાં. અને તેથી લાગે છે કે આપણી સ્ત્રીઓ પણ આ બંધનોથી એવી બંધાયેલી છે કે તેઓ પોતાની ગુલામગીરીની સ્થીતી સમજી પણ શકતી નથી. આનું કારણ તેમને કેળવણી બરાબર નથી અપાતી તે છે. તેમને પુરૂષોના જેવીજ કેળવણી આપાવવી જોઇએ અને તેથી તેઓ સ્વતંત્ર વિચાર કરતાં શીખશે અને જ્યારે તેમને આત્મજ્ઞાન (Self-knowledge) થશે ત્યારે તેઓની ઉન્નતી તથા સમસ્ત પ્રજાની

પણ ઉન્નતી થશે. અમેરીકા ઈંગ્લાંડ આદી દેશોની સ્ત્રીઓની ઘણેખરે અંશે સાંસારીક સ્થિતી આપણી સ્ત્રીઓના કરતાં ઉચ્ચ છે. તેઓ તો રાજકીય બાબતોમાં પણ ભાગ લેવા માંડે છે. મીસીસ વુલઝી કહે છે કે ભવિષ્યમાં સ્ત્રી સર્વોપરી થશે. જેમ જેમ સુધારો આગળ વધશે તેમ તેમ અસલ જેમ સ્ત્રીઓ પરવશ અને નિરાધાર હતી તેમ પુરૂષો નિરાધાર અને સ્ત્રીઓને આશ્રિત થશે. આ નવી સુધરેલી દુનીયામાં પુરૂષોને રહેવું કઠીણ લાગશે. શારિરીક ઉન્નતી થશે એટલુંજ નહીં પણ માનસીક ઉન્નતી પણ થશે. સ્ત્રીઓ પોતાના હકો સમજવા લાગી છે અને મારૂં તો માનવું છે કે ભવિષ્યમાં સ્ત્રીઓ દુનીયા ઉપર રાજ્ય કરશે, અને તે વખતની દુનીયા હાલના કરતાં વધારે સુખમય થશે. ઉચ્ચ-સ્ત્રી (Super-woman) પોતાના બચ્ચાંનો પીતા પોતેજ પસંદ કરશે. જેમ આજ સ્ત્રીઓ પુરૂષના પુંછડાં ગણાય છે તેમ પુરૂષો સ્ત્રીઓના પુંછડાં ગણાશે. ભવિષ્યનો આધાર સ્ત્રીજાતી ઉપર છે. અને ભવિષ્યમાં ઉચ્ચ મનુષ્ય (Super-man) નહીં પણ ઉચ્ચ સ્ત્રી થશે.-There will be a super-woman not a super-man."

* * * * *

**સાસુઓ.** આપણી અવિભક્ત કુટુંબ સંસ્થાના ઘણા ગેરલાભો જોવામાં આવે છે. વિલાયત આદી દેશોમાં વરકન્યા પરણે કે તરતજ જુદું ઘર માંડે છે. જ્યારે આપણે તો એટલી ઉમ્મરે લગ્ન કરીએ છીએ કે વરકન્યાને, વરના માતાપીતાના આશ્રીત રહેવું પડે છે. ને તેથી તે વહુને સાસુ વીગેરેના મ્હોં સાચવવા પડે છે તેમાં કેટલીક વખત દુઃખ પણ પડે છે. આવા દાખલા આપણી ન્યાતમાં જવલ્લે જ જોવામાં આવે છે પણ સાસુઓ સામી ફરીયાદ ન કરતી વહુઓ તો જવલ્લેજ મળે છે. વિલાયતમાં જુદું ઘર માંડવાથી પણ વહુ સુખે રહી શકતી નથી. સ્ત્રીઓ સાસુ થાય છે ત્યારે પોતે વહુ હતી તે ભૂલી જાય છે અને હમેશાં પોતાની વહુ પુત્રવધૂ તરફ લગાર કઠણ હોય છે. આ સર્વત્ર જોવામાં આવે છે ને તેનો એક દાખલો અમેરીકાના ન્યુયોર્કમાં થયો હતો તે ઘણો રમુજી હોવાથી અત્રે ટાંકયો છે.

"ન્યુયોર્કની સાસુઓમાં હાલ ઘણો ખળભળાટ થઇ રહ્યો છે. ન્યુયોર્કના જજ મી. મેકગીરે સાસુ વહુની લડાઇમાં સાસુ સામે ચુકાદો આપ્યો છે. કેસની વાત એમ છે કે એક સાસુ પોતાના દીકરાને ઘેર

પરોણા તરીકે ગઇ હતી અને ત્યાં ઘણા દીવસ રહી ત્યારે તેની વહુએ ફ-રીયાદ કરી કે "તે મારી સાથે ઘણી ઘાતકી રીતે વર્તી, મને કહે છે કે છોકરાં રાખતાં નથી આવડતું, ઘર ધંધો નથી આવડતો, ઘર ચલાવતાં નથી આવડતું. મારા ઘરના નીયમોના વખાણ કર્યાં તોપણ તેણે પોતે જ તોડયા અને આખરે મારા પતિને મારા સામો ઉશ્કેર્યો. ! સાસુએ ખુલાસો કરતાં કહ્યું કે આ બધી બીના અતિશયોકતી ભરેલી છે પણ ન્યાયાધીશે ચૂકાદો આપતાં કહ્યું કે " સાસુઓની સંસ્થા જરૂરની છે. પણ ઘણીખરી વખતે તેઓ વડીલપણાની સત્તા ભોગવવા માગે છે અને તે વખતે તેઓ પોતે એકવાર વહુઓ હતી તે ભૂલી જાય છે. વહુઓની ઉપર હુકમ બજા-વવો એ પોતાનો ધર્મ માને છે. અને તેથી મારા મત પ્રમાણે તો સાસુઓ એ પોતાની પુત્રવધુને ત્યાં પરોણા તરીકે દશથી વધારે દીવસ રહેવું નહીં અને વધારે દીવસ રહે તો વહુ સાસુને કાયદેસર ઘરમાંથી હાંકી કાઢે..." ન્યુયોર્કના બધા વર્તમાનપત્રકારોએ આ ચૂકાદાના ઘણા જ વખાણ કર્યા છે ને તેના તરફ સંપૂર્ણ દીલસોજી બતાવી છે."

* * * * *

**વિધવા ફંડ**

"ગઇ કોન્ફરન્સ વખતે નિરાધાર વિધવાના લાભાર્થે એક ફંડ ઉ-ઘાડવાનો ઠરાવ પસાર થયો છે. વિધવાની સ્થીતી દુખમય છે તે કોઇ જ ના નહીં પાડે. અને બાળ વિધવાઓ કે જેઓને હાલમાં ઘણી જ નીરાધાર બનાવી દેવામાં આવે છે તેઓની સ્થીતી તો ઘણી જ ખરાબ જોવામાં આવે છે. પરણતી વખતે પહેરામણીના ૧૦૦૦-૧૨૦૦ રૂપીયા લેવાય છે ને પલાનો વાયદો થાય છે કે જે વાયદો તે રાંડે છે ત્યાં સુધી પણ પળાતો નથી. કેટલેક ઠેકાણે તો વગર પલ્લે જ પરણે છે. વળી પોતાના ભરણપો-ષણને સારૂ ન્યાતના પૈસાદાર ઘરની વહુઓને કોર્ટ જવું પડયું છે. તેના પણ દાખલા આપણી ન્યાતમાં મોજુદ છે. આ ઘણું શોચનીય છે અને આનો ઉપાય ફક્ત તેઓને એક ફંડ ઉભું કરી મદદ કરવા શીવાય બીજો એકે નથી. ત્રીમાસીકમાં બે અંકથી આવી ગુપ્ત મદદ અપાવવાની ગોઠવણ થઇ છે પણ તેનો લાભ કોઇ પણ વિધવા લે એમ લાગતું નથી. આનું કારણ આપણામાં આબરૂનો ખોટો ખ્યાલ પેશી ગયો છે. આ પ્રમાણે પૈસા લેવાથી મારી આબરૂ જશે એમ તેઓ માને છે. પણ તેઓએ જાણવું જોઇએ કે આ પૈસા આપનાર કે લેનાર કોઇના નામ બહાર પડતાં નથી. અને જો કદાચ લેનાર વિધવા બાઇનું નામ બહાર પડે તો પણ બ્હીવાનું

નથી. કેમકે તેથી જે આબરૂ જશે તોપણ તેના સાસુસસરા કે જેઓએ તેનું ભરણપોષણ કરવું જોઇએ, અગર પૈસાદાર સગાવહાલાં કે જેઓએ તેને મદદ કરવી જોઇએ તેમની જશે. માટે મારી અનાથ બ્હેનોને વિનંતી કરવાની કે તેઓએ આ મદદનો લાભ લેવા ચૂકવું નહીં. વળી આપણી ન્યાતના સઘળા ગૃહસ્થોએ આ મદદ અપાવનાર ગૃહસ્થને ઉત્તેજન મળે માટે તેને તેમાં મદદ કરવા ચૂકવું ના જોઇએ.

## વિવિધ વિષય.

( રા. રા. ચીમનલાલ હરદેરામ. )

પ્રખ્યાત ગ્રંથકાર સ્માઈલ્સ પોતાના "જાત મહેનત" નામના પુસ્તકમાં લખે છે કેઃ—

"માણસ કાન કરતાં આંખથી વધારે શીખે છે. કાને સાંભળવાનાં કરતાં નજરે જોવાની અસર વધારે થાય છે. આ સિદ્ધાંત નાની ઉમરના બાળકોને વળી વિશેષ કરીને લાગુ પડે છે. કારણ કે એ અવસ્થામાં જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન આંખ જ છે. નાનાં છોકરાં જેવું જુએ, તેવું કરતાં તેઓ અનાયાસે શીખે છે. નાનાં બાળકો જે માણસોના સહવાસમાં રાત દહાડો આવે છે, તેમની ચાલચલગત, રીતભાત અને આચાર વિચાર જે પ્રમાણે હોય તે પ્રમાણે તેઓ અનાયાસે વર્તવા શીખે છે. એ જ કારણથી બાળકને ઘર આગળ જે કેળવણી મળે છે, તે જીંદગીભર અસરકર્તા અને ઉપયોગી થઇ પડે છે. ઘરમાં જેવી રીતભાત અને દાખલા દષ્ટાંતો છોકરાઓના જોવામાં આવે છે, તેની અખંડ અને વિશાળ અસર તેમના મન ઉપર થાય છે. જનમંડળની સ્થિતિનું મુળ સ્વરૂપ-સ્થાન ઘર છે. આખા દેશની વર્તણુંકનું બીજ ઘરમાંથી ફુટે છે. તે બીજને અનુસાર મનુષ્યોની ટેવો, નિયમો અને નીતિ નિપજે છે. અને તે પછી સંસાર વ્યવહારમાં અને રાજ્ય નીતિમાં પ્રવર્તે છે. પરોપકાર બુદ્ધી અને દયા ભાવના અંકુરો ગૃહ ક્ષેત્રમાંથી ફુટે તો જ આગળ વધે છે. આ જ કારણથી માબાપને માથે મોટી જવાબદારી રહેલી છે. માબાપના ગુણદોષ અને રીતભાત તેમના છોકરાંના દીલમાં આવે છે, અને તેમના મનમાં ઠસી જાય છે. આ પ્રમાણે માબાપના ગુણો અને આચાર વિચાર છોકરાંમાં અમરવાસ કરીને રહે છે.

નરરત્ન દાદાભાઈ નવરોજીના શરીર સંરક્ષક નિયમો.

૧. સ્થુલ દેહની તંદુરસ્તી એ ખરૂં આરોગ્ય નથી, પણ સ્થુલ દેહ, અને સુક્ષ્મ શરીરની વિકાર રહિત સ્થતિ એજ ખરૂં આરોગ્ય છે.

૨. શરીર, મન અને આત્મા એ ત્રણની જેનાથી ઉત્તરોત્તર ઉન્નતિ થાય તે જ આરોગ્યનો સાચો નિયમ છે.

૩. 'ખાનપાન' જ કેવળ આરોગ્યના પોષક છે એમ સમજવું ભૂલ ભરેલું છે; પણ આરોગ્યના પોષક સદ્‌ગુણો છે અને સદ્‌ગુણોથી જ આયુષ્યમાં વધારો થાય છે એ માણસોએ જરૂર ધ્યાનમાં રાખવું જોઇએ.

૪. સ્થુલ અને સુક્ષ્મ શરીરનો પરસ્પર સંબંધ છે, એક વિના એક ટકી શકતું નથી. સ્થુલને સ્થુલનો ખોરાક આપવો જોઇએ નિયમીત ખાન પાન અને સુક્ષ્મનો ખોરાક સદ્‌ગુણ અને સદાચાર છે.

૫. તાવ, ખાંસી, ક્ષય વિગેરે સ્થુલ શરીરના રોગ છે અને કામ, ક્રોધ, ઇર્ષ્યા, દ્રોહ, આલસ્ય વિગેરે મનના સુક્ષ્મ શરીરના રોગ છે.

૬. સ્થુલ શરીરના રોગો પ્રથમ શરીરને અને પછી ધીરે ધીરે મનને દુર્બળ અને દુષ્ટ કરે છે, અને મનના સુક્ષ્મ શરીરના રોગો પ્રથમ મનને અને પછી સ્થુલ શરીરને વિકારી એટલે રોગી બનાવે છે.

૭. સાત્વિક ખાનપાન શરીરને નિરોગી રાખી મનને સત્વગુણી અને સદ્‌ગુણી બનાવે છે.

૮. તામસી ખાનપાન જેવા કે, મદ્ય માંસાદિના આહારથી મનને તમોગુણી અને દુર્ગુણી બનાવી નિચપણાને પમાડે છે.

૯. પરોપકાર, દયા, ક્ષમા, સ્વાર્થત્યાગ, નિડરપણું, ઉત્સાહ, હિમ્મત, સ્વજન વાત્સલ્ય અને સ્વદેશસેવા ઇત્યાદિ ઉત્તમ ગુણો મનને ઉન્નત બનાવી શરીરને આરોગ્ય અને આયુષ્ય આપે છે.

૧૦. શારીરિક અને માનસિક બન્ને પ્રકારની આરોગ્યતા જ્યાં હોય ત્યાં જ-આરોગ્ય, આયુષ્ય, આનંદ અને આબરૂ હોઇ શકે.

## નાતના ખબર અંતર.

**અમદાવાદ બ્રહ્મક્ષત્રિય એસોસીએશનમાં થયેલાં ભાષણો.**

તા. ૯-૭-૧૧ ને રોજ રા. રા. રમણીકરાય અમુલખરાય દેસાઇએ રા. રા. કૃષ્ણલાલ બાળકૃષ્ણ રામદાસીના (બ્રાહ્મણ) પ્રમુખપણા નીચે "આપણી ફરજો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. ભાષણકર્ત્તાએ પરમેશ્વર તરફની, માબાપ તરફની, મિત્રો તરફની અને આપણી હાથ નીચેનાની તરફની ફરજો બતાવી હતી અને વિદ્યાર્થીની ફરજો ઉપર ખાસ ભાર મુકયો હતો. ત્યારબાદ પ્રસંગાનુસાર વિવેચન થયાં હતાં અને પ્રમુખ તથા ભાષણ કર્ત્તાનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.

તા. ૧૬-૭-૧૧ રા. રા. ચંદુલાલ માધવલાલ ત્રિવેદીએ (બ્રાહ્મણ) રા. રા. માધુજી બળદેવજી મચ્છરના (કચ્છી બ્રહ્મક્ષત્રિય) પ્રમુખપણા નીચે "આપણી સાંસારિક જરૂરીઆતો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. ભાષણ કર્ત્તાએ જણાવ્યું કે હિન્દુસ્થાનની જરૂરીઆતો ઘણી છે પણ આજ આપણે સાંસારિક જરૂરીઆતો ઉપરજ વિચાર કરીશું. હાલ હિન્દુસ્થાન છેક અધોગતિને તળીએ પડેલું છે તેનો આપણે ઉદ્ધાર કરવાનો છે. જનસમાજ સ્થીર રહી શકતો નથી. ગમે તો આગળ વધે છે કે પાછળ પડે છે માટે જનસમાજને આગળ વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. ન્યાતો સંબંધી બોલતાં જણાવ્યું કે તેના શિવાય ચલાવી શકાય એવું છેજ નહિ. ગૌતમ, નાનક, અને સમાજીઓએ જ્ઞાતિ બંધનો તોડવાને ઘણા પ્રયત્નો કર્યા છે પણ બધા નીષ્ફળ ગયા છે. જો ન્યાતોને છોડી દેવામાં આવશે તો ગેરવ્યવસ્થા થશે. ત્યારબાદ પુનર્લગ્ન, સ્નેહલગ્ન વગેરે પ્રશ્નો જુના હિન્દુ મતની દ્રષ્ટીથી ચર્ચ્યા હતા. ત્યારબાર સંસારસુધારાની દ્રષ્ટીથી વિવેચનો થયાં હતાં અને પ્રમુખે ભાષણ કર્ત્તાના જેવોજ મત દર્શાવ્યો હતો.

તા. ૨૩-૭-૧૧ ને રોજે રા. રા. હિંમતલાલ વાડીલાલ પટવાએ (વાણીઆ) રા. રા. ચંદુલાલ કેશવલાલ અમીન (કણબી) ના પ્રમુખપણા નીચે "મનુષ્ય સેવામાં સુખ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૩૦-૭-૧૧ ને રોજ રા. રા. દયાશંકર ગંગારામ ભટ્ટે (બ્રાહ્મણ) રા. રા. સુનીલાલ અંબાલાલ મહેતા (નાગર) ના પ્રમુખપણા નીચે "જીંદગી" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૪ થી સપ્ટેમ્બર ૧૯૧૧ ને રોજ બ્રહ્મક્ષત્રિય એસોસીએશનની વર્ષગાંઠ નિમિત્તે રાતના સ્નેહ સંમેલનનો મેળાવડો થયો હતો. તે પ્રસંગે એસોસીએશનના સભાસદો અને વર્ષ દર્મિઆન એસોસીએશનના કામકાજમાં મદદ કરનારાઓને નોતરવામાં આવ્યા હતા. એસોસીએશનના ઉપપ્રમુખ રા. મોતીલાલ અમુલખરાય દેસાઇએ પરોણાને આવકાર આપતાં યોગ્ય શબ્દોમાં ટુંક ભાષણ કર્યું હતું. રા. જયન્ત વોરા. રા. જીતેન્દ્ર મહેતા રા. માધુજી મચ્છર, રા. રામદાસ, રા. પટવા વગેરે એ હાર્મોનિયમ તથા દીલરૂબા સાથે ગાયનો ગાયાં હતા અને નાસ્તો કરી મેળાવડો રાતના બાર વાગે વિસર્જન થયો હતો.

તા. ૧૭-૯-૧૧ ને રોજ રા. કાન્તીલાલ ભોગીલાલ દેસાઇએ ડૉકટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇના પ્રમુખપણા નીચે "સ્વામિ વિવેકાનંદ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૨૩-૯-૧૧ ને રોજ રા. રમણીકરાય અમુલખરાય દેસાઇએ રા. મંજુલાલ હીરાલાલ દેસાઇના પ્રમુખપણા નીચે "સાધુતું જીવન" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૩૦-૯-૧૧ ને રોજ રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇએ રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇના પ્રમુખપણા નીચે "સાંસારિક સેવા" (Social Service) એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું (એ ભાષણ હવે પછી છપાશે).

તા. ૮-૧૦-૧૧ ને રોજ રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇના પ્રમુખપણા નીચે "હિન્દુ દેવો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. (એ ભાષણ હવે પછી છપાશે).

**પ્રીતમરાય.**

---

## જન્મ.

| | | |
|---|---|---|
| અ. સૌ. હિરાલક્ષ્મી ગુણવંતરાયને | પૂત્ર— | અમદાવાદ. |
| „ વેણીગૌરિ ભોળાનાથને | „ | „ |
| „ હરિગંગા ચીમનલાલને | પૂત્રી. | „ |
| „ ધનલક્ષ્મી ચીમનલાલને | પૂત્રી. | „ |
| „ શરદકાંતી ઠાકોરલાલને | પુત્ર. | „ |
| „ ઇચ્છાલક્ષ્મી ઇશ્વરલાલને | પૂત્ર. | „ |
| „ ધનલક્ષ્મી હીરાલાલ કીરપારામને | „ | ભરૂચ. |
| રા. ગુલાબરાય ભગવાનલાલના પત્નીને | પૂત્ર. | જુનાગઢ. |

## મરણ.

| | | |
|---|---|---|
| અમદાવાદ અં સૌ. નર્મદા મોતીલાલ ટાઇફોડ તાવથી | | ૨૮ |
| ભરૂચ. | રા. મણીલાલ. | ૪૫ |
| ,, | રા. સાકરલાલ ચીટનીસ. | ૮૦ |
| આંમોદ અ. સૌ. ગંગાસ્વરૂપ ગુલાબ | | ૫૦ |
| આમોદ. ગંગાસ્વરૂપ લાડકોર બળવંતરાયની પત્ની ઉમ્મર વર્ષ. | | ૭૦ |

## ફેરબદલીઓ નીમણુકો વગેરે.

રા. રા. મોતીલાલ અમુલખરાયની બદલી અમદાવાદની હાઇસ્કુલમાંથી ભરૂચની હાઇસ્કુલમાં થઇ છે.

રા. પ્રાણલાલ કીરપારામ મુંબાઈ સેકન્ડરી કોલેજમાંથી પોતાની મૂળ જગાએ અમદાવાદ હાઈસ્કુલમાં પાછા ફર્યા છે.

—દેશાઈ સત્યેન્દ્રલાલ ધીરજલાલ રૂ. ૩૦ ના પગારથી ભરૂચ હાઈસ્કુલમાં આ. માસ્તર નીમાયા છે.

—ડાકટર. વૈકુંઠરાય મણીલાલ એલ. સી. પી. એન્ડ એસ. મુંબઇ મ્યુનીસીપાલીટીના સેનીટરી ખાતામાં રૂ. ૫૦ ) નો રૂ. ૫૫ ) પગાર થયો છે.

—દેસાઇ ઇશ્વરલાલ નરભેરામને ભરૂચ પોલીસ હેડકવાટરમાં રૂ. ૧૨ ના પગારથી કાયમ નોકરી આપી છે.

—દેસાઇ ધીરજલાલ પ્રાણસુખરામ રૂ. ૩૦) અંકે ત્રીસના પગારથી બી. બી. એન્ડ સી. આઈ. રેલવેના ઇનજીનીઅરની ઓફીસમાં ડ્રોઇંગ ખાતાના કામમાં રહ્યા છે.

## પરીક્ષાનું પરીણામ.

ડાકટર વૈકુંઠરાય મણીલાલ દેશાઇ એલ. સી. પી. એન્ડ એસ. એ વીલાયતની રોયલ સેનીટરી ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ તરફથી મુંબાઇમાં મુંબઇ સરકારની દેખરેખ નીચેલેવાતી" બેચેલર ઓફ હાઇજીન " ( સેનીટરી સરવેયર ) ની પરીક્ષા જુલાઇ માસમાં પાસ કરી છે.

હીરાલાલ મણીલાલ.

### જાહેર ભાષણો.

—રા. નરહરિ કુરણારામ દેસાઇ બી. એ. એ ભરૂચ સાહિત્ય સભામાં "ભરૂચની ૧૯ મી સદીની આર્થીક સ્થીતિ " એ વિષય ઉપર જાહેર ભાષણ આપ્યું હતું. એમની મોંઘવારી કમીશને ભરૂચમાં જુબાની લીધી હતી.

—રા. જયંતીલાલ નરસીંલાલે " ફ્રેન્ચ ભાષા ઉપર મ્હારો વિચાર " એ

વિષય ઉપર "સેકંલ લીટરર કાન્સેસ.અમદાવાદ" માં જાહેર ભ
આપ્યું હતું.

—મહાન્ દેશભક્ત દાદાભાઇ નવરોજીની જયંતી પ્રસંગે રા. જીવણલાલ વ-
રજરાય દેસાઇએ સ્વદેશી મિત્ર મંડળ તરફથી બોલાવાયલી જાહેર સભાનું
પ્રમુખસ્થાન લીધું હતું. એ પ્રસંગે એમણે તથા દિ. બા. અંબાલાલભાઇએ
સમયોચિત ભાષણો કર્યાં હતાં.

ડૉ. મુકુન્દરાય દોલતરાય વધુ અભ્યાસ માટે વિલાયત ગયા છે. એ
જાતમહેનતે આત્મ પ્રતિષ્ઠા સાચવી . મહત્વાકાંક્ષા તથા
**વિલાયત ગયા.** દ્રઢતાના સદ્ગુણો ખીલવી આ સ્થીતિને પામ્યા તે બા-
બત અમને ખરેખર હર્ષ થાય છે. એ વિદ્યાવિલાસી દેશા-
ટનના શોખીન અને ધર્મ ઉપર આસ્તાવાળા છે. એમની મનો. "
ઇશ્વર પૂર્ણ કરો અને એમની વિલાયતની સફર ફળદાયી થાવ એવું અમે
અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ. રા. સાકરલાલ ડાહ્યાભાઇ મીલ કામ
માટે બીજીવાર વિલાયત ગયા છે તેમને પણ અમે શુભ સફર ઇચ્છીએ છીએ.

આ સાથે છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કોન્ફરન્સનો રીપોર્ટ વ્હેંચવામાં આવ્યો
છે. તે તરફ સર્વ જ્ઞાતિબન્ધુઓ તથા બ્હેનોનું ખાસ
**છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય** ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ. એ રીપોર્ટમાં
**..કોન્ફરન્સનો** કોન્ફરન્સ પ્રસંગે થયેલાં સર્વે ભાષણોની સંપૂર્ણ
શ્વરલાલ હીરાલાલ ... ..નોંધ આપવામાં આવી છે. ગુજરાતીમાં ટુંકાક્ષર લ-
ઉપર ભાષણ આપ્યું હતું. ( એની યોજના નથી તેથી આવી નોંધમાં જે ન
ઉપાય..તથી પણ તે બાદ કરતાં બાકીનું
આવી છે. આશા છે.
આવી છે તેનો અમલ

## જન્મ.

અ. સૌ. હિરાલક્ષ્મી ગુણવંતરાયને પૂત્ર—અમદાવાદ.
" વેણીગૌરિ ભોળાનાથને "
" હરિગંગા ચીમનલાલને પૂત્રી. " વિદ્યાર્થીઓ અમદાવાદ
" ધનલક્ષ્મી ચીમનલાલને પૂત્રી. " પ્રાણરાય ઉત્તમરામ દેસાઇ
" શરદકાંતી ઠાકોરલાલને પુત્ર. ારવાનું આમંત્રણ કરે છે.
" ઇચ્છાલક્ષ્મી ઇશ્વરલાલને પૂત્ર. પાવાપીવાની પણ સવડ રા-
" ધનલક્ષ્મી હીરાલાલ ફીરપારામને " વખતસર રા. કલ્યાણરાય-
રા. ગુલાબરાય ભગવાનલાલના પત્નીને પૂત્ર. જાણે તો એમને ગાડી ઉપર

## સદ્‍ગૃહસ્થોનાં લવાજમની પહોંચ ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

---

| નામ. | વર્ષ. | રૂકમ | ઠેકાણું. |
|---|---|---|---|
| હરીલાલ સેટલવાડ, | ૪-૫ | ૨-૪-૦ | મુંબાઈ. |
| હરીલાલ અંબાશંકર નાનરખાતે. | ૨-૩ અને ૫ | ૩-૦-૦ | અમદાવાદ |
| ત્રીકમલાલ જીવણનાથ | ૫ | ૧-૦-૦ | ,, |
| અમૃતલાલ ભૂપતરાય | ૫ | ૧-૦-૦ | ,, |
| ચુનીલાલ નરભેરામ | ૨-૩-૪-૫ | ૪-૦-૦ | ,, |
| જસ્તુભાઇ પરમોદરાય | ૫ | ૧-૦-૦ | ,, |
| મણીલાલ ગગાદાસ | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| શીવદાસ | ૩-૪-૫ | ૩-૦-૦ | ,, |
| ગીરધરલાલ પરમોદરાય | ૫ | ૧-૦-૦ | ,, |
| લક્ષ્મીલાલ ખુશાલરાય | ૫ | ૧-૦-૦ | ,, |
| હરિપ્રસાદ કીરપારાય | ૫ | ૧-૦-૦ | ,, |
| .તરાય પરતાપરાય, | ૫ | ૧-૦-૦ | ,, |
| માધવલાલ | ૫ | ૧-૦-૦ | ,, |
| જીવણનાથ | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| સાકરલાલ | ૫ | ૧-૦-૦ | ,, |
| ગણપતરામ | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| નરભેરામ | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| હરિપ્રસાદ | ૩-૪-૫ | ૩-૦-૦ | ,, |
| નભુલાલ | ૪ | ૧-૦-૦ | ,, |
| બળવંતરાય નરસ લાલ કાનુગા | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| વરજરાય | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| ભગવતરાય | ૫ | ૧-૦-૦ | ,, |
| કેશવલાલ | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| જાદવરાય | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| અજીતરાય | ૪-૫ | ૨-૦-૦ | ,, |
| લલ્લુભાઇ | ૩-૪-૫ | ૩-૦-૦ | ,, |
| નરભેરામ | ૪-૫ | ૨-૦-૦ | આમોદ |

વ્યવસ્થાપક.

---

અમારાં ગ્રાહકોને તથા જ્ઞાતિ સમસ્તને નવું વર્ષ સુખ રૂપ એવું અમે પરમેશ્વર પાસે અંતઃકરણ પૂર્વક માગીએ છીએ.

વ્યવસ્થાપક.



# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.


| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૧ અગાઉથી | વર્ષ ૫ મું. અંક ૩ જો. જાનેવારી ૧૯૧૨. | છુટક નકલનો રૂ. ૦। ટપાલ ખર્ચ જુદું. |


વાગીશા આપજો શક્તિ, સત્ય શુદ્ધિ રતિ ધૃતિઃ
જ્ઞાન, ઔદાર્ય, નીતિનાં, વાવીએ બી, મથીમથી.

હે વાણીની દેવી સરસ્વતી, અમને શક્તિ, સત્ય વિશુદ્ધિ (પવિત્રતા–સાત્વિકતા,) પ્રેમ, અને ધીરજ આપજો કે જ્ઞાન, ઉદારતા, અને નીતિ (જેસંર્વે સુખી, હિત સાધક, હિતકારક, અને ઉન્નત ચારિત્રનાં મૂલ છે તે) નાં બીજ અમે મથી મથીને વાવીએ.

બ. ક. ઠાકોર.




વ્યવસ્થાપક,

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય, દેસાઇ.



અમદાવાદ

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાયે છાપી પ્રસિદ્ધ કર્યું.

## વિધવાઓ તથા નિરાશ્રીતોને મદદ.

છઠ્ઠી કોન્ફરન્સમાં થયેલા ઠરાવને અનુસરી મ્હેં એક યોજના કરી છે. એમાં આપણી નાતની કોઇ પણ વિધવા સ્ત્રીને અથવા નિરાધાર બાળકોને કે કોઇ વૃદ્ધ અશક્ત સ્ત્રી કે પુરૂષને પૈસા સંબંધી કંઈ મદદની જરૂર હોય તો ખાનગી રીતે મ્હને ત્રિમાસિકના વ્યવસ્થાપકને સરનામે કેવી મદદ જોઇએ છીએ તે વિગતવાર જણાવવું એટલે હું તે આપવાની તદન ખાનગી રીતે ગોઠવણ કરીશ અને મદદ માગનારનું નામ કોઇના જાણવામાં નહીં આવે.

લી.

તા. ૨-૫-૧૧. એક જ્ઞાતિ સેવક.

---

## અનુક્રમણિકા.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.

વર્ષ ૫ મું. જાન્યુઆરી ૧૯૧૨. અંક ૩ જો.

## બાસુ–બીલ.*

( પ્રાણલાલ કીરપારામ દેસાઇ બી. એ. )

પ્રમુખસાહેબ, બ્રહ્મક્ષત્રિય એસોસીએશનના મેમ્બરો તથા અન્ય ગૃહસ્થો,

આપની એસોસીએશનના સેક્રેટરીની આજ્ઞા માથે ચઢાવી અત્યારે હું આપની સમક્ષ જગબત્રીશીએ ચઢેલા બાસુના બીલ સંબંધે બોલવા ઉભો થયો છું. આપ સર્વને ખબર છે કે ગયા ફેબ્રુઆરી માસની ૧૬ મી તારીખે વાઇસરોયની ધારાસભામાં બંગાળાના એક પ્રજાકીય સભાસદ મી. ભૂપેન્દ્રનાથ બાસુએ એક નાનું સરખું બીલ રજુ કર્યું છે. આ નાના સરખા બીલે આખા હિંદુસ્તાન દેશમાં અત્યંત ખળભળાટ મચાવી મુકયો છે. આ બીલ વાઇસરોયની ધારાસભામાંથી પસાર થાય કે ના થાય એ તદન નીરાળો પ્રશ્ન છે, પણ એટલી વાત તો નક્કી છે કે આ બીલને લીધે આપણા દેશમાં એક પ્રકારની સાંસારિક જાગૃત્તિ જોવામાં આવે છે. બીલના હિમાયતીઓ તેમ વિરોધીઓ બંને તરફથી આ બીલ ઉપર ઘણી સારી ચર્ચા ચાલી રહી છે. એ ચર્ચા દેશની સાંસારિક પ્રગતિને ઘણીજ સહાય કરશે. ભવિષ્યમાં જ્યારે આપણા દેશના સંસાર સુધારાનો ઇતિહાસ લખાશે ત્યારે આ બીલ ઘણુંજ અગત્યનું સ્થાન ભોગવશે એમ મારૂં માનવું છે.

ગૃહસ્થો આ બીલ સંબંધે કાંઇ પણ બોલવું શરૂ કરતાં પહેલાં મારે આપને એક બાબત કહેવી જોઇએ. આ બીલ રજુ કરવામાં મી. બાસુનો ઈરાદો કાંઇ તદન નવોજ કાયદો અસ્તીત્વમાં લાવવાનો નથી, પરંતુ સને ૧૮૭૨ નો 'સ્પેસ્યલ મેરેજ એક્ટ' એ નામનો જે કાયદો અત્યારે અસ્તીત્વમાં છે તે કાયદામાં અમુક સુધારો કરવો એટલોજ આ બીલનો ઉદ્દેશ છે. તે ૧૮૭૨ નો કાયદો શું છે ને કેવા સંજોગોમાં તે થવા પામ્યો છે તે વિષે પ્રથમ કાંઇ બોલવું હું ઉચિત ધારૂં છું.

---

* તા. ૧૭–૧૧–૧૯૧૧ ને રોજ અમદાવાદ બ્રહ્મક્ષત્રિય એસોસીએશન તરફથી આપેલું જાહેર ભાષણ.

આપણા દેશમાં અત્યારે અંગ્રેજી કેળવણીના બહોળા પ્રચારને લીધે આપણા સાંસારિક રાજકિય અને ધાર્મિક જીવનમાં મહાન્ ફેરફાર થતો આપણા જોવામાં આવે છે. પાશ્ચાત્ય સુધારાના સંસર્ગથી આપણામાં બુદ્ધિનો વિકાસ થયો તેથી કરીને આપણે આપણા સાંસારિક રીવાજો, તેમ ધર્મ સંબંધી માન્યતાઓને તદ્દન નવાજ દૃષ્ટિબીંદુથી તપાસવા લાગ્યા. આ નવીન તપાસનું પ્રથમ ફળ એ આવ્યું કે આપણા દેશના કેટલાક કેળવાયેલા ને સંસ્કારી જનો આપણા જુના ચીલાઓમાંથી છુટા પડી જઇ તદ્દન નવેજ રસ્તે પડયા. પ્રચલિત હિંદુ ધર્મ તેઓને વહેમથી ભરેલો અને અર્થ વગરની અનેક બાહ્ય ક્રિયાવાળો લાગ્યો. તેથી તે ધર્મનો તેઓએ ત્યાગ કર્યો ને પોતાને માટે બ્રહ્મોધર્મ નામનો તદ્દન નવોજ ધર્મ સ્થાપ્યો. તેમનો સ્થાપેલો આ બ્રહ્મોધર્મ તદ્દન નવો જ ધર્મ છે કે અસલી હિંદુ ધર્મની એક સુધરેલી શાખા છે તે એક ઘણોજ વિવાદ ભરેલો પ્રશ્ન છે અને આપણા અત્યારના વિષય સાથે તેને કાંઇ પણ સંબંધ નથી. અત્યારે તો એટલું જ કહેવું બસ છે કે આ નવા વર્ગે હિંદુધર્મમાં પ્રચલિત ન્યાત જાતના ભેદ કોરાણે મુકયા. પોતાની નાતના એક નાના કુંડાળાની બહાર, રોટી તથા બેટી વ્યવહાર કરવામાં એ લોકોને કોઇપણ જાતનું પાપ માલમ પડ્યું નહીં. રોટી વ્યવહાર કરવામાં કાંઇ વિશેષ ભાંજગડ નહીં હોવાથી એ તો સ્હેજમાં બની ગયું. પણ નાતના કુંડાળાની બહાર છોકરા છોકરીઓના લગ્ન કરવાને જ્યારે એ લોકો તૈયાર થયા ત્યારે કાયદાની બારીકીના અનેક પ્રશ્નો ઉભા થયા. કાયદો જાણનાર વિદ્વાન્ લોકોએ એમને ચેતાવ્યા કે હિંદુ કાયદા ( Hindu Law ) પ્રમાણે નાતની બહાર લગ્ન થઇ શકે જ નહીં. આવા લગ્ન થશે તો ગેરકાયદેસર ગણાશે. આવા લગ્નોથી ઉત્પન્ન થએલી પ્રજા વર્ણસંકર ગણાશે અને વારસાની અનેક તકરારો ઉભી થશે. આ ઉપરથી બ્રહ્મોસમાજવાળાઓએ આ બાબતમાં legal remembrancer જેવા સરકારી મોટા ધારાશાસ્ત્રીઓનો અભીપ્રાય માંગ્યો. તેઓએ પણ અભીપ્રાય આપ્યો કે Hindu Law પ્રમાણે આવા લગ્નો કાયદેસર ગણી શકાય નહીં. આવાં લગ્નો કાયદેસર છે કે કેમ ને આવા લગ્નોથી ઉત્પન્ન થએલા છોકરાઓ બાપની મીલકતના હકદાર ગણાઇ શકાય કે કેમ વગેરે પ્રશ્નો કદાચ ઉત્પન્ન થાય તો તેનો નિર્ણય ન્યાયાધીશો શો આપે તે કહી શકવું મુશ્કેલ છે. પોતાની સંસારીક પ્રગતિમાં કાયદો આમ વિઘ્નરૂપ છે એમ જ્યારે બ્રહ્મોસમાજના લોકોને માલમ પડયું ત્યારે તેઓએ આ વિઘ્ન દુર કરવાને

સરકારમાં અરજ કરી. એમની અરજ ઉપરથી સને ૧૮૭૨ માં તે વર્ગના લોકોને માટે સરકારે લગ્નને ખાસ નવો કાયદો કર્યો. આ કાયદાથી પોતાની નાતની બહાર લગ્ન કરવાની બ્રહ્મોધર્મના લોકોને છુટ મળી. એ કાયદાની સંપૂર્ણ વિગત આપની સમક્ષ રજુ કરવાની હું જરૂર જોતો નથી. પણ તે સંબંધી એક વાત આપની સમક્ષ મુકવા માગુછું અને તે એ છે કે આવા પ્રકારના લગ્ન કરવાની છુટ સરકારે માત્ર બ્રહ્મોસમાજવાળાઓનેજ આપી છે. અન્ય ધર્મના લોકોને નહીં. અને તેથી એ કાયદાની એક કલમ એવી રાખવામાં આવી છે કે આ કાયદાનો લાભ લઇ જેઓ લગ્ન કરવા ઇચ્છતા હોય તેવા વરકન્યાઓને નીચે મુજબ જાહેર કરવું પડે છે કે—"હું ખ્રીસ્તી, યાહુદી, હિંદુ, મુસલમાન, પારસી, બુદ્ધ, શીખ, કે, જૈન ધર્મમાંથી કોઇ પણ ધર્મનો અનુયાયી નથી." મી. બાસુએ જે બીલ હાલમાં રજુ કર્યું છે તેમાં માત્ર એટલુંજ કહેવામાં આવ્યું છે કે ૧૮૭૨ ના કાયદામાં જે ઉપલી કલમ છે તે રદ્દ કરવી જાઇએ–અર્થાત–પોતાની નાતના કુંડાળાની બાહર લગ્ન વ્યવ્હાર કરવાની જે છુટ સરકારે માત્ર બ્રહ્મોને આપેલી છે તે અન્યધર્મના લોકોને પણ આપવી જોઇએ. મી. બાસુના બીલમાં આથી વિશેષ બીજુ કાંઇ પણ નથી.

આવા બીલની શી જરૂર છે તેમ આવા બીલથી આપણને શા શા લાભો થવાનો સંભવ છે વગેરે બાબતોપર બોલવું શરૂ કરતા પહેલા આ બીલની વિરૂદ્ધમાં જે મુખ્ય દલીલો લાવવામાં આવે છે તેનું આપણે સંક્ષેપમાં અવલોકન કરીએ.

આપણા દેશમાં જ્યારે કોઇ પણ નવો સુધારો દાખલ કરવાનો પ્રયત્ન થાય છે ત્યારે તેની વિરૂદ્ધ પ્રથમ બુમ આપણે એ સાંભળીએ છીએ કે એ સુધારાથી ધર્મનો લય થશે. મી. બાસુના બીલના વિરોધીઓએ પણ આવીજ બુમ ઉભી કરેલી છે. તેઓનું કહેવું એમ છે કે જો આ બીલ પસાર થશે તો હિંદુ ધર્મનો નાશ થશે.

ગૃહસ્થો, કોઇ પણ ધર્મની ને તેમાં ખાસ કરીને હિંદુ ધર્મની વ્યાખ્યા બાંધવા બેસવું એ ઘણુંજ વીકટ કામ છે ને એ સાહાસ માથે લેવા જેટલી મારામાં શક્તિ પણ નથી. પરંતુ મારો નમ્ર અભીપ્રાય એવો છે કે ધર્મને કાંઇક ઉચ્ચ શીખર પર રાખવામાં આવે તો સારુ. જીવાત્મા તથા પરમાત્મા વચ્ચે શો સંબંધ છે, મૃત્યુ પછી મનુષ્યની શી સ્થિતિ થાય છે, પ્રભુભક્તિ મનુષ્યોએ શામાટે કરવી જોઇએ ને તે કેવી રીતે થાય વગેરે

આધ્યાત્મીક બાબતો સાથેજ ધર્મને સબંધ છે. ધર્મને તેનાં ઉચ્ચ શીખરપરથી ઉતારી પાડી એને છેક Social club જેવી હલકી પાયરીએ લાવવો એ ઠીક નથી. કોની સાથે બેસીને ખવાય ને કોની સાથે લગ્ન વ્યવહાર થઈ શકે વગેરે બાબતો તદન વ્યવહારીક છે તેની સાથે ધર્મને કાંઇ સબંધ ન હોવો જોઇએ એવો મારો નમ્ર અભીપ્રાય છે. બાસુના બીલને ધર્મ સાથે કોઈ પણ પ્રકારનો સબંધ હોવો જોઇએ નહીં. એ તો માત્ર સામાજીક પ્રશ્ન છે ને તેથી માત્ર સમાજ શાસ્ત્રના નિયમોને અવલંબીનેજ એ બીલની તકરાર થવી જોઇએ.

આ બીલના વિરોધીઓ તરફથી બીજી તકરાર એવી ઉઠાવવામાં આવે છે કે જો આવું બીલ પસાર થયું તો આપણા સંસારમાં બધે ગડબડગોટો મચી રહેશે। આપણી સંયુક્ત કુટુંબ સંસ્થા તદન અવ્યવસ્થીત થઇ જશે. દાખલા તરીકે આ બીલનો લાભ લઇ કોઇ હીંદુ પરનાતની કે પારસી મુસલમાન કે ક્રિશ્ચીઅન સ્ત્રી સાથે લગ્ન કરે, અથવા આવા લગ્નના છોકરાઓ થાય તેઓ હિંદુમાં ગણાઇ વડીલોપારજીત મીલકતમાં પોતાનો હાવો કરે-માટે આપણી સામાજીક વ્યવસ્થાના રક્ષણને માટે આવા પ્રકારના નવા સુધારાની આપણને બીલકુલ જરૂર નથી.

ગૃહસ્થો, અત્યારની સામાજીક વ્યવસ્થા નિરંતર ઇચ્છનાર રૂઢીચુસ્ત ને રક્ષક વર્ગના લોકોને મારે માત્ર એક જ પ્રશ્ન પુછવો છે. શા આધારે તેઓ કહી શકે કે અત્યારની આપણી સામાજીક વ્યવસ્થા હરેક રીતે ઉત્તમ છે! ને એનાથી વધારે સારી વ્યવસ્થા બીજી કોઇ હોઇ શકે જ-નહીં ? જ્યાં સુધી બીજી વ્યવસ્થાની આપણે અજમાયશ કરી નથી ત્યાં સુધી એમ કહેવાનો આપણને શો હક છે ? જગતના ઇતીહાસમાં આપણે હમ્મેશા જોતા આવ્યા છીએ કે જ્યારે કોઇ પણ પ્રકારનો નવીન સુધારો દાખલ કરવાની હીલચાલ ઉભી થાય છે ત્યારે રૂઢીચુસ્ત વર્ગ બુમરાણ કરી મુકે છે કે સમાજમાં સર્વત્ર અંધાધુંધી વ્યાપી રહેશે ને તેથી મહાન અનર્થ થશે. આવા લોકોનું સાંભળી સુધારકો બેસી રહ્યા હોત તો દુનીઆમાં કોઇપણ પ્રકારની પ્રગતિ થાત જ નહીં. આવા લોકોના બુમારો છતાં પણ જગતમાં તો સુધારો દાખલ થયો જ જાય છે ને આપણી સામાજીક સ્થિતિમાં કાંઈ પણ અંધાધુંધી કે અનર્થ થયા વીના બધું નિયમસર ચાલે જ જાય છે

પણ ગૃહસ્થો બાસુના બીલ સબંધમાં આવી કોઇ પણ પ્રકારની બીતી રાખવાની કાંઇ ખાસ જરૂર નથી. કારણ કે આપણી સમાજ કે

કુટુંબ વ્યવસ્થામાં આ બીલથી જે ગેરવ્યવસ્થા થવાની દેહશત રાખવામાં આવે છે તે ગેરવ્યવસ્થા તો આ બીલ પહેલા પચાસ વર્ષ પર ક્યારનીએ આવી ચુકી છે. સને ૧૮૫૦ ની સાલમાં caste disabilities removal act નામનો કાયદો સરકારે કર્યો છે જે કાયદાની રૂએ કોઇ પણ હિંદુ, મુસલમાન કે ક્રિશ્રીયન થઇ જાય તો પણ તેને બાપોતી ઘરમાંથી કાઢી મુકાય નહીં તેમ વડીલો પારજીત મીલકતમાંથી તેનો હક જતો રહે નહીં. ૧૮૭૨ ના કાયદાનો લાભ લઇ કોઇ હીંદુ ગમે તે કોમની સ્ત્રી સાથે લગ્ન કરી શકે ને તેજ સ્ત્રીને પોતાની સાથે પોતાના બાપોતી ઘરમાં રાખી શકે એમ છે. માટે હવે બુમ પાડવી કે આપણી કુટુંબ વ્યવસ્થામાં ગોટાળો થઇ જશે ને બધે અનર્થ વ્યાપી જશે એ તદ્દન અયોગ્ય છે. જે અવ્યવસ્થા કે અનર્થ થવાના હતા તે તો આ બીલ વીના પણ થઇ ચુકેલા જ છે.

ગૃહસ્થો, આ બીલ સબંધી બીજી બીતી એમ રાખવામાં આવે છે કે આ બીલથી આપણી લગ્નની ઉચ્ચ ભાવના નષ્ટ થશે. Civil marriage નો વિચારજ આપણા હૃદયમાં એક જાતની જવાળા ઉત્પન કરે છે. આપણે તો લગ્નને એક ઉચ્ચ ને ધાર્મિક ને પવિત્ર સંસ્થા માનતા આવ્યા છીએ. Civil marriage નો વિચાર જો આપણામાં પેઠો તો આપણી સાંસારિક અધોગતી થશે. માટે એ વિચારને પોષતું બીલ આપણે જોઇએજ નહીં.

ગૃહસ્થો, લગ્નને એક ધાર્મિક સંસ્થા ગણવી કે એક પ્રકારનો સાંસારિક કરાર Social Contract સમજવો એતો દરેક મનુષ્યના પોતાના અભીપ્રાયપર આધાર રાખે છે. આપણી હિંદુ સમાજમાં અત્યારે ઘણાએ એવા મનુષ્યો છે કે જો કે તેઓના લગ્નો હિંદુધર્મ શાસ્ત્રની વિધીપૂર્વક થયેલા હોય છે તો પણ તેઓ સર્વ ધર્મવિધીને માત્ર એક જાતનો તમાશોજ સમજે છે ને લગ્નને માત્ર એક ઉંચા પ્રકારનો સાંસારિક કરારજ માને છે. લગ્ન એ ધર્મ સંસ્થા નથી પણ માત્ર સાંસારિક સંસ્થા છે એ વિચાર તો અંગ્રેજી કેળવણીની સાથે તેમ ૧૮૭૨ ના કાયદાથી આપણા મગજમાં ક્યારનોએ દાખલ થઇ ચુકેલ છે ને તેને માટે બાસુનું બીલ કોઈ પણ રીતે જવાબદાર નથી. વળી ધારો કે બાસુનું બીલ પસાર થયું ને તેનો લાભ લઇ કોઇ પણ હિંદુ પરનાતમાં લગ્ન કરે તો એ બીલથી ધર્મવિધી કરવાનો કોઇ પણ પ્રકારનો વાંધો નથી. ધાર્મિક ક્રિયાએ ઉપરાંત એ લગ્ન તેણે નોંધાવવું જોઇએ. બાસુના બીલથી

ધર્મશાસ્ત્રની વિધી પ્રમાણે લગ્ન કરવાને કોઇ પણ જાતનો અટકાવ છેજ નહીં.

આ બીલની વીરૂદ્ધમાં મોટી દલીલ એ લાવવામાં આવે છે કે આ બીલ પ્રમાણે થયેલા લગ્નમાં છુટા છેડાની પરવાનગી આપવામાં આવે છે. આ છુટા છેડાના રીવાજથી આપણા સંસારમાં મહાન્ અનર્થ થશે. માટે બાસુના બીલને આપણે સંમતી આપવી નહીં. ગૃહસ્થો, આ વાંધા સબંધી આપણે લગાર ગંભીરપણે વિચાર કરીએ.

આપણા દેશમાં અત્યારે લગ્નની બે ભાવનાઓ પ્રચલીત છે. એકતો polygamy ની ભાવના એટલે એક પુરૂષ પોતાને ફાવે એટલી સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે ને બીજી monogamy ની ભાવના એટલે કે એક પુરૂષ એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરી શકેજ નહીં હવે સર્વ કોઇ કબુલ કરશે કે આ બે ભાવનામાંથી માત્ર એકજ સ્ત્રી સાથે લગ્ન કરવાની ભાવના શ્રેષ્ઠ છે. હવે આપણે આપણા સંસારમાં સર્વત્ર એ લગ્નની ભાવના દાખલ કરવા માગતા હોઇએ તો છુટાછેડાનો રીવાજ દાખલ કરવાની જરૂર છે. પરંતુ એથી કાંઇ એવું સિદ્ધ થતું નથી કે બાસુના બીલથી છુટા છેડાનો રીવાજ આપણામાં દાખલ થઇ જશે. અત્યારે કાયદા પ્રમાણે દરેક હિંદુને એક પર બીજી સ્ત્રી કરવાની પરવાનગી છે પણ લોકમત એ ધારાની એટલો વીરૂદ્ધ છે કે કોઇ પણ કેળવાયેલો પુરૂષ ભાગ્યેજ એકપર બીજી સ્ત્રી કરે છે. તેજ પ્રમાણે જો આપણે લોકમત છુટા છેડાની વીરૂદ્ધજ રાખીશું તો છુટા છેડાના દાખલા જવલ્લેજ બનશે.

ગૃહસ્થો, આ બીલની વીરૂદ્ધની મુખ્ય દલીલો આપણે તપાસી, હવે આ બીલ રજુ કરવામાં મી. બાસુના શા ઉદ્દેશો છે, તેમ આવા બીલથી અત્યારની આપણી સમાજમાં શા શા લાભો થવાનો સંભવ છે તે સંક્ષેપમાં જોઇએ.

આ બીલના સંબંધમાં જ્યારે તકરારો થાય છે ત્યારે એક મોટી વાત ભુલી જવામાં આવે છે અને તે એ કે આ બીલ કાંઈ ફરજીઆત કાયદો નથી પણ માત્ર એક પરવાનગી આપનાર ધારો છે. એટલે કે આ બીલથી કાંઇ એમ કહેવામાં આવતુ નથી કે દરેક હિંદુએ પરનાતમાં કે પરકોમમાં લગ્ન કરવા. પણ માત્ર એટલુંજ કહેવામાં આવે છે કે જો કોઇ પણ હિંદુનો પર નાતમાં કે પરકોમમાં લગ્ન કરવાનો વિચાર હોય

ને તેની સાથે એને હિંદુધર્મમાં પણ રહેવું હોય તો તેમ કરવાની તેને પરવાનગી આપવામાં આવે છે.

અત્યારના વ્યક્તિ સ્વાતંત્ર્યના સમયમાં આવી પરવાનગી કોઇને ના મળે એ શું યોગ્ય છે? કોની સાથે લગ્ન કરવા એ તો દરેક મનુષ્યની પોતાની મરજીની વાત છે. અત્યારના જમાનામાં આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ થઈ છે. અનેક નાતના ને અનેક ધર્મના લોકો સાથે આપણે સંબંધમાં આવીએ છીએ. શાળાઓમાં, કોલેજોમાં, તેમ સંસારના અનેક વ્યવહારમાં પર નાતના ને પર ધર્મના અસંખ્ય સ્ત્રી પુરૂષો એક બીજાના સમાગમમાં આવે છે. તેમાં અનાયાસે એકબીજાનું હૃદય આકર્ષાય, અરસપરસ પવિત્ર પ્રેમ બંધાય ને તેમને પવિત્ર લગ્ન કરી એક બીજા સાથે જોડાવવાનું મન થાય તો તેવા લગ્નમાં પ્રતિબંધ શામાટે હોવો જોઇએ? તમારે માત્ર આટલા સાંકડા કુંડાળામાંજ મીત્રાચારી બાંધવી જોઇએ, પ્રેમને પણ એથી બહાર જવા દેવો નહીં, ને એ કુંડાળાની બહાર લગ્નનો તો વિચારજ કરવો નહીં એમ કોઇને કહેવું એ શું યોગ્ય છે? દુનીઆના કોઇ પણ દેશોમાં આવા પ્રકારના લગ્નને માટે પ્રતિબંધ નથી. માત્ર આપણા જેવા રૂઢીચુસ્ત દેશમાં જ આવા પ્રતિબંધો છે ને તે તોડવા એજ આ બીલનો ઉદ્દેશ છે. તેથી આપણી સાંસારિક પ્રગતિને ખાતર આપણે આ બાસુના બીલને અનુમોદન આપવું જોઇએ.

ગૃહસ્થો, ૧૮૭૨ નો કાયદો પસાર થયો ત્યારે માત્ર બ્રહ્મોસમાજના અનુયાયીઓને જ પોતાની નાતની બહાર લગ્ન કરવાની ઇચ્છા થતી હતી ને તેથી જ તેમણે પોતાને માટે આવો કાયદો કરાવ્યો. પરંતુ છેલ્લા ૪૦–૫૦ વર્ષમાં કેળવણીનો પ્રચાર બહુજ બહોળો થયો છે. લોકોના મન વધારે વિકાસ પામ્યા છે. જ્ઞાતી બંધન વીરૂદ્ધ સર્વત્ર પોકાર સંભળાય છે તેથી સરકારે બ્રહ્મોને જે છુટ આપી છે તેવી છુટની આપણે પણ શામાટે સરકાર પાસે માગણી ના કરવી?

વળી ૧૮૭૨ ના કાયદાનો લાભ લઇ લગ્ન કરનારાઓ તે વખતે "હું હીંદુ નથી" એમ કહેવાને રાજી હશે. પરંતુ હવે સમય બદલાયો છે. અત્યારે સંસ્કૃત વિદ્યાનું પુનર્જીવન થયું છે તેમ આર્યસમાજ, થીઓસોફી તથા સ્વામી વીવેકાનંદ જેવાઓના ધાર્મિક બોધથી આપણને આપણા હિંદુ ધર્મ તથા હિંદુ પ્રજાના ગૌરવને માટે અભીમાન ઉત્પન્ન થવા લાગ્યું છે તેથી અત્યારે "હું હિંદુ નથી" એવું જાહેરમાં કહેવાને માટે કોઇ પણ

હિંદુ ભાગ્યે જ રાજી હોય. તેથી આપણી હિંદુ પ્રજા તથા હિંદુ ધર્મના ગૌરવની ખાતર આપણે બાસુના બીલને અનુમોદન આપવું જોઇએ.

એક મનુષ્ય હિંદું ધર્મના સર્વ સિદ્ધાંતો તથા તત્વજ્ઞાન માનતો હોય, હિંદુ શાસ્ત્ર અનુસાર ધર્મની સર્વ ઉપાસના કરતો હોય, માત્ર તેને જ્ઞાતીબંધનનુ ધોરણ માન્ય ના હોય અને તેથી તે બીજી જ્ઞાતીની સ્ત્રી સાથે લગ્ન કરે. હવે તે માણસ હરેક રીતે હિંદુ હોય તોપણ અત્યારના કાયદા મુજબ પોતાનું લગ્ન કાયદેસર ઠરાવવા "હું હિંદુ નથી" એ પ્રમાણે પોતાના અંતઃકરણ વિરૂદ્ધ તેને જાહેર કરવું પડે છે। અત્યારે જે કાયદો અસ્તીત્વમાં છે તે કાયદાથી આપણામાં એક જાતનું અપ્રમાણીકપણું "in-sincerity" આવે છે તેથી આપણી નીતિ તથા ચારિત્ર બગડે છે. આવા અપ્રમાણીકપણાના પ્રસંગો દુર કરવા એજ બાસુના બીલનો ઉદેશ છે માટે આપણી પ્રજાના ચારિત્રની ખાતર આ બીલને આપણે અનુમોદન આપવું જોઇએ.

જે જ્ઞાતી કે સમાજને આવા પ્રકારના જુદી જુદી નાતના સ્ત્રી પુરૂષોના લગ્ન નાપસંદ હોય તેઓને આવા સ્ત્રીપુરૂષોને પોતાની જ્ઞાતીની કે સમાજની બહાર મુકવાનો સર્વ હક છે. સરકારે કાયદાથી પુનર્લગ્ન કરવાની વિધવાઓને છુટ આપી છે તોપણ પુનર્લગ્ન કરનારાઓને જ્ઞાતી બહાર મુકવાનો જ્ઞાતીના લોકોનો હક કાયમ છે. તેજ પ્રમાણે આવા જુદી જુદી નાતોના સ્ત્રીપુરૂષ વચ્ચેના લગ્નોની બાબતમાં પણ જ્ઞાતીના ને સામાજીક અંકુશો તો પહેલાની માફકજ રહેવાના.

ગૃહસ્થો, ૧૮૭૨ ના કાયદાને લીધે આપણી અત્યારની કફોડી સ્થિતિનો ખ્યાલ આપ સર્વને આવ્યો હશે. આવી કફોડી સ્થિતિને લીધે આપણે આપણા હિંદુ વર્ગમાંથી સમર્થ સ્ત્રી પુરૂષોને ગુમાવીએ છીએ કારણ કે મરજી મુજબ લગ્ન કરવાની ખાતર 'અમે હિંદુ નથી' એમ તેમને કહેવું પડે છે તેથી દીનપરદીન સમર્થ હિંદુઓની સંખ્યા ઘટતી જાય છે.

ગૃહસ્થો, છેવટમાં આપને કહેવાનું કે, ન્યાયની ખાતર, વ્યક્તિ સ્વાતંત્ર્યની ખાતર, હિંદુ કોમને સશક્ત બનાવવાની ખાતર (for the sake of the social efficiency of the Hindus), તેમ આપણી પ્રજાના ચારિત્રની ખાતર ૧૮૭૨ નો કાયદો સુધારવાની ખાસ અગત્ય હતી અને તે કાયદો સુધારવાને માટે ઓ. ભુપેન્દ્રનાથ બાસુએ આ બીલ રજુ કર્યું છે માટે આપણે સર્વએ એમનો મોટો ઉપકાર માનવો જોઇએ.

## ધર્મ અને બાધા.

( રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. બી. એ. એલ. એલ. બી. )

"........There are many foolish superstitions; and "no one who is enslaved by them can make progress. "Therefore you must not hold a thought just because "many other people hold it, nor because it has been "believed for centuries, nor because it is written "in some book which men think sacred; you must "think of the matter for yourself, and judge for "yourself whether it is reasonable. He, who would "walk upon the path must learn to think for himself, for superstition is one of the greatest evils in the "world, one of the fetters from which you must "utterly free yourself."

"At the feet of my Master"
By
Alcyone.

"......મૂર્ખાઇ ભરેલા ઘણાયે વ્હેમો ચાલે છે; અને જે કોઇ ત્હેમનો ગુલામ થયેલો છે તે કદી પણ આગળ વધી શકવાનો નથી. માટે ઘણા માણસો અમુક વિચાર ધરાવે છે તે કારણથી અથવા તો સૈકાઓથી અમુક વિચાર ચાલ્યો આવે છે તેથી, અગર તો માણસોમાં પવિત્ર ગણાતા પુસ્તકોમાં અમુક વિચાર લખેલો છે તે કારણથી પણ ત્હમારે તેનો તેજ વિચાર ધરાવવો જોઇયે નહિ. ત્હમારે તો તે વિષય ઉપર ત્હમારી મેળેજ વિચાર કરવો જોઇયે અને તે બુદ્ધિ માન્ય કરે તેવો છે કે નહિ તે પણ ત્હમારેજ નક્કી કરવું જોઇયે. સત્ય માર્ગ ઉપરજ જેને ચાલવું છે ત્હેણે તો પોતાની મેળેજ વિચાર કરતા શીખવું જોઇયે; કારણ કે વ્હેમ આ પૃથ્વિ ઉપરનો મ્હોટામાં મ્હોટો દુર્ગુણ છે અને તેના પાશમાંથી ત્હમારે તદ્દન છુટા થઇ જવું જોઇયે."

"શ્રીગુરૂ ચરણે," કર્ત્તા, જે. કૃષ્ણ મૂર્તિ (એલ્સીઓન).

આપણા દરરોજના જીવનમાં જે જે વિચારો આપણે ધરાવીયે છીયે, તથા જે કાંઈ આચારો પાળીયે છીયે, તે સઘળાની સાધારણ સ્હમજથી

તથા બુદ્ધિબળની અને તર્કશાસ્ત્રની મદદથી તપાસ થવી 'જોઇયે,' એ તો હવે બધાયે કબુલ કરે છે. આપણા રોજના વ્હેવારમાં કેટલાંએક ધાર્મિક ગણાતા કામ તો એવાં છે કે તે તપાસવાથી કોઇ ગંભિર વિચાર કરનારાને તો શક પડે કે આપણો ધર્મ શું છે તે જાણીયે છીયે કે નહિ, અથવા તો આપણને ઇશ્વરમાં પણ વિશ્વાસ છે કે કેમ.

સાધારણ રીતે જોતાં આપણા પુરૂષ વર્ગમાંથી તો ઘણી જાતના વ્હેમી વિચારો જતા રહ્યા છે. પરંતુ સ્ત્રી વર્ગમાં તો હજી પણ ઘણાયે વ્હેમનું જબરૂં જોર ચાલે છે. આ બધા વ્હેમોની બારીક તપાસ લેવાવી જોઇયે અને બનતી ઉતાવળે હેમને દેશવટો દેવો જોઇયે; નહિં તો ઘણાયે અજ્ઞાન અને ભોળા માણસો લોભાયાઓના ભોગ થઇ પડશે અને તન મન અને ધનથી પણ હેરાન થઇ જશે.

આ રીતે આજે આપણે બાધાને નામે જે વ્હેમો આપણામાં ચાલે છે હેની તપાસ કરીશું. આ વ્હેમ હજી પણ આપણામાં, ખાસ કરીને આપણા સ્ત્રી વર્ગમાં, બળવાન છે. અને આનું કારણ આપણા મનની નબળાઇ, ધર્મ સંબંધિ કાચું જ્ઞાન, તથા ખાસ કરીને આસપાસનું જન મંડળ છે. ન્હાનપણથીજ આપણા મન ઉપર તે ઠસી જાય છે. કારણ કે ન્હાની મ્હોટી વાતમાં, ઘણી ખરી વાર સ્હેજ સ્હેજમાં, બાધાનો આશરો લેવાનો આપણી નજરે પડયાજ કરે છે. વળી કોઇ કુટુંબમાં ઘરડાં ડોશી હોય તો તો પછી પુછવુંજ નહિ. હાલતાં અને ચાલતાં, ન્હાની કે મ્હોટી બાધા મનાયાજ કરે. આજે સ્હવારે ઉઠતાંજ સાવરણી નજરે પડી, સીધું કારવા જતાં બીલાડી આડે ઉતરી, ઢીંકણીની ડબ્બી જડતી નથી, જમવા બેસતા છીંક આવી, આંખ ફરકયા કરે છે અથવા ભાઇ નિશાળેથી હજી આવ્યો નથી આવું કાંઇક થયું કે બાધા-મનાઇજ છે. આવાં મનવાળાં માણસો પાસે ઉછરતાં બાળકોના કુમળા મન ઉપર આ વ્હેમની બચપણથીજ છાપ પડી જાય હેમાં શી નવાઇ છે. અને એવા દાખલા પણ કાંઇ થોડા જોવામાં આવતા નથી. ન્યાયમૂર્તિ તેલંગના નામથી કોણ અજાણ છે ? પુખ્ત ઉમરમાં હેમનો ધર્મ સંબંધિ દરેક વિચાર બુદ્ધિબળ તથા તર્કશાસ્ત્રથીજ બંધાયેલો હતો. વ્હેમનો તો હેમાં પડછાયો પણ હતો નહિ. છતાં એ જે વખતે આજ તેલંગ જુવાન વયમાં હતા. એ ની પરીક્ષામાં બેસવાના હતા તે વખતે હેમણે બાધા રાખી હતી કે જો હું આ વખતે પસાર થઉં તો આટલી માળાઓ અમુક નામની ફેરવીશ.

આપણામાં પણ ઘણી જાતની બાધાઓ વખતો વખત માનવામાં આવે છે. કોઇ માંદુ પડે, કાંઇક ખોવાય કે ચોરી થાય, અથવા કોઇ પણ જાતની ન્હાની મ્હોટી આફત કુટુંબ ઉપર આવે કે તરતજ બાધા માનવામાં આવે છે. પરંતુ આ બાધાનું શાસ્ત્ર કયા ધોરણ ઉપર રચાયું છે કે કયા ધર્મશાસ્ત્રો એને કબુલ રાખ્યું છે તે વિચાર કોઇ પણ કરતું નથી. અથવા તો અમુક કામ કર્યાથી કાંઇક પરિણામ આવે તે બાધા રાખ્યાથી એકદમ શી રીતે બદલાઇ જાય તે સ્હમજવાને પણ કોઇ પ્રયત્ન કરતું નથી. બધાં કરતાં આવ્યા છે ને અમે કરીયે છીયે એવા વિચાર આ જમાનામાં આપણે રાખવા જોઇયે નહિ. પ્હેલેથી કે છેલ્લે સુધી, એક વાત પકડીને ત્હેનું કાંઇક નિરાકરણ આણવું જ જોઇયે. ત્હેના ફાયદા ગેરફાયદા તથા પરિણામની પુરેપુરી તપાસ કરવી જોઇયે. ઘણીક વાર તો બાધાથી આપણે કોઇ દેવ કે દેવીનું હડહડતું અપમાન જ કરીયે છીયે. કેટલીએક વાર કોઇ માતાનું "સત" જણાવવા ખાતર વાતો કહેવામાં આવે છે કે, એક ચોરે બાધા રાખી કે હે માતાજી! જો ત્હારી મૂર્તિ ઉપર ધરાવેલું ઘરેણું મ્હને સહીસલામત લઇ જવા દઇશ તો હું ત્હને એમાંથી અડધો અડધ ઘરેણાની કીમ્મતની થાળ ધરાવીશ, કે હવન કરીશ, અથવા અમુક ભોગ આપીશ. આ દાખલાની જ આપણે તપાસ કરીયે. માતાની મૂર્તિ ઉપરનું ઘરેણું, ત્હેની માલકી પૂજારીની અથવા તો મંદિરના વ્યવસ્થાપકોની હોય. આ ઘરેણું ચોરી લેવામાં તે ચોરને માતાજી મદદ કરે, એટલું જ નહિ પણ ચોરીના માલમાં પણ ભાગ રાખે, અને ચોરીનો માલ પોતાના ઉપયોગમાં લે એવો આ વાતનો ભાવાર્થ છે. સાધારણ અક્કલથી પણ કોઇ એમ કહી શકે કે જો માતાજી આમ કરે તો ધર્મશાસ્ત્ર, નીતીશાસ્ત્ર, તેમ આપણા ધારાશાસ્ત્રથી પણ માતાજી એક ગુન્હેગાર ગણાઇ શકે તો જેને આપણે આદ્યશક્તિ ગણીયે છીયે, જેમાંથી આખું જગત પેદા થયું છે એમ આપણે માનીયે છીયે, જે દુનિયા ઉપર ધર્મનો પ્રસાર કરે છે, જેની સેવાથી મનુષ્ય માત્ર નીતિમય બને છે તે માતાજી ઉપર ગુન્હેગાર હોવાનો આરોપ મુકાય છે એટલું જ નહિ પણ એ આરોપવાળી વાતથી જ માતાજીનું "સત" બતાવાય છે અને લોકો તે માને છે પણ ખરાં. માતાજી સંબંધી આ કેવી ભાવના છે ત્હેનો સર્વ કોઇ વિચાર કરો અને આ બાધાની માયામાંથી ઉતાવળે છુટો અને સર્વને છુટા કરો.

વળી અમુક દેવને ફલાણી ચીજ ઘણી ભાવે છે અને ત્હેનું નૈવેદ્ય ધરાવવાની બાધા રાખી આપણું ધારેલું કામ કઢાવી લેવું તે પણ છેક

જંગલી સમયની આપણામાં રહી ગયેલી અસર હોય તેમ લાગે છે. એથી આપણે દેવનું અપમાન કરીયે છીયે અને દેવ સબંધી આપણી ભાવના દુષ્ટ અને નીચ બનાવીયે છીયે. વળી કેટલીએક વાર તો આ બાધાઓ બીજા પણ વ્હેમો સાથે જોડાયલા હોય છે અને તેથી આપણને ઘણા ગેરલાભ થાય છે. બળીયા નિકળ્યા હોય છે ત્યારે હજી પણ આપણામાં દવા ન કરવી જોઇયે એવો વ્હેમ છે. બાળકને અછબડા, ઓરી કે બળીયા નિકળ્યા હોય અથવા નિકળશે એમ ભય લાગતો હોય તો પણ દવા નાજ થાય એવો વ્હેમ રાખવામાં આવે છે. અમુક દિવસે બળીયાકાકાને પગે લગાડવાનું હોય છે. આ બળીયાકાકા પણ સૌ સૌના જુદા હોય છે. એટલે કે જો અમુક કુટુંબના માણસને બળીયા નિકળ્યા હોય તો અમુક ઠેકાણેજ પગે લગાડાય. આ વખતમાં, જ્યારે બળીયા એક ચેપી રોગ છે એમ સિદ્ધ થઇ ગયું છે અને અમુક ઉપાયથી તે રોગ ઘણા મ્હોટા પ્રમાણમાં અટકાવી શકાય છે એમ ખાત્રી થઇ ગઇ છે તે વખતમાં અમુક દેવજ આ રોગ મોકલે છે એમ માનવું તે ઘણુંજ અજ્ઞાન કહેવાય. કેટલાએક એમ કહે છે કે આ માન્યતાને અંગે જે રીત રીવાજ જેવા કે બળીયાને કાળા રંગનો પડછાયો પડે તેથી કાળા કોટવાળાને માંદાના ઓયડામાં ન જવા દેવા-વગેરે જે છે તે વૈદક શાસ્ત્રને અનુસરીને છે. કદાચ તેમ હશે પણ તે રીત રીવાજને વ્હેમ સાથે જોડી દેવાથી સારા કરતા નઠારા પરિણામ ઘણા આવશે માટે જો તે નિયમો વૈદક હોય તો હેમને વૈદક તરિકે જ શીખવવા અને પાળવા જોઇયે અને એમ થશે તો જ તે સારી રીતે પાળી શકાશે નહિ તો અર્થનો અનર્થ થશે અને સારા રીવાજોને બદલે તેમના લીસોટાજ રહેશે. જેમ પહેલા મનાતું હતું કે કોગળીયુ માતાના કોપથીજ આવે છે તેમ હજી પણ બળીયા, ઓરી, વગેરે બળીયાકાકાજ મોકલે છે એમ માનવામાં આવે છે અને આ રોગ આવે છે તે વખતે બળીયાકાકાની જાતજાતની બાધાઓ માનવામાં આવે છે. કેટલીએક તો ઘણીજ જંગલી અને હસવા જેવી હતી તે તો હવે જતી રહી છે પણ બીજી કેટલીએક હજી પણ ચાલે છે. બીમારને તાંદળજાની ભાજીથી તોળવામાં આવે છે અને આ તાંદળજો કાકાબળીયા દેવને ચઢાવવામાં આવે છે તથા રોટીયા વગેરે ધરાવવાનું તો ઘણુંજ સાધારણ છે. આ જાતના વ્હેમ હવે આપણામાંથી નિકળી જવા જોઇયે. બળીયા કઢાવવાથી (ગૌ શીતળાથી) આ રોગ ઘણે દરજ્જે અટકાવી શકાય છે એમ હવે ચોખ્ખી રીતે પુરવાર થઇ ગયું છે. હવે તો બીચારા આ "કાકાબળીયા ભોળા" ને આ દુષ્ટ રોગના ઉપરી નિમ્યા છે તે પાપી કામમાંથી મુક્ત કરવા જોઇયે.

આ ઉપરાંત બીજી પણ ઘણી જાતની બાધાઓ છે. કોઇ માંદુ પડે એટલે એવી બાધા રાખવામાં આવે છે કે હે રણછોડરાય ! જો એ સાજો તાજો ઉઠશે તો હું એને ત્હમારી પાસેથી વેચાતો લઇશ. એનો મૂળ ભાવ ગમે તે હોય પણ આ વિચાર આ બુદ્ધિબળના જમાનામાં બંધ બેસતો નથી. સવા પાંચ રૂપીયા કે વળી સવા પાંચ આના પણ આપીને ઠાકોરજી પાસેથી માણસ વેચાતું લઇ શકાય છે આ રીતો હવે તો ઘણાને અણઘટતી લાગે છે અને આપણામાં જે ધર્મને નામે કાંઇક ચાલે છે તે ધર્મજ છે કે કેમ એવી શંકાઓ ઉત્પન્ન કરે તેવી છે. આના બીજા ઘણાયે દાખલા છે પરંતુ તે બધા એટલા બધા સાધારણ રીતે જાણવામાં છે તેમજ એટલી બધી વાર જોવામાં આવે છે કે અત્રે તે ગણાવવાની કાંઇ પણ જરૂર લાગતી નથી. દરેક જણે આવા દાખલાઓ લઇ તે સંબંધી વિચાર કરવો એટલે જણાઇ આવશે કે તે કેવા પોકળ છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે આ બધાઓના વ્હેમના મુખ્ય કારણો પોચું મન, ધર્મ સંબંધી કાચુ જ્ઞાન અને અદઢ શ્રદ્ધા, તથા આસપાસના સંજોગો છે. જો ધર્મનું-શુદ્ધ ધર્મનું-શાસ્ત્રીય ધર્મનું, સારૂં જ્ઞાન આપવામાં આવે અને ઇશ્વરનું ખરૂં સ્વરૂપ સ્હમજાવી શકાય, તો આ વ્હેમ તથા નબળાઇ તરત જતી રહે. હવે તો કાંઈ પણ સંકોચ રાખ્યા શીવાય આવી બાધાઓ લઇ વ્હેમનું સ્વરૂપ ઉઘાડુપાડી ને તે બાધા કાંઇજ અસર વિનાની છે તથા તદ્દન નકામીજ છે એવું સ્હમજવાનો તથા સ્હમજાવવાનો સમય આવી ચૂકયો છે. માટે કોઇ માણસે તેમ કરતા અચકાવું જોઇયે નહિ. એમ કરવાની દરેક માણસની ખાસ કરીને ધમિષ્ટ માણસોની ફરજ છે કારણ કે એથીજ તેઓ ધર્મને લગાડવામાં આવતું લાંછન અટકાવવામાં મદદ કરી શકશે.

તા. ૩૦-૧૨-૧૯૧૧ કેશવપ્રસાદ.

---

## ચીન દેશની સ્ત્રીઓ.*

( લાખીયા હરિપ્રસાદ જીવણલાલ. )

સને ૧૮૯૪ નો વખત ચિનમાં અંધાધુંધિનો હતો. ચિન અને જાપાન વચ્ચે લડાઇ ચાલિ રહી હતી. આ વખતે ચિન એક સ્વદેશાભીમાનિ સ્ત્રી ઉત્પન્ન કરી શકયું નહતું. જાપાન આ બાબતમાં ઘણું જ અગાડી

* ટાઈમ્સ ઓફ ઇન્ડીયા (અઠવાડીક) ડીસેંબર ૧૩-૧૧ના અંકમાંના સેન્ટ નીહાલસીંગના લેખ ઉપરથી.

વધેલું હતું. પરંતુ ચાર વર્ષની વાત ઉપર જ્યારે દાઇનિપને (Dai Nippon) ડ્રેગન રાજ્ય (dragon Empire) નું અપમાન કર્યું ત્યારે ચિનની સ્ત્રીઓએ બતાવિ આપ્યું હતું કે તેઓનું સ્વદેશાભીમાન નીપન દેશની સ્ત્રીઓથી કાંઇ ઉતરતું નહતું. ૧૯૦૭ માં જ્યારે જાપાનની 'ટાટસ મારૂ' (tatstt maru) આગબોટ લડાઇનો સામાન લઇને ચિનના બંડખોર લોકોને મદદ કરવા જતિ હતિ તેણે પકડવામાં આવિ હતિ. જાપાનની સંખ્યા વધારે હોવાને લિધે જાપાને અપમાનનું બહાનું કાહ્યું અને ચિન પાસે માફી મંગાવિ તથા કસ્ટમ ખાતાના માણસોનો દંડ કરાવ્યો. પરંતુ જ્યારે તેજ આગબોટે જાપાનનો વાવટો ચઢાવ્યો ત્યારે ચિન નબળું હોવાથી કાંઇ કરિ શક્યું નહિ.

જ્યારે આવો ખળભળાટ ચિનમાં જાપાનના આવા કૃત્યથી જાગી રહ્યો હતો. ત્યારે ત્યાંનિ હાલના જમાનાની એક સુધરેલિ સ્ત્રી કે જેનું નામ મીસ પન-કટ-ફેન્ગ (Pun-Kut-Fong) છે અને જે વોઇસરોય દુઆન-ફન્ગની પુત્રી થાય છે તેણે 'સ્વદેશાપકિર્તિ' સ્થાન સ્થાપ્યુ. આ સંસ્થાને ચલાવવાને માટે એક ગંજાવર સભા કેન્ટનમાં બોલાવવામાં આવિ. આ સભામાં ઉંચા કુળનિ સઘળિ સ્ત્રીઓએ જો કે તેઓથી ચાલિ શકાતું નહતું તોપણ ગાડિઓમાં આવિ હાજરી આપિ. દિલાસાનિ ખાતર તેઓએ સફેત વસ્ત્રો ધારણ કર્યા હતાં અને જો કે વર્ષાદ ઝરમર ઝરમર આવતો હતો તોપણ કેન્ટનનું આખું મકાન સ્ત્રીઓથી ઉભરાઇ જતું હતું. આ સભામાં મીસ ફન્ગ તથા કેટલીક બીજી સ્ત્રીઓએ ભાષણો આપ્યાં. અને આખરે એક એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો કે દરેક સ્ત્રીએ પોતાની વીંટી પર 'સ્વદેશાપકિર્તિ' શબ્દ સભાને નિરંતર યાદ રાખવાને કોતરાવવો. અને તેઓએ નીપનનો માલ નહિ વાપરવાના સોગન લીધા અને બીજાઓને નહિ વાપરવાની ભલામણ કરવાનું નક્કી કર્યું. આવા સુધારાથી તેઓ જાપાનને નુકસાન કરવા માગતી હતી. જે સ્ત્રીઓને પરદેશના કંઇ બોલે છે તો અપમાન લાગે છે તેઓને ચીનની સ્ત્રીઓની અંદરની દશા ઉપરથી માલમ પડશે. ચીનમાં છોકરી તેના લગ્ન થતા સુધી તેના પિતાની ગુલામ જેવી હોય છે. અને લગ્ન પછી સાસુ સસરાની ગુલામગિરિ કરવી પડે છે. તેના સાસુ સસરાની મરજી જો તેને કાઢી મુકવાની હોય તો તેઓ તેના પતિને તેમ કરવાની ફરજ પાડે છે પછી તેને ચાહતો હોય કે ન હોય અને જો તે તેના સાસુ સસરાને પસંદ પડતી હોય પણ તેના પતિને ગમતી ન હોય તોપણ તેણે તેની સાથે રહેવું પડે છે. અને દૈવયોગે

જો તે સ્રીને છોકરાં ન થાય તો તે બિચારીને શોકના છોકરાંને પોતાના પેટના છોકરાં માફક પાળવાં પડે છે.

ચિનમાં લગ્ન કાંઇ પ્યારથી થતાં નથી પણ ત્યાં તો લગ્ન કરાવી આપનાર સંસ્થાઓ હોય છે. માણસની બાબતમાં આવી જાતની સંસ્થાઓ ઘણીજ નીંદનિય છે. ભોગજોગે તે બિચારો કોઇને પસંદ ન પડે તો તેને લોકો ધિકારી કાઢે એટલુંજ નહિ પણ તેના ઉપર લોકો ભરોસો રાખતા નથી.

ન્હાનિ ઉમ્મરમાં પરણનાર બાળક–સ્રી તો લગ્નનો અર્થ પોતાના બાપને બદલે સસરાના ગુલામ થઇ રહેવું પડશે એટલોજ સમજે છે. તે સારિ રિતે જાણે છે કે તેના પતિનો તેનાપર પ્રેમ વા અપ્રેમ તેના પતિની મા ઉપર આધાર રાખે છે. અને આવિ રિતે તે એક પગાર વગરની ચાકરડી થઇને રહે છે, અને આને લિધેજ જ્યારે તેણે પરણાવવામાં આવે છે ત્યારે તે અતિશય અશ્રુપાત કરે છે. પતિના મર્ણ પછિ. આખિ જીંદગી તેને વિધવાવસ્થા ભોગવવી પડે છે, અને છોકરાના ગુલામ થઇ રહેવું પડે છે. આવિ રિતે તેનિ આખિ જીંદગાનિ દુઃખિ અવસ્થામાં પસાર થાય છે અને આ તો ઉઘાડુંજ છે કે જે સ્રીઓ પરકીય દેશને આગળ પડતા જોઇ નારાજ થાય છે તેઓ પોતાના દેશના દુષ્ટ રિવાજો તરફ પ્હેલિ સામી થાય છે. આ પ્રમાણે ચિનની હાલની સ્રીઓ તે દેશના દુષ્ટ રિવાજો તરફ ધિક્કાર બતાવવા લાગી છે. થોડા વખતની વાત ઉપર દક્ષીણ ચિનના એક ગામમાં રહેતિ છ છોકરિઓને એવિ ખબર મળિ કે તેઓના માબાપ તેઓને અપ્રિય પતિ સાથ પરણાવિ દેવા માગે છે તેથિ તેઓએ એક અનિષ્ટ સંકેત કર્યો. નદિ કિનારે જઈ તે છએ જણીઓ નદિમાં કુદિ પડિ. ચાર મરણ પામિ અને બેને જીવતિ કાઢિ. અને જ્યારે તેઓના માબાપને આનું કારણ માલમ પડ્યું ત્યારે તેઓએ રાજી ખુશિથી વિવાહ ફોગ કર્યો. હાલમાં ચિનમાં ઘણિ સંસ્થાઓ દેશના અનિષ્ટ રિતરિવાજો સામે લડત ચલાવવાને માટે ઉભિ થઇ છે. યુવાન સ્રીઓએ ‘જે છોકરિઓને પોતાની મરજી પ્રમાણે ચાલવું હોય’ એ નામની કલબો સ્થાપિ છે. આવિ કલબોના સભાસદો સોગન લે છે કે તેઓ જાતેજ પતિની પસંદગી કરશે. યુનાનમાં પણ આવિ કલબો સ્થાપવામાં આવિ છે અને ત્યાં જાહેર કરવામાં આવ્યું છે કે માબાપો પોતાની છોકરિઓને બજારમાં વેચવાને માટે જ મ્હોટિ કરે છે. આવિ સભાઓના સભાસદો તેના વિચાર કાંઇ વિચિત્ર રિતેજ પાર પાડે છે. પરણતિ વખતે તેઓ કાંઇ વાંધો ઉઠાવતિ નથી પણ

પરણ્યા પછિ જ્યારે તેઓ તેઓના પતિને ઘેર જાય છે ત્યારે ત્યાં ખાવાની તથા સુવાની તેઓ ના પાડે છે. અને લગ્ન પછિ ત્રીજે દિવસે જ્યારે તે તેના પિતાને ઘેર તે ઘરને છેલ્લિ સલામ કરવાને આવે છે ત્યાર પછિ તે પાછિ જતિજ નથી અને તેને કોઇ જોર જુલમથી લઇ જઇ શકતું નથી. આવિ રિતે જે છોકરિને તેનિ મરજી મુજબ વર્તવું હોય છે તો વર્તિ શકાય છે.

આ સંસ્થાઓ એવિ સારિ રિતે ચલાવવામાં આવે છે કે તેના કાયદાનો ભંગ કરવો એ એક લાનછન જેવું લાગે છે. અને ભંગ કરનાર સ્ત્રીઓ જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે.

હવે ત્યાં કેટલીક સ્ત્રીઓએ તેઓને લગતાં માસીક તથા અઠવાડિક વર્તમાનપત્રો કાઢયાં છે.

અને હવે એક મ્હોટું શહેર એવું નથી કે જ્યાં સ્ત્રીઓને લગતાં ચોપાનીયા ન હોય. તેઓને લગતું પેકીનમાં દરરોજ પ્રગટ થતું પત્ર બહુજ સરસ છે. તે પત્રના માલિક તથા અધિપતિ મીસીસ ચેન્ગ છે. તે એક આબરૂદાર ગ્રહસ્થની પુત્રી થાય છે. તે ગ્રહસ્થને છોકરો નહિ હોવાથી તેણે પોતાની પુત્રીને છોકરાની માફક ભણાવિ છે. આ પ્રમાણે મીસીસ ચેન્ગે તેના દેશના રિતરિવાજોનું ઘણુંજ ઉમદા ગ્નાન મેળવ્યું છે. તે પોતાના પત્રની મદદથી પોતાની સ્ત્રી જાતમાં ગ્નાન ફેલાવે છે અને તેઓને તેઓના હકો શું છે તે શીખવાડે છે.

ચિનનિ સ્ત્રીઓએ શું શું કર્યું છે એ જાણવું હોય તો ત્યાંના એક ચોપાનીયામાંથી નિચે પ્રમાણે માલમ પડિ આવે છે.

" ઓ બે કરોડ ચિનની સ્ત્રીઓ, અને બ્હેનો ! કાન દઇને સાંભળો ! ચિનમાં એવું કહેવાય છે કે માણસ ઉચ્ચ છે અને સ્ત્રી નીચ છે. માણસ સાધુ પુરૂષ છે અને સ્ત્રી લબાડ છે. માણસ હુકમ કરિ શકે છે, સ્ત્રી હુકમનું ફરમાન કરિ શકે છે. પરંતુ યાદ રાખજો કે આપણે પુરૂષના તાબામાં નથિ. તેઓનો તથા આપણો સ્વભાવ એકજ છે. કેટલાક એમ કહે છે કે સ્ત્રી તથા પુરૂષના સ્વભાવમાં ઘણો ફરક છે પણ નાં; તેમ નથી. આપણા દેશના રિવાજ પ્રમાણે સઘળા સરખા છે."

આવિ જાતનો દાખલો ચિનના નામાંકિત તત્ત્વવેત્તા કેન્ગ-યુ-વાઇન (Kang-You-Wein) ના લખાણમાં પણ મળિ આવે છે. તે લખે છે કે પતિ પત્નિના સુખાર્થે બન્નેને સરખા હકો મળવા જોઇએ. આ તત્ત્વવેત્તાના લખાણોનું પ્હેલું પરિણામ એ આવ્યું કે લોકોએ સ્ત્રીઓના પગ

બાંધવાનું કાઢિ નાખ્યું. આ કામ સફળ ઉતરવાનું કારણ ટુઅન ફેન્ગ, વોઇસરાયનું ઘર આગળ વધેલું હોવાનું હતું. તેના ઘરની સ્ત્રીઓ ચિનની અભણ સ્ત્રીઓમાં પ્રકાશ પાડનાર પહેલ વહેલી હતિ અને તેમના પૈસાથી જ સઘળું કામ સફળ ઉતર્યું હતું.

આ પછિ ચિનની મરહુમ મહારાણીએ સ્ત્રીશીક્ષણની તથા સ્ત્રી સુધારાની જરૂર છે એવો મત આપ્યો.

અને ભવિષ્યમાં તેના સારા પરિણામ આવશે એ આશાયિ તેણે હુકમ કર્યો કે રાજ્યમાં કોઇએ પણ બાળક-સ્ત્રીઓના પગ બાંધવા નહિ.

અને હવે આ પગ બાંધવાનો અનિષ્ટ રિવાજ ચિનની ખુદ સ્ત્રીઓનેજ એવો ખરાબ લાગે છે કે તેઓની મા તથા દાદી માના કદરૂપા પગ જોઈ તેઓને અતિશય લાગિ આવે છે. હવે તેઓના પગ હાલનિ સુધરેલા દેશની સ્ત્રીઓના જેવા છે.

અને વળી તે મરહુમ રાણિએ ત્યાંના પ્રખ્યાત તત્ત્વવેત્તાના કેટલાંક લખાણોની સાથે એક નવો કાયદો ઘડી કાઢ્યો છે. મી. કેન્ગ (Kang) કહે છે કે-દેશનું સારૂં શિક્ષણ દેશનિ ભણેલિ સ્ત્રીઓપર, આધાર રાખે છે.

તે રાણિના વખતમાં ખાસ સ્ત્રીઓને માટેજ પ્રાથમીક કેળવણી ખાતર, શાળાઓ ખોલવામાં આવિ છે.

અને હાલમાં ત્યાં સરકાર તરફથી હજારો વિદ્યાલયો ઉઘાડવામાં આવ્યાં છે. દર વર્ષે કેટલિક સ્ત્રીઓને ઉંચિ કેળવણિ લેવા યુરોપ તથા અમેરિકા મોકલવામાં આવે છે. અને ત્યાંનિ શીક્ષણ પદ્ધતિ ઉપરથી શાળાઓમાં તથા પાઠશાળાઓમાં કામ લેવામાં આવે છે. તેઓનો વિચાર સ્ત્રીઓનિ એકલિ માનસિક શક્તિ ખિલવવાનો નથી પણ તેઓને યોગ્ય ગૃહિણિઓ બનાવવાનો છે. ઘણા પૈસાદાર માણસોએ પણ ત્યાં ખાનગી શાળા ખોલી છે. **આમાંનું આપણા દેશમાં કાંઇ નથિ. પૈસાદાર લોકો ખાઇ પિને ગાડિઓમાં લહેર મારે છે.**

આવિ જાગૃતિના સમયમાં સરકાર તરફથી આશરે ત્રીસેક સ્ત્રીઓને જુદા જુદા દેશોમાં ઉંચિ કેળવણિ લેવાને મોકલવામાં આવિ હતી. આવિ સ્ત્રીઓ ઉંચિ કેળવણિ લઇ આવ્યા પછિ કાંઇ બેશી રહેતિ નથી પણ તેઓનો વખત તેઓની અભણ બ્હેનોને શીક્ષણ આપવામાં જાય છે. મ્હોટિ ઉમ્મરનિ પરણેલિ સ્ત્રીઓ માટે ઘરોનિ અંદર શાળાઓ ખોલવામાં આવિ છે. **આવિ રિતે અહિં પણ થઇ શકે પણ કરે છે કોણ? આમાંનિ** યુવાન સ્ત્રીઓ યુવાન ચિનાઓનિ સ્ત્રીઓ થાય છે. આ ચિનાઓએ પણ

યુરોપ તથા અમેરિકામાં સારિ કેળવણિ લિધેલિ હોય છે. અને હવે ત્યાં એટલે સુધિ વધ્યું છે કે આવા સુધરેલા ચિનાઓ તેઓના લગ્ન પ્યારથી કરે છે.

હજુ પણ ચિન દેશ તેનિ વસ્તિ પ્રમાણે કાંઇ આખો સુધરિ ગયો નથિ, અને વર્ષોના વર્ષ તેની આટલિ મ્હોટિ પ્રજાને માટે શીક્ષકો ઉત્પન્ન કરવાને માટે જોઇશે. હજી બે ટકા જેટલિજ સ્ત્રીઓ લખિ વાંચિ જાણે છે. અને તેથિચિન દેશની સ્ત્રીઓને સુધરતાં અને બિજા સુધરેલા દેશનિ જોડે થતાં વર્ષોના વર્ષ વિતશે.

---

## અમદાવાદ બ્રહ્મક્ષત્રિય એસોસીએશનનો ૧૩ મો વાર્ષિક મહોત્સવ.

તા. ૨૪-૧૨-૧૧, ને રોજ નાતની વાડીમાં રા. મણીલાલ અજીતરાય બી. એ. ના પ્રમુખપણા નીચે સભાનો ૧૩ મો વાર્ષિક મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે નીચેનાં બહુ વિદ્વતાવાળાં અને ઉપયોગી ભાષણો થયાં હતાં. સભાના પ્રમુખે રીપોર્ટ રજુ કરતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

### રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ એમ. એ., એલ. એલ. બી. નું ભાષણ.

મે. પ્રમુખ સાહેબ તથા અન્ય જ્ઞાતિજનો

આજરોજ અમારી એસોસીએશનના. તેરમા વાર્ષીક સમ્મેલન સમયે આપ સઘળાઓને એસોસીએશન તરફથી આવકાર આપતાં અમને ઘણો જ આનંદ થાય છે. આ એસોસીએશન તા. ૪ થી સપ્ટેમ્બર ૧૮૯૮ ને રોજ ઘણાજ ન્હાના પાયા ઉપર સ્થાપવામાં આવી હતી. જ્ઞાતિના યુવકો એક જગ્યાએ એકઠા મળી જ્ઞાતિને લગતા તેમ જ બીજા દેશ સમગ્રના વિષયો ચર્ચાવાથી થતા લાભો મેળવવાની ખાતર જ આ એસોસીએશનની ઉત્પત્તિ હતી. વળી આ ઉપરાંત આપની નાતમાં, માંહોમાંહી સપ વધે તેમજ માનસિક, શારીરિક તથા નૈતિક ઉન્નતિ થાય એવા ઉપાયો યોજવા અગર યોજવામાં મદદ કરવી એ પણ આ એસોસીએશનનો મુખ્ય ઉદ્દેશ હતો. આ ઉદ્દેશ પાર પાડવામાં અમે કેટલે દરજ્જે ફાવ્યા છીએ તે કહેવાનું કામ અ-

મારૂં નથી. અમે આપણી નાતને લગતા પણ ગેરસમજુત ઉભા થાય એવા સવાલોથી બનતા સુધી દૂર રહ્યા છીએ અને જો કે એસોસીએશનની દરેક વ્યક્તિએ એવી ચર્ચાઓમાં એક યા બીજી રીતે મદદ કરી હશે તેમ છતાં પણ અમને જણાવતાં ખુશી ઉપજે છે કે એક સમૂહ તરીકે અમે એવી ચર્ચામાં ઉતર્યા નથી અને ભવિષ્યમાં બનતા સુધી ન ઉતરવું એવો અમારો હાલનો મત છે. વળી અંદર અંદર સંપ વધારવાને અંગે જે અતડાપણું આપણામાં પેશી ગયું છે તે વાત પણ અમારાથી અજાણ્યુ નથી. હાલમાં અમારામાં જે નવું લોહી ઉમેરાયું છે તે નવા લોહીએ એ અતડાપણું દૂર કરવા ખાતર કેટલાક ઉપાયો યોજ્યા છે ને તેની અસર કાલક્રમે આપણા ઉપર થશે જ એમ અમારૂં ખાત્રીથી માનવુ છે.

તેર વર્ષ સરેરાશ અમે અમારા ધર્મો બરોબર બજાવતા આવ્યા છીએ એમ અમારાથી કહી શકાય એમ નથી. ગુજરાતીઓને પ્રારમ્ભશૂરા કહેવામાં આવ્યા છે તે સૂક્તને અમે પણ અપવાદરૂપ નથી એ વાત કબુલ કરતાં શરમાવા જેવું થાય છે પણ લાચારીથી કબુલ કરવી પડે છે. આશરે દસેક વર્ષ બરોબર ચાલ્યા પછી અમારી એસોસીએશને બે વર્ષની જરા લાંબી ઉંઘ લીધી છે. આમ થવાનાં કારણો શોધવાની જરૂર નથી. પણ એટલું તો કહેવું જ પડશે કે ગમેતો અમારા દોષોથી દૂર રહેવા ખાતર કે પછી અમારી સાથ જોડાવામાં કાંઇ લાભ નથી એમ લાગવાથી, અમારામાં નવું લોહી કેટલોક સમય સુધી ઉમેરાયું નહિ. પણ હવે કહેતાં હર્ષ થાય છે કે આ વર્ષમાં અમારામાં આશરે વીસેક નવા ઉત્સાહી યુવકો જોડાયા છે એટલું જ નહિ પણ આ એસોસીએશનના બધા ઉદ્દેશો પાર પાડવાની સઘળી જવાબદારી તેઓએ પોતાને માથે ઉપાડી લઇ એ અમલમાં મૂકવાને અનેક ઉપાયો યોજવા માંડયા છે.

અમારી એસોસીએશનને અંગે ડીબેટીંગ સોસાઇટી, વાંચનગૃહ તથા પુસ્તકાલય છે. ચાલુ વર્ષનો કેટલોક ભાગ ઉપર જણાવ્યા મુજબ એસોસીએશન બંધ હોવાંથી અમે જે કાંઇ કરી શકયા છીએ તે માત્ર છેલ્લા ૭ માસમાં જ કરી શકયા છીએ. આ સમયમાં અમારી ડીબેટીંગ સોસાઇટીમાં કુલ ૨૭ ભાષણો થયાં હતાં. આપણું અતડાપણું દૂર કરવાની ખાતર ડીબેટીંગ સોસાઇટીમાં બીજી નાતોના યુવકોને બોલાવવામાં આવે છે એટલું જ નહીં પણ બીજાઓ પાસ ભાષણો આપવાનો તથા બીજાઓને પ્રમુખપદ આપવાનો રિવાજ નવો શરૂ કરવામાં આવ્યો છે. આમ કરવાથી એક જ

કુંડાળામાં રહેવાથી થતા ગેરફાયદા થોડા ઘણા દૂર થાય છે. આ પ્રયાસ માત્ર આરમ્ભમાંજ હોવાથી એ વિષે કાંઇ ખાસ કહેવા જેવું નથી. સત્તાવીશ ભાષણોમાંથી આઠ ભાષણો પરનાતના યુવકોએ આપ્યાં હતાં ને ૭ ભાષણોમાં પ્રમુખ પણ પરનાતના હતા. અત્રે તે સઘળાઓનો એસોસીએશન તરફથી ઉપકાર માનવાની રજા લઉં છું.

વાંચનગૃહ તથા પુસ્તકાલયની બાબતમાં કાંઇ ખાસ કહેવા જેવું નથી. થોડો સમય ચાલેલી અંધાધુનીને લીધે પુસ્તકાલયમાં કેટલાક પુસ્તકોનો પત્તો લાગતો નથી. પણ આશા છે કે જે યુવકો પાસ એસોસીએશનનાં પુસ્તકો હશે તેઓ તે બધાં અમારા સેક્રેટરીને પહોંચાડી આપશે. વાંચનગૃહ વધારે ઉપયોગી બનાવવા ખાતર બે માસિકો એસોસીએશન તરફથી મંગાવવામાં આવે છે. વળી આ ઉપરાંત આપણી નાતના ઉત્સાહી યુવક અને બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકના તંત્રી ડૉ. હરિપ્રસાદ તરફથી અમને કેટલાક માસિકોનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. તે સારૂ એમનો ઉપકાર માનીએ છીએ. પુસ્તકોની બાબતોમાં અમે કાંઇ ખાસ કરી શકયા નથી. આ વિષયોમાં અમે કેટલે દરજ્જે ફત્તેહમંદ થઇ શકીએ તે અમને મળતા નાણાં ઉપર આધાર રાખે છે. વળી આ ઉપરાંત અમારે જણાવવું જોઇએ કે free general libraries and reading rooms ના આ સમયોમાં આવી નાનકડી નાતને સારૂ લાયબ્રેરી જોઇએ કે નહિ તે વિષયમાં મતભેદ ઘણો છે ને હોય એજ સ્વાભાવિક છે. વળી આ ઉપરાંત એસોસીએશનના ઉદ્દેશોનો લાભ બાળકીઓને આપવા સારૂ એક સર્ક્યુલેટીંગ લાયબ્રેરી કહાડવાનો ઠરાવ જનરલ કમીટીએ પસાર કર્યો છે. એ યોજના અમલમાં કેવી રીતે મુકાશે એ ઉપર અમે આ વર્ષમાં વિચાર કરવા માંગીએ છીએ.

માનસિક કેળવણીની જોડે શારીરિક કેળવણી તરફ પણ અમે અમારૂં ધ્યાન દોર્યું છે ને તે સારૂ ઉપાયો યોજવાની ખાતર જીમખાના સેક્રેટરીની નવી નિમણુંક કરી છે. શારીરિક કેળવણીને સારૂ નાણાંની જરૂર વધારે પડે છે એ વાત આપ સઘળા જાણો છો. આવા કારણને લીધે અમે હાલમાં આપણી નાતની સઘળા પ્રકારની કેળવણી સુધારવાના ઉદ્દેશથી જે નવું કેળવણી ફંડ કહાડવામાં આવ્યું છે તેના સેક્રેટરીને અમને શારીરિક કસરતોના સાધનો મેળવવામાં નાણાંની મદદ આપવા સારૂ એક અરજી કરી છે ને એનો ઉત્તર સંતોષકારક મળવાની અમેદ વધી છે. આ કેળવણી ફંડ નાતને સારૂ ઘણુંજ જરૂરનું હતું ને એ કારણથી એ ફંડના

ઉદેશો તરફ અમારી એસોસીએશન સંપૂર્ણ દીલસોજી બતાવે છે ને નાતની દરેક વ્યક્તિને એમાં યથાશક્તિ મદદ કરવા આગ્રહપૂર્વક વિનતિ કરે છે. વળી આ ઉપરાંત ચાલુ વર્ષમાં કોન્ફરન્સના સમયમાં આપણી નાતના છોકરા છોકરીઓનો રમતગમતનો મેળાવડો અમારી એસોસીએશન તરફથી કરવામાં આવ્યો હતો. નાતના નાના મોટા સઘળાઓએ આમાં આનંદથી ભાગ લીધો હતો. વળી નાતની સન્નારીઓને પણ આ સમયે નોતરવામાં આવી હતી અને ઈનામો તો આપણી મહિલા પરિષદ્‌ના પ્રમુખ ગં. સ્વ. બાઇ કૃષ્ણાને હાથે આપવામાં આવ્યાં હતાં. મેળાવડાનું પ્રમુખસ્થાન ડૉ. મણીલાલ ગંગાદાસ દેસાઇને આપવામાં આવ્યું હતું. એ બન્નેનો એસોસીએશન તરફથી આ સ્થળે ઉપકાર માનવાની રજા લઉં છું.

આ વર્ષની અમારી કુલ આવક રૂ. ૧૫૯-૧૦-૭ ની હતી જેમાંથી રૂ. ૧૪૮-૨-૯ ખર્ચ કરવામાં આવ્યું છે. હાલમાં અમારી પાસે શીલકમાં રૂ. ૧૩૪) છે. સભાસદો નિયમસર ફી આપતા નહિ હોવાથી ઘણા પૈસા આવવાના બાકી છે. નવા કારોબારમાં બાકી રહેલી ફી ઝટ ઉઘરાવી લેવાશે એવી આશા રાખીએ છીએ.

ગયા વર્ષમાં કુલ સભાસદોની સંખ્યા ૪૪ ની હતી તે હવે વધીને ૭૦ થઇ છે. આ ઉપરાંત એસોસીએશનના ૯ ડોનર્સ તથા એક પેટ્રન છે.

ચાલુ વર્ષમાં કુલ સભાસદો પૈકી રા. પ્રાણલાલ વરજરાય દેસાઈ તથા રા. ત્રિકમલાલ ભૂપતરાય ઠાકોરના અકાળ મરણની નોંધ અમારે ઘણીજ દીલગીરી સાથે લેવી પડે છે.

અમારા છજનને માન આપી આપ સઘળાઓએ અત્રે પધારવાની જે તસ્દી લીધી છે તે સારૂ આપનો ઉપકાર માની આ રીપોર્ટ બંધ કરૂં છું.

તા. ક. સ્વર્ગસ્થ પૂજ્ય વકીલ વરજરાયજીને અંગેના આજરોજ જે નાટકના સંવાદો થવાના છે તેની સાથે આ એસોસીએશનને કંઇ જ સંબંધ નથી.

## રા. નગીનલાલ વેણીલાલ દેસાઇ. બી. એ. એલ. એલ. બી. નું ભાષણ.

મહેરબાન પ્રમુખસાહેબ, મુરબ્બી સાહેબો અને મારા યુવાન બંધુઓ,

આજથી થોડા રોજ ઉપર આ એસોશીએશનના ઉત્સાહી સેક્રેટરી મારા યુવાન મિત્ર મી. પ્રીતમરાયનો મારા ઉપર પત્ર આવ્યો કે આજને પ્રસંગે એક ભાષણ મારે આપવું. બંધુઓ, તે વખતે સરકારી કામનો બ-

શવો મારી પાસે એટલો હતો કે આવા પ્રસંગને છાજતું "ભાષણ" તૈયાર કરવા મને પુરતો અવકાશ નહોતો તેથી એ કામ અત્રે રહેનારા મારા કરતાં આ એસોશીએશનની પ્રવૃત્તિઓ તથા રૂચીઓથી વધુ વાકેફગાર માણસને એ સંબંધી વિનંતી કરવા પ્રત્યુત્તર લખી મોકલ્યો છતાં ફરીથી મને લખવામાં આવ્યું કે મારે જ આ કાર્ય કરવાનું છે ને લખીતવાર ભાષણ તૈયાર નહીં થાય તો જે યોગ્ય લાગે તે શીખામણરૂપે મોઢેથી કહેવું. ગૃહસ્થો, આ મુજબ થએલી સૂચનાને માન આપી આપના સમન્સને તાબે થઈ હું આપની સમક્ષ બોલવા ઉભો છું. પરંતુ અવકાશ-અનુભવ અને મારી પોતાની શક્તિની ન્યૂનતાને લીધે હું આપ સાહેબોને સંતોષ આપી શકીશ એમ હું બીલકુલ માનતો નથી. ને આ પ્રસંગે આપને નિરાશ થવું પડે તે બદલ પ્રથમથી જ હું ક્ષમા માગી લઉં છું.

બંધુઓ અત્યારે ચારે તરફ પ્રવૃત્તિનો યુગ શરૂ થયો છે. બીજી કોમોની માફક આપણે પણ આપણી ઉન્નતી શી રીતે થાય એ બદલ વિચાર કરવા માંડયો છે. આ દિશામાં આપણી પુરૂષ તથા સ્ત્રી વર્ગની પરિષદોએ-આપણા ત્રિમાસીક તથા આ તેમજ અન્ય સ્થળના આવાંજ એસોસીએશનોએ યોગ્ય રીતે કાર્ય કરવા માંડયું છે. પરિષદો વરસમાં એક વખત મળી વરસ દરમીયાન બનેલી જુદી જુદી હકીકતો ધ્યાનમાં રાખી પાછળનો ઇતિહાસ તપાસી ભવિષ્યમાં કયે રસ્તે ચાલવું એ સંબંધી વિચાર કરી જ્ઞાતિબંધુઓને સૂચનાઓ કરે છે તો બીજી સંસ્થા આપણું ત્રિમાસીક દર ત્રણ મહીને પ્રગટ થઇ સમગ્ર જ્ઞાતિની રીતના ભિન્ન ભિન્ન વિષયોના જુદા જુદા લક્ષ્ય બિંદુથી-પરિષદોમાં જોવામાં આવે છે તે કરતાં વધુ અનિયંત્રિતપણે-ચર્ચા કરે છે. ત્રીજી સંસ્થા આ તમારૂં એસોશીએશન, હું ધારૂં છું કે વરસમાં બાર કરતાં વધુ ભાષણો દ્વારા સામાન્ય જનહીતના તથા જ્ઞાતિહીતના પ્રશ્નોની ચર્ચા કરી રહ્યું છે.

પરિષદ્ જ્ઞાતિના વૃદ્ધ તથા આધેડ વયના સ્ત્રી પુરૂષોના અનુભવ અને સહાયથી ચાલે છે એમ જો કહીએ તો ત્રિમાસીક બેશક એ વર્ગની આશીસ ઉપરાંત એથી નાની ઉમરના આપણા યુવકોના ઉત્સાહથી આરંભાયું છે ને તેમનીજ કલમથી ચાલે છે એમ કહેવું પડશે. આ ત્રીજી સંસ્થા એથી પણ ઉતરતી ઉમ્મરના યુવાન બંધુઓના પ્રયાસથી જન્મ પામ્યું છે ને તેમના જ ઉત્સાહથી ચાલે છે. ઉપર મુજબ આ ત્રણ સંસ્થાના પાલક તથા પોષક ઉપર કહેલા ત્રિવર્ગને અનુક્રમે કરૂ તો કંઇ

ખોટુ કહેવાશે નહીં. પ્રત્યેક સંસ્થાનો આશય એક જ છે તે પ્રત્યેક બાકી રહેલી પોતાની બીજી બે બ્હેનોના પ્રયત્ન તોડતી નથી પણ તેને પોષે છે ને મદદ કરે છે એ ખુશી થવાની વાત છે. બંધુઓ, સાધારણ રીતે એમ કહેવાય છે કે યુવકોમાં ઉત્સાહ વૃદ્ધ કરતાં વધુ હોય છે ને મનમાં વિચાર આવ્યો કે તેને કૃતિમાં મૂકવા બહુ વખત લગાડતા નથી. કદાચ આ નિયમને લીધે જ આ એસોસીએશન જેનુ પિતૃત્વ મેં મારા યુવાન બંધુઓને આપ્યું તે ઉમરમાં બીજી બે સંસ્થાઓ કરતાં મોટી છે. પરિષદ્‌ને ફક્ત ૭ વરસ થયાં ને ત્રિમાસીકને પાંચ જ થયાં છે ત્યારે આ એસોસીએશનને તેર વરસ થયાં એમ હમણાં જ વંચાયેલા રીપોર્ટ ઉપરથી આપે જાણ્યું છે. ગૃહસ્થો, તેર વરસ ઉપર જ્ઞાતિના ઉત્સાહી યુવકોએ સ્થાયેલી આ સંસ્થાના આશયો શા શા છે ને તેર વરસમાં આ સંસ્થાએ શું શું કર્યું ને હવે શું શું કરવા ધારે છે એ સંબંધી ટુંકાણમાં માહીતી હમણાં જ વંચાયલા રીપોર્ટમાં આપવામાં આવેલી છે જ્ઞાતિના બંધુઓ તથા બ્હેનોની શારીરિક તથા માનસીક કેળવણી સંબંધી સતત વિચાર કરી તેમાં જોઇતા સુધારા કરવા તરફ લક્ષ્ય આપવું ને તે ઉપરાંત જ્ઞાતિમાં ઇર્ષ્યા ને કલહ કમી થઇ ભ્રાતૃભાવ એટલે ભાઇચારો વધારવો એ આ એસોસીએશનનો મુખ્ય હેતુ છે. ગૃહસ્થો, હમણાં વંચાયલા રીપોર્ટ ઉપરથી તેમજ જ્ઞાતિના પાછલા ને દસ વરસના પ્રતિહાસ ઉપર નજર નાંખશો તો એ હેતુમાંના કેટલાક પારપાડવા સારૂ એસોસીએશનના પ્રયત્ન યોગ્ય દિશામાં છે એમ કહેવું જાઇએ.

તેર વરસ ઉપર આ એસોસીએશનનો જન્મ માધવબાગ સામેના સ્વર્ગસ્થ મુરબ્બી વરજરાયજીના બંગલાના એક ભાગમાં થએલો ત્યાંથી થોડી મુદ્દત બાદ એ આપણી જ્ઞાતિના આ બંગલાના એક ભાગમાં આવી વસ્યું છે. ગૃહસ્થો જ્ઞાતિમાં થતા બીજા જરૂરતા જમણવારોના અયોગ્ય ખરચ ઓછાં કરી તેમાં ખરચાતા પૈસા માબાપો પોતાના છોકરા છોકરીઓની તન તથા મનની કેળવણીમાં ખરચે છે એમ જો પાછલા તેર વરસના ઇતિહાસ ઉપરથી મને લાગે છે એમ આપ સર્વેને પણ લાગે તો જ્ઞાતિના આ બંગલાનો—એટલે ભોજન ગૃહનો કેટલોક ભાગ પોતાના કબજામાં લેઇ એ ભોજન ગૃહને પોતાનુ વસ્તીસ્થાન-વિદ્યાગૃહ-બનાવ્યું એ આ એસોસીએશને યોગ્યજ કર્યું છે એમ કહી તે બદલ આપણે બધાએ એનો ઉપકાર માનવો જોઇએ. જ્યારે આ એસોસીએશન સમગ્ર ભોજન ગૃહનો કબજો લેઇ તેને વિદ્યા ગૃહ બનાવશે એટલે જમણવારમાં થતાં નકામાં ખરચ તદન બંધ કરી એ પૈસા યોગ્ય કેળવણીમાં ખર્ચવા તમામ જ્ઞા-

તિના સ્ત્રી પુરૂષોને સમજાવશે ત્યારે એથી પણ વધુ ઉપકાર આપણે એનો માનીશું—

ગૃહસ્થો, એસોસીએશને કરેલા કેટલાક પ્રયત્ન બદલ આપણે એમનો ઉપકાર માનીએ તોપણ બીજી ઘણીક બાબતોમાં જોઇએ તેવી પ્રગતિ થતી નથી ને કેટલાકમાં તો culpable negligence (શિક્ષણીય બેદરકારી) જોવામાં આવે છે. આ વર્ગમાં પ્રથમ હું શારીરિક કેળવણી મૂકવા માગુ છું.

બંધુઓ, બ્રહ્મક્ષત્રિયના યુવકોની રૂબરૂ બોલનાર ગૃહસ્થને શારીરિક કેળવણી સંબંધી ઉપદેશ કરવો પડશે એ વાત મનાય એમ નથી. પરમાત્માના બાહુમાંથી ઉત્પન્ન થયેલી વર્ણ, જેનો મુખ્ય ધર્મ અન્ય વર્ણોનું રક્ષણ કરવાનો છે ને હાલના જમાના તરફ જોતાં પણ જે વર્ણને પોતાના બાહુ બળથી જ હરીફાઇ કરી આગળ ધપવાનું છે એ જ્ઞાતિના યુવકોને કહેવું પડે કે શારીરિક સંપત્તિના સંગ્રહ શિવાય તમારૂં શ્રેય થવાનું નથી એ ઘણી જ શોચનીય વાત છે છતાં વસ્તુ સ્થિતિ તરફ નજર કરીએ છીએ તો એ કહેવું પડે એમ છે. હાલની શારીરિક સ્થીતિ યુવાન પુરૂષ તથા સ્ત્રીઓ બેઉની ઘણી જ ભયભીત થઇ પડી છે. ક્યાં છે પાંચ હથ્થા ક્ષત્રિય વીરો જે જમવા બેસતા ત્યારે તેમ જ ચાલવાની મજલ શરૂ કરતા ત્યારે પોતાના શરીર બળનો પ્રત્યક્ષ પુરાવો આપતા. આ સંબંધીની વાતો હવે જ્ઞાતિમાં દંતકથા જેવી લાગશે, છતાં એ સત્ય બનેલી વાતો છે એમ આપણા હયાત વડીલો જાત માહીતીથી પુરાવો આપશે. આવી સ્થીતિ કેમ થઇ એનું કારણ તપાસશો તો યુવકોમાં યોગ્ય વ્યાયામનો અભાવ જણાય છે. અમે નાના હતા ત્યારે પોળોમાં સાતેલીઉં–ખોખું–નિયોરચુ–મોઇદંડા ભમરડા–લખોટીઓ રમતા એટલું જ નહીં પણ ક્રીકેટ વિગેરે પણ પુષ્કળ રમતા. એમાંનું અત્યારે કશું દીઠામાં આવતું નથી. આજ ત્રીસ વરસ ઉપરાંતથી ચાલુ થએલી ક્ષત્રિય ક્રીકેટ કલબ જે બારેમાસ અમદાવાદમાં રમતી ને જે જુદી જુદી કલબો સાથે મેચોમાં હરીફાઇમાં ઉતરતી એ ક્રીકેટ કલબને હાલમાં મારા યુવાન બંધુઓએ સુવાડી દીધી છે. આશા છે કે આ મરણ શય્યામાંથી તે તાકીદે ઉઠશે ને આવેલો જેબો વળ્યાબાદ સાજીતાજી થઈ ચાલવા માંડશે.

અમદાવાદ શહેરમાં મુખ્ય હાઇસ્કુલો પાંચ છે. સરકારી, મીશન, ન્યુ ઇગ્લીશ, પ્રોપ્રાઇટરી અને નેટીવ ઇન્સ્ટીટયુશન; આ પાંચ પૈકી છેલ્લી ત્રણના હેડ માસ્તરો આપણી જ્ઞાતિના છે. એઓ સાહેબોને પૂછીશ કે આ બાબ-

તમાં યુવકો પ્રત્યે પોતાની ફરજ તેઓ બજાવે છે એમ તેઓ માને છે કે કેમ? કદાચ એમ કહેવામાં આવશે કે જોઇએ તેવું ફીલ્ડ (ખેતર રેથળ) નજીકમાં મળતું નથી પરંતુ નજીકમાં ફીલ્ડ ના મળતું હોય તો દૂર જવું પણ તેવા કારણસર તમામ કસરત પડતી મૂકવી યોગ્ય નથી.

ન્યાતિમાં થતાં યુવાનનાં મરણો તથા ઘેરે ઘેર જણાતા ચાલુ મંદવાડો બતાવે છે કે આપણામાં શરીર બળ જોઇએ તેવું નથી. આને લીધે ડાક્તરોના બીલ આપી ગરીબ બનતા જઇએ છીએ ને સાથે વ્યાધિગ્રસ્ત હોઈ ચિંતાથી બળી હેરાન થઇએ છીએ. છેલ્લી પરિષદમાં દિ. બા. અંબાલાલભાઇએ ઘણા જ કીમતી શબ્દોમાં ઉપદેશ કર્યો હતો કે "આપણી ન્યાતમાં યુવાનનું મરણ નહી એમ જો કરશો તો હું તમારો સાત જન્મનો આભારી થઇશ" આ શબ્દો હજી મારા કાનમાં રમ્યા કરે છે ને હું ધારૂં છું કે આપ સર્વેને પણ તેમજ હશે.

બંધુઓ, થોડાજ રોજ ઉપર "Times of India" માં મેં વાંચ્યું કે લશ્કરમાં પ્રથમ દર હજારે ૧૭ ની મરણ સંખ્યા દર વરસે હતી. તે આરોગ્યતાનો નિયમ બરોબર પાળવાથી ઘટીને ૪ ઉપર આવી છે. આપણી ન્યાતનો પણ ખરો ધર્મ અન્ય કોમનું રક્ષણ કરવાનો–લશ્કરનીજ નોકરી કરવાનો હતો, તો આપણામાં પણ મરણ પ્રમાણ કમી કેમ ન થાય. લશ્કરમાં મોટી ઉંમરનાં ઘણે ભાગે કુંવારા–સશક્ત પુરૂષોજ રહે છે. ને એ વાત મારી ધ્યાનની બહાર નથી. પણ એટલું તો કહેવું પડશે કે યોગ્ય કસરત શરીરને મળે ને શુદ્ધ હવામાં વધુ રહેવાનું થાય ને યોગ્ય ખોરાક નીયમસર ખવાય ને હજમ કરાય તો મરણ પ્રમાણ ઘટે એમાં શંકા નથી. આશા છે કે આ બાબતમાં વ્યવહારૂ પગલાં ભરવા ને તે તાકીદે ભરવા આ એસોસીએશનના કાર્યવાહકો ચૂકશે નહીં.

બંધુઓ, હવે હું બે શબ્દ મનની કેળવણી સંબંધી બોલીશ. અન્ય કોમોની સાથે સરખામણી કરતાં આપણામાં છોકરાઓ ઉંચી કેળવણી સંખ્યાના પ્રમાણમાં વધુ લે છે. પરંતુ એ સાથે યાદ રાખવું જોઇએ કે આપણી કોમ એવો ધંધો લેઈ બેઠી છે કે જે ધંધાને નિભાવવા ખાતર બલ્કે એ ધંધાના દ્વારમાં પેસવા સારૂ ઉંચામાં ઉંચી કેળવણીની ટીકીટ લેવાની જરૂર છે. આ વાત લક્ષમાં રાખશો તો તમે જોઇએ તેટલા પ્રમાણમાં આગળ આવ્યા નથી, એ તુરત સમજાશે. વળી આપણા યુવકો શાળા તથા કોલેજનો અભ્યાસ કરી પાસ થાય છે છતાં બધાનું નિશાન ઘણું નીચું

હોય એમ લાગે છે. સુરજી દિ. બા. અંબાલાલ સાકરલાલ ફર્સ્ટ કલાસમાં પાસ થઇ નીકળ્યા પછી બીજું કોઇ ફર્સ્ટ કલાસમાં પાસ થયું એમ મારી જાણમાં નથી. મર્હુમ રા. માધવલાલભાઇ અમુક વિષયમાં ફર્સ્ટ કલાસ માં પાસ થયા હતા. પરંતુ ત્યારબાદ તો કોઇ તે વર્ગમાં આવ્યું જ નથી. આ બતાવી આપે છે કે આપણું કામ ચાલવું જોઇએ તે કરતાં, વધુ પ્રયાસ, આપણે કરતા નથી.

મારા યુવાન બંધુઓ, તમારા સારા ભાગ્યે તમારી એસોસીએશનના પ્રમુખ એક વિદ્વાન્ ગ્રેજ્યુએટ છે તે બેશક તમારી માનસીક કેળવણી બાબતમાં તેઓ તમને યોગ્ય દિશામાં દોરી શકશે. તમોએ એસોસીએશનને અંગે લાઇબ્રેરી સ્થાપી છે. તેમાંથી અગર બીજે ગમે તે સ્થાનેથી ગમે તે પુસ્તક લાવી વાંચવાની ટેવ પાડશો નહીં. પરંતુ પુસ્તકની બરાબર પસંદગી કરજો. સ્થુળ શરીરને પુષ્ટી આપનાર અનાજ ઘઉં-દાળ-ચોખા લેવા બજારમાં આપણે જઇએ છીએ ત્યારે ચાર દુકાને ફરી સારો-તાજો માલ ખાત્રી કરી લાવીએ છીએ પરંતુ મનને પુષ્ટી આપનાર વાંચવાના પુસ્તક સંબંધી જોઇતી પસંદગી થતી નથી. આ બાબત યોગ્ય સલાહ તમને તમારા પ્રેસીડંટ આપી શકશે.

બંધુઓ, હું હમણાંજ એક પુસ્તક વાંચતો હતો તેમાં મેં વાંચ્યુ કે હાલ આપણે "અમુક ગ્રંથ વાંચીએ છીએ" એમ બોલીએ છીએ તે સ્થાને પ્રાચીન વખતમાં "અમુક ગ્રંથ વિચારીએ છીએ" એમ બોલતા. વાંચવું ને વિચારવું એ બે જ્યાં ન થતાં હોય ત્યાં તો "વાંચે પણ નહી કરે વિચાર, તે સમજે નહી સઘળો સાર" એ પરિણામ આવવા સંભવ છે. માટે હું આશા રાખું છું કે મારા બંધુઓ, તમે જે જે વાંચો તેને પુસ્તકો સારાં ને વાંચવા યોગ્ય છે કે કેમ તેની પ્રથમ ખાત્રી કરી વાંચજો, ને જે વાંચો તે ઉપર વિચાર કરી તેમાં સત્યાસત્ય હોય તે બરાબર લક્ષમાં લેઇ સત્ વસ્તુના ગ્રાહક થજો. વાંચીને વિચાર કરવાની ટેવ પાડશો કે તુરત વિવેક કરતાં આવડશે ને એ પ્રમાણે આવડશે ત્યારેજ ખરૂ જ્ઞાન તમને મળશે. બંધુઓ, પુસ્તકો વાંચી પોપટીઆ જ્ઞાનથી કંઇ ફાયદો થવાનો નથી. પરંતુ વિવેક પુરસ્સર વાંચી વિચારી પ્રાપ્ત કરેલું જ્ઞાન તમને ઉપયોગી થઇ પડશે. એક મહાત્માએ કહ્યું છે કે ખરા જ્ઞાનની કસોટી શાંતિ ને સંતોષ છે. તો મારા યુવાન બંધુઓ, જેઓ સ્કુલ તથા કાલેજમાં ભણતા હોય અગર ભણીને બહાર નિકળ્યા હોય તે પ્રત્યેક પોતપોતાની જાતનેજ પૂછી જોવું કે ઉપરની કસોટીમાંથી પસાર થવા જોઇતી શાંતિને

સંતોષ તેનામાં આવેલાં છે કે નહિ અગર બીજા શબ્દોમાં કહું તો ખરા જ્ઞાનના પરિણામે થવું જોઈતું શુદ્ધ નીતિમય વર્તન તેનુ થએલું છે કે નહીં. વળી એટલું પણ આ સ્થળે યાદ રાખવું જોઇએ કે કેવળ શુષ્ક જ્ઞાનથી એકલી બુદ્ધિનો વિકાસ થાય ને તે સાથે હૃદયની આર્દ્રતા જોઇએ તેવી ન થાય તો જીવનસફળ થયુ એમ ગણાશે નહીં. દરભંગાના મહારાજાના શબ્દોમાં કહુ તો એકલી Godless Education હાનીકારક છે પરંતુ એ વિષય ધર્મ સંબંધી થશે ને તે વિષે આજના મેળાવડાના વિદ્વાન અને ધાર્મિક પ્રમુખ રા. મણીભાઈ સાહેબ આજ કંઇ કહેશે એમ હું માનું છું એટલે એ સંબંધી હું બોલતો નથી.

બધુઓ તમારા આશયો પૈકી શારીરિક અને માનસીક કેળવણી સંબંધી થોડું થોડું મેં વિવેચન કર્યું. હવે હું ત્રીજા આશય બદલ બોલીશ શારીરિક કેળવણી પ્રથમ મૂકવાનો મારો હેતુ સ્પષ્ટ છે. જે પુરૂષ કીંવા સ્ત્રીનુ શરીર આરોગ્ય રહેતું નથી તેને ભણવાથી ફાયદો નથી પણ હાની છે. વળી શરીર બળવાન હશે તો મન પણ બળવાન હોઇ સરસ્વતી જલદી પસંદ થશે એ બતાવવાનો મારો હેતુ છે. શારીરિક ને માનસીક કેળવણી પછી ભ્રાતૃભાવનો આશય આજના વિવેચનમાં રાખવાનો હેતુ એટલો જ છે કે જો પહેલાં બેવાનાં પુરેપુરાં થયાં તો ત્રીજું તો સ્વતસિદ્ધ એની મેળે જ થઇ જશે. મતલબ કે જ્ઞાતિના સ્ત્રી પુરૂષો શરીરે બળવાન હશે ને યોગ્ય કેળવણી લેઇ ખરૂં જ્ઞાન એટલે શાંતિને સંતોષ પામ્યાં હશે તો ભાઇચારો વધારવા બદલ તેમને ઉપદેશ કરવાની જરૂર જ રહેશે નહીં. દુર્બળને રોગી શરીરના મનુષ્યોમાં ઇર્ષાને દ્વેષ વધુ જોવામાં આવે છે. પરસ્પર કલહ કરવો એ અસંતોષ અને અજ્ઞાનનું ચિન્હ છે. માટે મારા જ્ઞાતિ બંધુઓ, જો તમે શરીરે નિરોગી ને બળવાન થશો ને યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરશો તો હું ખાત્રીથી કહું છું કે ઇર્ષ્યા, દ્વેષ અને કલહ જ્ઞાતિમાં ક્ષણભર પણ ઉભાં રહી શકશે નહીં.

ગૃહસ્થો, તમારા આશયો સંબંધી મારે હવે આજે બીજું કહેવું નથી. પણ આપણી તત્કાલીક જરૂરીઆતો શી છે ને તેમાં આ એસોસીએશન મદદ કરી શકે એમ છે કે કેમ એ બદલ બે શબ્દ કહી હું સમાપ્ત કરીશ. ગૃહસ્થો, આપણી કોમ ગુજરાતની કોમોમાં આગળ પડતી છે સુધરેલી છે, એવો ગર્વ ધરતાં ઘણા જ્ઞાતિબંધુઓને મેં જોયા છે. બીજી કોમોને મુકાબલે કદાચ એ ગર્વ કેટલેક અંશે વ્યાજબી હશે પરંતુ ખરી રીતે જોઇએ તેવી સુધરેલી છે એમ તો ન્યાયપક્ષે

કહી શકાતું નથી. બંધુઓ, એક વિદ્વાન્ લેખકે કહ્યું છે-ઘણું કરીને "Review of Review" માં મેં વાંચ્યું છે કે "The level of a race is known by the level of its womankind (અમુક પ્રજા કેટલી આગળ વધી છે એ જાણવું હોય તો તેની સ્ત્રી વર્ગ તરફ નજર કરવી)" આ કથન મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે યથાર્થ છે. બહારનો રાજા-પુરૂષ ગમે તેટલો સુધર્યો હશે પણ ઘરની રાણી-સ્ત્રી અજ્ઞાન અને અણસમજુ હશે તો તે ઘરમાં સંસાર સુખનું બાઢ્ઢ સમજવું. આપણી ગ્નાતિની સ્ત્રીઓની હાલની કેળવણી તથા તેમની સ્થીતિ તરફ નજર નાંખીએ છીએ તો અફસોસ સાથે જણાય છે કે સ્થીતિ સંતોષકારક નથી. કેળવણીના વિષયમાં હજુ જોઇએ તે આપણે કરી શકયા નથી. પ્રયત્ન ચાલુ છે પરંતુ તેથી પણ વધુ જોસમાં ને ઉમંગભેર પ્રયત્નો જુદે જુદે સ્થળે થવા જરૂર છે. આ બાબતમાં આ એસોસીએશન તેમજ તેનો પ્રત્યેક સભ્ય વ્યક્તિ તરીકે પણ ઘણી રીતે મદદ કરી શકે એમ છે. સ્ત્રી વર્ગની ગેરહાજરીમાં આ વિષય ઉપર વધુ અત્યારે કહેવા માગતો નથી. પરંતુ એટલી જ સૂચના કરીશ કે આવા મેળાવડામાં પુરૂષોની સાથે તેમને પણ આમંત્રણ કરવાનો રીવાજ રાખવો.

બીજી બાબત જેને હું તાત્કાલીક જરૂરીઆતની ગણું છું તે ખરચમાં થવી જોઇતી કરકસર સંબંધી છે. તમારા રીપોર્ટમાં કેટલીક બાબતો સારૂ પૈસા સંબંધી માંગણી છે. બીજી ઘણી તરફથી આપણે સાંભળીએ છીએ કે જોઇતા સુધારા કરવા તથા જરૂરીઆતો પુરી પાડવા પૈસાની જરૂર છે. "પૈસા, પૈસા" એ આજકાલ મુખ્ય સવાલ થઈ પડયો છે આપણી કોમ કંઇ ધનાઢ્ય નથી. મેં પ્રથમ કહ્યું તેમ બાહુબળથી આગળ વધી ઉદર નિર્વાહ જેટલું આપણામાંના ઘણા ખરા પેદા કરે છે. એથી વધુ કમાનારા જુજ હશે. પણ તેમને પણ કંઈ બચાવી શકાય એવી કમાણી નથી. વધતી જતી મોંઘવારીને લીધે પ્રત્યેક ઘરમાં ખાધા ખરચ વધી ગયું છે તેની સાથે કપડાલત્તાનું પણ પુષ્કળ ખરચ થાય છે. કેળવણી પણ દીનપરદીન વધુ થતી જાય છે શરીર નબળાં પડતાં જવાથી ઘરમાં મંદવાડો ચાલુ જ રહે છે ને દાક્તરોનાં ઘર ભરવાં પડે છે. કમાણી એટલે આવક કંઈ વધતી નથી, ઉલટું ઘટતી હોય તેમ લાગે છે. જુના ખરચાળને વહેમથી ભરેલા રીવાજોને લીધે વધતું જતું ખરચ વધુને વધુ થાય છે. આવી સ્થીતિ છતાં આપણા ઘરડાના પુણ્ય પ્રતાપથી પોતાના છોકરાને પુરતી કેળવણી આપવા પેટે પાટા બાંધી ખર્ચ કરવા આપણા સર્વેના સદ્-

બાકીને પ્રત્યેક માબાપ તૈયાર છે. પણ જો વધુ "પૈસા" મળી શકે તો ધારેલી ઉમેદો જલદી પાર પડે એમ છે એમ તમારા વડીલો માને છે. તો આવા સંજોગોમાં તમે યુવકો ધારો તો "પૈસો" બચાવવા ઘણી રીતે તમે માબાપોને મદદ કરી શકો. અત્યારે હું એકજ દાખલો આપીશ. આઠ દશ રૂપીઆનો એક કોટ તમે દર વરસે બદલતા હો તો દોઢે વરસે બદલો. છ માસ વધુ ચલાવવાથી તમે ત્રણ વરસે એક કોટનું ખરચ બચાવી શકશો ને હાલ જેટલી કાળજીથી કોટને સાચવી વાપરોછો તેથી જરા વધુ રાખશો તો દોઢે વરસે પણ તેનો તે કોટ હાલ વરસે દહાડે કાઢી નાંખોછો તેના કરતાં સારો રહેશે. એટલે તમારે બહારનો ભપકો જોઇતો હશે તો તે પણ કાયમ રહેશે ને તમારા પિતાને તમે એક કોટની કીમત બચાવી સારી રીતે મદદ કરી ગણાશે. આ તો એકજ દાખલો આપ્યો છે. પરંતુ આવી આવી નાની બાબતો તમારા અનુભવમાં ઘણી આવી હશે ને નહીં આવી હોય તો વિચાર કરે આવશે. કહેવાનું તાત્પર્ય એ છે કે તમે કંજુસ થઇ દુઃખ વેઠશો નહીં પરંતુ ઉડાઉ પણ થતા ના. મધ્યમ માર્ગ હમેશાં સુખદાયી છે. ગામમાં કે પરગામમાં ઘરમાં કે બહાર તમારા પિતાનો પૈસો ખરચતાં પહેલાં તમારા મનને પૂછજો કે આ ખરચ કરવાની જરૂર છે? એ ખરચ કર્યા વિના હાલ તુર્ત ચાલે એમ છે કે નહીં? આનો સંતોષકારક જવાબ આપ્યા શિવાય ખરચ કરવો નહીં. વળી ખરચની જરૂર છે કે નહીં તેનો જવાબ આપતી વખત તમારા પોતાના શોખ અને મોજની ઇચ્છા કરતાં તમારા પિતાની સ્થીતિ ઉપર વધુ નજર રાખશો એમ હું આશા રાખું છું. કેટલી મહેનત ને કેટલા પરસેવાથી એ પૈસા એમણે મેળવી તમને આપેલાં છે એ વીસરતા નહીં. તમારા પિતા પુત્ર વત્સલ એટલે તમારા ઉપર પ્રેમવાળા હોવાથી તમારે માટે વધુ કરે છે એમ તમને લાગતું હોય તો એ પ્રેમનો બદલો પિતા વત્સલ થઇ તમારે આપવો જોઇએ. કોઇ પણ વાતે એમને દુઃખી થતાં અટકાવવું તમારા હાથમાં હોય તો તુરત તમારે તેમ કરવું જાઇએ. આ વિષય ઉપર લક્ષ તમો સર્વેનું અત્યારે મેં જેંચ્યું છે કારણ કે ઘણા પિતાઓને મેં ફરીયાદ કરતાં સાંભળ્યા છે કે લૂગડાંલત્તાં વિગેરેમાં હવે છોકરા તથા છોકરીઓનાં ખરચ હદ ઉપરાંતનાં વધી ગયાં છે ને વધતાં જાય છે. દેખાદેખીથી આમાં કેટલું થયું છે, ગજા ઉપરાંત કેટલું થાય છે એ બધા પ્રશ્નો વિચારવા જેવા છે ને તમારી એસોસીએશનના મેમ્બરો મનમાં લે તો આ બાબતમાં ઘણું કરી શકે એમ છે એમ હું માનું છું. મને આશા છે કે તમારી એસોસી-

એશનના ભવિષ્યના ભાષણોમાં આ અને આવા બીજા પ્રશ્નોની વ્યવહારૂ નજરથી જ્ઞાતિ યુવકો ચર્ચા કરશે.

રા. નગીનલાલનું ભાષણુ પુરૂં થયા બાદ દી. બા. અંબાલાલને બોલવાની વિનંતી કરવામાં આવી ત્યારે દી. બાઃ—હું તો જુવાનીઆને આગળ કરવા આવ્યો છું.

રા. નગીનલાલ—ત્યારે સાહેબ બધા બોલી રહે પછી બોલજો. થોડી વાર પછી તાળીઓના ગગડાટ વચ્ચે દી. બા. અંબાલાલ ઉભા થયા અને બોલ્યાઃ—

### દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ. એમ. એ. એલ. એલ. બી. નું ભાષણ.*

આજ હું સાક્ષીભુત થવા આવ્યો હતો. રા. નગીનભાઇ મારી સરણીમાં ઉતર્યા છે તે જોઇ ખુશી થયો છું. લશ્કરના મરણ પ્રમાણુની વાતો કરવાથી ફાયદો નથી. પોતાનામાં લાવીએ ત્યારે ખરૂં. ક્ષત્રિયના બાહુબળનું વર્ણન ઉત્તરરામ ચરિતમાં આપેલું છે.

હાલીની.

વાણીમાં છે વીર્ય તે બ્રાહ્મણોનું,
બાહુનું જે વીર્ય તે ક્ષત્રિયોનું,
ઝાલ્યાં શસ્ત્રો જામદગ્ન્યે દ્વિજેરે !
તેને દાખી આવડી શી સ્તુતીરે ?

Energy ( શક્તિ ) કસરતથી આવે. પાવડાથી કસરત થાય અને કુસ્તીથી સૌથી સારી કસરત મળે છે વિલાયતમાં પણ એક સંઘો બનાવ્યો છે એમાં કુસ્તી જેવા ખેલ કરે છે. કસરતને વાસ્તે આરામાં સારૂં બેટ જોઇએ, બોલ જોઇએ અને વળી સારૂં એતર જોઇએ એ theory (મત) ને આધાર શો ; છે ? કુસ્તી મગદળીઆ પાવડા સૌ મળે પહેલાં તો પોળ એજ Play ground (રમવાની જગ્યા) હતું. હવે તો ઘર ઉંચા થયાં એટલે ખુલ્લી હવા નહિ આવતી હોય પણ પહેલાં તો એક કલાક રમતા કે એની મેળે કસરત મળતી પણ હવે તો આટલુંજ બેટ હોય ત્યારેજ રમ્યા કહેવાઇએ. એમના દેશને જે માફક આવે તેજ આપણુને માફક આવે. બીલીઅર્ડ તાલેવન લોકને છાજે, લખોટા ને બીલી-

* સેક્રેટરીની નોંધ ઉપરથી.

અર્ક. એ એકર્જ જાતની છે. એ બધી ચીજો શરીરને વાસ્તે આવશ્યક નથી. અનુભવથી શીખવું જોઇએ.

લન્ડનમાં લશ્કરનું મરણ પ્રમાણ હજારે પંદર આવે કે અડત્રીસ આવે પણ જાણીને શું કરવું ? ઓકસીજનથી શરીર સુધરે એનો શો લાભ ? જાણીને કર્યું શું ? જાણીએ પોતાનું કરીએ અને પછી એ પ્રમાણે વર્તનમાં મુકીએ ત્યારે ફળ જાણેથી શું ફળ ? ખરી વાત કરી તેમાં શું ? હું કરૂં ત્યારે લાભ માટે અમલમાં મુકવાનું છે. ઘણું કરી તેમણે લશ્કરમાં latrines અને રસોડા સુધાર્યા તેથી મરણ પ્રમાણ ઓછું આવ્યું. હાલ કહે છે કે રસોડામાં દાળના છાંટા-ચુલા પાસે પડયા એમાં શું થઇ ગયું ? એને બરોબર સાફ કરવો તે મહેનત માને છે. સાફ કરે તો સુધારો ન કહેવાય. એ બધા ધારા મુર્ખાએ કર્યા એમ માને છે. જમતી વખતે હાથપગ કાંઈ ન્યાતને માટે ધુએ છે ? એ તો આપણે જોડા વગરના ફરનારા તેથી ચોખ્ખાઇને માટે એ ધારો કરેલો. મેં હાથ પગ ધોવાય તેમાં બગાડ છે એમ ન સમજવું. આપણે પારકા ideas (વિચાર) નો ભાર ઉંચકીએ છીએ. સ્પેન્સર આમ કહે છે મને ખબર છે ! હા ! હું જાણું છું. પણ જોવું જોઇએ કે સંસારમાં કીયા લોકની ઉન્નતિ વધારે થઈ છે. જેની નીતિ વધારે સારી હોય તેમનીજ.

ભાઈચારો એટલે શું ? સંપ. હવે સંપ શી રીતે વધે ? નાના છોકરાં દોસ્તી શી રીતે કરે છે ? ચાલ આપણે દોસ્તી કરીએ. હું ખાવાનું લઇશ તે તને આપીશ અને તું લઉં તે મને આપજે. બીજાને પોતાના જેવો ગણીએ ત્યારે ભાઇબંધ. ભાઇચારો ઘટવાનું કારણ અક્ષમા–intolerance છે અને અક્ષમા bigotism અથવા prejudice થી થાય છે Prejudice નો વ્યુત્પત્તિ ભેદ pre અને juditio છે. જાણ્યા પહેલાં મત બાંધવા તેનું નામ prejudice. Prejudice કુસંપને વધારનારો છે. કોઇ માણસ આવો છે. તેં એની જુબાની લીધી ? તું એને મળ્યો તો ? તું કીયા કારણથી કહે છે કે તે ખરાબ છે. સાચાને સાચુ કહીએ તો શી હરકત ? પણ કોઇએ પુછ્યું? આપણા કે સામાના ફાયદા વાસ્તે કોઇ ભુલ પુછે તો કહેવી. એ આવો છે. છો રહ્યો. તેનું તારે શું કામ ? શાસ્ત્ર પ્રમાણે તો નીંદા કરનારો તેમજ સાંભળનારો એ જણ પાપી છે. જીભ અને વાણીને વશ રાખવી તે પણ આવડત છે અદેખોને આંધળો બરાબર છે. આંધળો તો આંખો નથી તેથી દુઃખી છે પણ અદેખો છતી આંખે દુઃખી છે. અદેખો બેવડો દુઃખી છે. તે પોતાને દુઃખે પણ દુઃખી છે અને પારકે સુખે પણ દુઃખી છે. પણ જો તે સમજે તો તેમ ન કરે.

દુનિઆમાં સત્ય ખબરં નથી. બધાએ નાગા હોય ત્યાં વાણીઓ ભુખે મરે અને વસ્તી સારી હોય ત્યાં વાણીઓ એ સારો એ બધાને ખબરં છે કે નહિ ? બધાના સારાંમાં ભાગ છે. અવગુણ કોનામાં નથી ? સૂર્યમાં ડાઘા છે; ચંદ્રના કલંક ઉધાડા છે અને ભુલતો બ્રહ્માના વખતથી ચાલી આવી છે. બધા સરખા છે એના જેવું દુનીઆમાં એક જુઠું નથી. જુઓ બુદ્ધિમાં, કેળવણીમાં, નીતિમાં બધા સરખા છે ? દુનિઆમાં કાયદાની છુટ છે, સભાઓની છુટ છે પણ વ્યક્તિઓ સરખી નથી. કેટલાક ઘીની પુરં ઓ ખાય છે અને કહીએ તો કહેશે કે તમારે શું ? અમારા ઘરનું ખાઇએ છીએ. આપણે સાતપુડા ખાતા આવીએ છીએ અને જેના ઘરમાં મોટું 'તરેલુ' હોય તો તેની તો આબરૂ ગણાતી. હવે તો સ્હવારમાં ચાના પ્યાલાનો રસ પીએ છે. આગળ પાનસોપારી ખાતા હતા તે પુષ્ટીકારક હતાં તે મુકી દીધાં છે. તમે તેની ગત શીખો.

દરેક બાબતમાં આપણા લોક જગતના સૌથી તાલેવન લોકની બરાબરી કરવા જાય છે. ઇગ્લાંડ દરવર્ષે પાંચ અબજ રૂપિઆ વ્યાજના કમાય છે અને હિંદુસ્તાન દરવર્ષે પંદર કરોડ રૂપિઆ વ્યાજના ભરે છે. આપણે દેવાદારના દીકરા તે એ લોકોની બરાબરી કરવા જઇએ છીએ. હવે બૈરાઓમાં ફેશન પેઠી છે. ચોળી નહિ પણ પોલકા જોઇએ. તે સાહેબ ! રાખવો કે કાઢવો. કે જેમ થાય છે તેમ થવા દેવું ? જેમ થાય છે તેમ થવા દેઇએ તો કેળવણી લીધાનું પ્રયોજન શું ? આપણે ધારીએ તો અટકાવી શકીએ. 'એક રૂપિઓ શીવડામણ જોઇએ જ. કહે છે કે ના પહેરીએ તો ખોટું દેખાય. ખોટું દેખાય 'એટલે શું ? કોને ખોટું દેખાયું ? દેખનારને ખોટું લાગ્યું તો એ આંખો મીંચે એ તો સ્વતંત્રતાની વાત; એ તો કરવું પડે એમ કહે છે. તમે પોતાની બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા કે પારકી બુદ્ધિએ ચાલો જોઇએ,
(મત) તે આ 'ચોળી નહિ અને પોલકા જોઇએ તેનો આધારશો ? જુવાન
પહેલાં તો પોળ 'ર શોધી આપશે તો હું તેમને નમસ્કાર કરીશ. એકંદર
હવે તો ઘર ઉંચા થયે કે Conscience (આત્મા) વલણ બતાવે છે તે
તો એક કલાક રમતા કે સુરદ નાગાં ન્હાય છે માટે અહિંઆં પણ તેમ ક
બેટ હોય ત્યારેજ રમ્યા કહે ણ જુદાં છે.
આપણુને માફક આવે. બીજી ગુણ છે. જેમ દેશભક્તિમાં સર્વે ગુણ આવી

* સેક્રેટરીની નોસ ઉપરથી ગુણ આવી જાય છે માટે ચશ્મા કાઢી

નાંખવી. જો આ વાત ફાવે તો ગ્રહણ કરજો નહિ તો વખત નકામો ગયો તેમ સમજજો.

દી. બા. અંબાલાલ બોલી રહ્યા બાદ રા. મણીલાલ અજીતરાયે પ્રમુખ તરીકે ઉપસંહાર કરતાં જણાવ્યું કેઃ—

**પ્રમુખ રા. મણીલાલ અજીતરાયજી, બી. એ. નું ભાષણ.**

મારા નાના બંધુઓ.

હું બ્રહ્મક્ષત્રિય એસોસીએશનની વાર્ષિક સભાનું પ્રમુખપદ લેવાની યોગ્યતા ધરાવતો નથી. હું હાલના યુવાવસ્થાનાં જીવન તેની આશાઓ તથા હર્ષશોકની ઉર્મીઓથી, કેવળ અજ્ઞાન છું. મારી વય અને આ એસોસીએશનના બંધુઓની વય વચ્ચે તફાવત છે એટલું જ નહીં, પણ હું મારી હાલની જીંદગી નાતના જીવનથી છેટે ગાળું છું, અને યુવક જીવન જોવાને મારી પાસે સાધન નથી. આવી સ્થીતિમાં વર્તમાન કાળની યુવાન જીંદગીના અવલોકનમાં મારી ભુલો થશે, અને મારા વીચારો પ્રાચીન તથા વર્તમાન સ્થીતિથી અજાણ્યા જણાશે, તે માટે હું આ તકે પ્રથમથી જ ક્ષમા માગીશ.

મારી આ ખામી મેં પ્રથમથી જ જોઇ હતી, ને આ સભાનું પ્રમુખપદ લેવાને મેં સેક્રેટરી મી. કલ્યાણરાય વજરાયજીને તેજ કારણથી નાખુશી બતાવી હતી, પણ તેમનો દ્રઢ આગ્રહ જણાયો ત્યારે મારૂં કર્તવ્ય ધારી મેં આ ફરજ સ્વીકારી છે. પાકી વયે પહોંચતાં નાતના એક બંધુ તરીકે નાની ઉમ્મરના ભાઇઓ મને કંઇ કામ સોંપે તે યથાશક્તિ મારે બજાવવું જોઇયે એવી ધારણાથી જ હું પ્રમુખ થયો છું. લાયકીથી નહિ

**આપણાં નામ પ્રમાણે સદ્ગુણો જોઇએ.**

મારા બંધુઓ! આપણે બહુ અભિમાની તથા ઉત્તમ નામ આર્ય પ્રજામાં ધરાવીયે છીયે. આપણે પોતાને "બ્રહ્મક્ષત્રિય" પદ આપીયે છીયે. આર્ય પ્રજાના ઉત્કર્ષક્રમમાં આ સંયુક્ત શબ્દમાંનાં પ્રત્યેક નામ અતિ ગંભીર જવાબદારીનો ભાસ આપનારાં છે. આ નામ ધારણ કરનાર જ્ઞાતી પાસે આર્ય પ્રજાના સ્થાપકો તથા નેતાઓ કેવા કર્તવ્યની આશા રાખે છે તે પ્રાચીન લક્ષ્યોને આધારે હું થોડા શબ્દોમાં પ્રથમ જણાવવાની રજા લઉં છું.

એકલું "ક્ષત્રિય" નામ પણ જનસમાજ પ્રતિની આપણી જે ભારે જવાબદારી છે તે બહુ ભારથી બતાવે છે. આપણે તો 'ક્ષત્રિય' નામની પુર્વે 'બ્રહ્મ' નામ વધાર્યું છે. એટલે "બ્રાહ્મણત્વના ઉત્તમ ગુણોને પાળ-

શરીર અને મનથી દુર્બળ બન્યા છીયે. હવે "અભય" નું ચિંતન કરો. તેને જ સર્વત્ર જુઓ. તેનુંજ ધ્યાન કરો, તથા માતાજી તથા ઇશ્વર અભય રૂપ છે, ક્ષમારૂપ છે, દયા રૂપ છે એમ ચિંતન કરો કે આપણે આપણા ખોએલા ક્ષત્રિયના ગુણો પાછા થોડા વખતમાં મેળવીએ.

દેવઋણ વાળવાને ઇશ્વર પ્રાર્થના તથા કુળદેવી જે શક્તિ તેની ઉપાસના કરવાની આવશ્યકતા છે અને તે ઉપાસના હિંદુ તરીકે આપણે હિંદુ રીત પ્રમાણે કરવી એ આપણું ભૂષણ છે. માટે સંધ્યા કરવી કે પરમાત્માની દયાના કીર્ણો આપણા તરફ વળે. ક્રીશ્ચિયન પ્રજા માટે ચર્ચમાં જવાની ફરજ છે; મુસલમાન માટે નિમાજ છે; હિંદુ માટે સંધ્યા છે. આપણે માટે પ્રભુનું દેવું વાળવાનો ઉભય અનુભવસિદ્ધ રસ્તો ગાયત્રી જળ તથા સંધ્યા જ છે. તેથી શરીર તથા મનને નિયમિત થવાની ટેવો પડે છે. નિયમ એ જીંદગીની ફતેહનો પાયો છે.

યુનીવર્સીટીની ડીગ્રી મેળવેલા જ્ઞાતીબંધુઓ પણ વ્હેમના પાશમાંથી છુટા થતા જણાતા નથી અને પોતાના કુળની રક્ષક તથા **માતા** રૂપી દેવીને ભયનું રૂપ આપી તેનાથી બ્હીન્યા કરે છે તેથી કુળદેવીનું જે "રક્ષક" સ્વરૂપ છે તે વધી શકતું નથી અને "ભક્ષક સ્વરૂપ" નો નશ થતો નથી. જેવી આપણી કલ્પના તેવું આપણી માતા કે આપણા દેવનું સ્વરૂપ થાય છે અને તેવું આપણને ફળ મળે છે તે મેં ઉપર જણાવ્યું છે.

"અભય" તત્વ ખીલવીશું તો એકાદ જમાનામાં લશ્કરી નોકરી કરવાની પાત્રતા મેળવીશું. હવે ક્ષત્રિય તરીકે આપણો જે સ્વાભાવિક ધર્મ "દેશ રક્ષણ" નો છે તેમાં ભાગ લેઈ શકીએ તેવો, શરીર તથા મનથી દ્રઢ બનવાનો આપણે આદર્શ રાખવો જોઇએ એમ મને જણાય છે.

૨. વ્યક્તિ પ્રાધાન્ય.

મને બરોબર ખાત્રી નથી. પણ મારૂં માનવું એમ થાય છે કે individualism (વ્યક્તિ પ્રાધાન્ય) ના ધોરણે "પોતાને માટે જાણે જગત્ જીવે છે" એવો કંઇ વિચાર નાના ભાઇઓમાં ધીમે ધીમે બળ પામતો જતો હોય. તેમ હોય તો પ્રાચીન "ઋણ" નો આદર્શ વ્યક્તિ પ્રાધાન્યના સત્રને સમતોલ રાખવાને સજીવન કરવો જોઇએ. બાળકને માટે માબાપ જે તપ કરે છે તેનું દેવું બાળકપર ચઢે છે. દેવ જે તેને અનેક બક્ષિસો આપે છે તેનું દેવું તેના ઉપર છે. (Society) જનસમાજ જે તેને માટે ખેતી ઉદ્યોગ કરી જરૂરીયાતો પુરી પાડે છે, રાજ્ય, જે જીવને

રહેવા વધવા વિગેરે માટે પોતાની શક્તિથી શાંતિ તથા બીજાં સાધનો આપે છે તે બધાનું બાળક જન્મથી આભારી એટલું દેવાદાર બને છે. માટે તે દેવું શક્તિ પ્રમાણે વાળવાનો ભાર આપણા ઉપર રહે છે એમ દરેક ભાઇએ મનમાં રાખવું કે પોતાની જાત વિષે અભિમાન વધી જાય નહિ અને "આર્જવ" ખીલે.

### ૩. અનિયમિત વ્યવહાર.

સુજાન જીંદગીમાં એક બીજી ખામી એ જોવામાં આવે છે કે રાત્રે મોડા સુવું તથા સવારે આઠ નવ વાગ્યે ઉઠવું. ટર્મના પહેલા ભાગમાં આળસ વધારવું અને બીજા ટર્મમાં સામટો ઉદ્યોગ કરવો. કામની વેહેંચણ ઘણે ભાગે જોવામાં આવતી નથી. આ રીત શરીર તથા બુદ્ધિની ઉન્નતિ માટે સારી નથી એમ આપણે જાણીયે છીયે. વૃદ્ધ પુરૂષોમાં જેઓ નિયમિત ટેવો પાળનારા છે તેઓનું આયુષ્ય લાંબુ તથા શરીર દ્રઢ આપ જોશો. સૂર્ય તથા પૃથ્વી નિયમ પાળે નહિ તો આપણાથી જીવાય જ નહિ. "ક્ષત્રિય" તરીકે આપણે તો "સૂર્યનારાયણ" નો દૃષ્ટાન્ત (**કર્મ માટે ઉત્સાહ; નિયમિત વ્યવહાર; કર્તવ્ય પરાયણતા તથા નિઃસ્વાર્થ કર્મ.**) હમેશાં મનમાં ધારવો જોઇએ. આપણે તેના વંશના હોવાનો દાવો કરીયે છીયે. માટે તેની નકલ કરવા આપણે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ.

હવે એક બીજા હાલના ચાલતા આદર્શ વિષે થોડુ કહી હું વિરમિશ.

### ૪. લગ્નનો આદર્શ.

ઘરમાં કન્યા જન્મી ત્યારથી માબાપો તેને માટે હાલ એક જ સંકલ્પ રાખે છે કે તેણીને માટે સારો વર મેળવવો. કન્યાને જન્મ આપ્યો તેનું ઋણ વાળવાનો અવેજ આજ સુધી એક માત્ર લગ્નજ ગણવામાં આવે છે.

આજ એક સંકલ્પ મનમાં રાખવાથી નાની ઉમ્મરમાં લગ્ન કરવાનો રીવાજ ચાલુ થયો છે.

આ આદર્શને લીધે "કુટુંબી" કે "ગૃહસ્થ" નામ ધારણ કરવાની જવાબદારી સહન કરવાને બીલકુલ લાયક ન હોય તેવા વરોને આપણે કન્યાઓ આપીએ છીયે અને ભવિષ્યમાં આવા લગ્નો માટે માબાપો કેટલી કવાર આખો જન્મારો પસ્તાવામાં તથા ચિંતામાં ગાળે છે.

મોટી વયે પોહોંચેલી કુંવારી કન્યા રાખવામાં રાજ્યના અંધેરથી જ્યારે જોખમ ભરેલું હતું ત્યારે આ રીવાજ દાખલ થએલો છે એ ખુલ્લું છે. ક્ષત્રિય વર્ગમાં પ્રથમ જ્યારે રાજ્યોનો બંદોબસ્ત સારો હતો ત્યારે

અમુક નિયમોને અવલંબી "સ્વયંવર" ની રૂઢી ચાલતી હતી. હવે નામદાર બ્રીટીશ શહેનશાહતની અમૃતમય છાયાની નીચે સર્વત્ર સુખ શાંતિ વર્તે છે ત્યારે આપણે આ દુષ્ટ રૂઢીને કાહાડી નાખવી જોઇએ તથા કન્યાઓને ઉદાર કેળવણી આપવાનો રીવાજ દાખલ કરવો જોઇએ. તેમને કેળવણી એવા ઉદ્દેશથી આપવી કે તેઓ લગ્નની ગાંઠમાં જોડાયા વગર પણ પોતાનું જીવન પ્રસંગ પડયે ચલાવી શકે. શિક્ષક તરીકે, નર્સ તરીકે, ગવરનેસ તરીકે શીવનાર કે ઊંચી રસોઇ બનાવનાર તરીકે લાયકી મેળવવા તેમને કેળવવાનો વખત હવે આવી લાગ્યો છે એમ મને જણાય છે.

જે વરને હરરોજનો એક રૂપીઓ કમાવા જેટલી શક્તિ નથી તેને રૂ. ૧૦૦૦ કન્યાદાનની દક્ષિણામાં આપી કન્યા આપીએ અને તે જોડાને હમેશને માટે સંકટમાં નાંખીએ તેના કરતાં બ્રહ્મચારિણી કન્યાઓ રહે તો નાતને નુકશાનકારક નથી. ઘણી સુશિક્ષિત સ્ત્રીઓને આપણે મૂર્ખ ધણીઓ સાથે જોડાયલી જોઇએ છીયે. પછી તેને હમેશાં દુઃખી દેખી માબાપો દુઃખી રહ્યાં કરે છે. એક કન્યાદાનનું દેવું પતવતાં અનેક દેવાં તેમને માથે ઉભાં થાય છે. વર કે કન્યાના માબાપને તે જોડાના પરિવારનું ગુજરાન કરવાની ફરજ તથા તેમને કેળવવાની ફરજ ભોગવવી પડે છે. આ રીવાજ હાલના સમયને અનુકુળ નથી એમ મારો નમ્ર મત છે.

ગૃહસ્થાશ્રમનો ભાર પોતાની શક્તિથી સહન કરી શકે તેવાજ પુરૂષો વર થવાને લાયક છે. પુરૂષત્વનું લિંગ ધારણ કરે તે બધા પુરૂષો ધણી થવાની પાત્રતા ધરાવતા નથી એમ આપણે આજથી સંકલ્પ કરીશું તો ત્રીસેક વર્ષમાં વરોની લાયકાતમાં, કન્યાઓના વિકાસક્રમમાં અને તેને પરિણામે નાતની ચઢતીમાં આપણે વધારો કરીશું. વરો મેહેનત કરી લગ્ન કરવાની પાત્રતા પોતાની શક્તિથી મેળવવા પ્રયત્ન કરશે અને હાલ જે લાયકી ઉપરાંત વરના ભાવો વધી ગયા છે તે સમતોલતા મેળવશે.

આ વિચાર ઘણા નાતભાઇઓને અંતીમ લાગશે અને મારા મુખમાંથી તે વિચારો નીકળે તે વધારે અચંબો ઉપજાવે એ સ્વાભાવિક છે. પણ હું નમ્રતાથી જણાવવા રજા લેઉં છું કે સનાતન ધર્મ ક્ષિત્રય સ્ત્રી માટે ક્ષત્રિયપણાને યોગ્ય વરની આજ્ઞા કરે છે. તેજ ધર્મે સીતા, દમયંતી, દ્રૌપદી, સાવિત્રી વિગેરેને "સ્વયંવર" થી પરણાવી હતી. આપણે પણ જુની ધર્મિષ્ઠ રૂઢી ફરી સજીવન કરો કે પ્રાચીન ઉન્નતિ મેળવીએ.

વિચારોની અતિ છુટ જણાય તો તેને માટે ક્ષમા માગી હું બેસવાની રજા લેઉં છું. ૐ શાંતિઃ

પ્રમુખનું ભાષણ પુરૂં થયા બાદ રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી તેને રા. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોરે ટેકો આપ્યો.

તેને વધુ ટેકો આપતાં,

## કુળદેવીઓ વિષે.

દી. બા. અંબાલાલજી બોલ્યા:—એક વખતનો કાળ જોઇ ખોટું છે એમ કહેવું ન જોઇએ. શા માટે દેવીઓની સ્થાપના કરી છે એ વિચારવું જોઇએ. બધી દેવીનું મુળ સ્વરૂપ એક છે પણ શ્રદ્ધાને લીધે કે દેખાદેખીને લીધે જુદી જુદી પ્રતિષ્ઠા કરવામાં આવે છે. કેટલાક તો દેખાદેખી કરે છે અને બધા કાંઇ એ સંબંધી વિચાર પણ કરતા નથી. થોડા માણસો દર્શન કરવા જાય છે એટલે બધા જાય છે. દેવીઓ તો શક્તિની મુર્તિઓ છે. શિવ અને શક્તિ, ચૈતન્ય અને Energy નું સ્વરૂપ છે. મુર્તિથી દેવનો ઘણા એક ગુણ લે છે કોઇ બીજો ગુણ લે છે. જુદાં જુદાં શિવાલયો જુદા દેવો છે એમ ખરા ભક્તો માનતા નથી અને ધ્યાન શિવાલયમાં જવાથી થાય એમ પણ નથી. માતાનો ભય પેશી ગયો છે તેનું કારણ આપણું વાતાવરણ વણિક છે. અભય આપણા વાતાવરણનો ગુણ નથી. સંસર્ગને લીધે, શીક્ષણમાં મહેતાજીના કારદાને લીધે અને માતાના અજ્ઞાનને લીધે ભય પેઠો છે અને તેને લીધે કેટલાક આચાર રાખવા પડયા છે.

ત્યારબાદ પાન બીડાં લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

---

## હમે.

હમે ચાલ્યા ફકીરી લઇ, હમે ચાલ્યા જગતને દઇ;
ફકીરી ફાકીઓ ભરવા, ફકીરી દીલમાં ધરવા.
ફકીરી દીલમાં ધારી, ફકીરી છે અતી પ્યારી;
ફકીરી દુઃખ હરનારી; ફકીરી સુખ કરનારી.
ફકીરી શાંતિ દેનારી, ફકીરી કલેશ હરનારી;
ફકીરી, તો ન દીલગીરી, ફકીરી ત્યાં ન દીલગીરી.
હમે ચાલ્યા ફકીરી લઇ, હમે ચાલ્યા જગતને દઇ;
હમારે ચાલવું દેશે, હમારા આત્મને વેશે.
નવે દેશે, નવે વેશે, નવે પંથે નવી ધુને;
હમારો દેશ ન્યારો છે, તમોથી તેહ ન્યારો છે.

હમારો વેશ ન્યારો છે, તમોને તે ન પ્યારો છે;
હમારા દેશમાં શાન્તી, હમારા પંથમાં શાન્તી.
હમારો પંથ ન્યારો છે, હમારી ધુન સાચી છે;
હમારી ધુન સારી છે, હમારી ધુન ન્યારી છે.
અલખના દેશમાં ફરવું, અક્ષર્યના નિધિમાં તરવું;
હમે ચાલ્યા ખુદા પંથે, હમે ચાલ્યા 'ખુદા' ધુને.
હમે તો શોધીશું સાચુ, હમે તો છાંડીશું કાચું;
હમે તો શોધવા ચાલ્યા, હમે તો પામવા ચાલ્યા.
હમે તો શોધીને સાચું, હમે તો છાંડીને કાચું;
કરીશું સુખ, લઇશું સુખ, દઇશુ સુખ, ગ્રહીને સુખ.

"સુમન."

---

## એક ભેટ.

### ( ઇંગ્રેજી ઉપરથી. )

ઉજ્વલ સરિતા આગળ જા,
તું સ્વામિ સિંધુ ભેટવા;
પણ કહું એક છાની વાત,
ઉભજે જરી તું મનહર ઘાટ. ૧

અર્પુ આ પ્યારો ફુલહાર,
દેજે પ્રિયને તે ઉપહાર;
પ્રેમ તણું એ છે એંધાણ,
કરમાવા ના દઇશ લગાર. ૨

જીવન સરિતા તટ મોઝાર,
યૌવન ફુલ ખીલતું પુર બ્હાર;
જો તેનો નવ થાય સ્વીકાર,
ઉર સ્વજન થાતું અંગાર. ૩

મુંબાઇ તા. ૨૧ મી ડીસેમ્બર
૧૯૧૧. સાયંકાળ. } સ્નેહી.

---

## ચર્ચાપત્ર.

### ટ્રસ્ટ ફંડની વ્યવસ્થા.

ટ્રસ્ટ ફંડની સ્થાપના કેળવણીની વૃદ્ધિને અર્થે હતી અને તેના હાલના કાર્યક્રમમાં ન્યાતના વિદ્યાર્થીઓને ચોપડીઓ પુરી પાડવાનું કામ તે બજાવે છે એમ ઘણાને લાગે છે. છેલ્લાં ત્રણ ચાર વર્ષથી એની વ્યવસ્થા કેવી ચાલે છે તેનું અવલોકન કરવાનો મારો હેતુ છે.

ટ્રસ્ટ ફંડ નીકળ્યું ત્યારથી કે ૧૯૦૯ ની આખર સુધી ચોપડીઓ માગનારા ઘણા નહોતા. ૧૯૦૯ પહેલાં સાધારણ એવો રીવાજ હતો કે સાહિત્યની કોલેજની ચોપડીઓ ન લેવી પણ બીજી ચોપડીઓ લેવી. આ નિયમને લીધે ઇતીહાસ કે ગણીતના વિષયના શિવાયની કોલેજની બીજી ટેકસ બુકો ખરીદવામાં આવતી નહોતી પણ તેને બદલે હાઇ સ્કુલોમાં ચાલતી કેટલીક હલકી કીંમતની ચોપડીઓ ખરીદવામાં આવતી હતી.

૧૯૧૦ ના જાન્યુઆરીમાં ટ્રસ્ટીઓએ નિયમ બદલ્યો અને સાહિત્યની ચોપડીઓ પણ લેવી એમ ઠરાવ્યું. તે વર્ષે ફક્ત ચાલીસ રૂપિઆ ખર્ચવાનું મંજુર થયું. ભરૂચને વાસ્તે એક આખો સેટ જુદો ખરીદવો એમ નક્કી થયું. ભરૂચમાંથી તે વર્ષે ફક્ત એક જ જણે ચોપડીની માંગણી કરી હતી તેથી તેને ભરૂચના સેટમાંથી બધી ચોપડીઓ મળી. અમદાવાદમાં દસેક જણની માંગણી હતી તેમને અકેકી ચોપડી પણ ભાગ્યે મળી અને જાણે ન્યાતની વ્હેંચણ હોય તેમ એક ઘરના બે ભાઇઓ હોય તો એક ઘરમાં બે ચોપડી ન જાય ને તેને માટે સંભાળ લેવામાં આવી.. આવી જાતની વહેંચણી કીયા આધારથી કરી.? જો અલીણા, આમોદ, જુનાગઢ, સુરત; મુંબાઈ વગેરે જુદી જુદી જગ્યાએથી ચોપડીની માંગણી થશે તો ટ્રસ્ટીઓ દરેક ગામને માટે એક સેટ આપવા તૈયાર છે, જો તૈયાર હોય તોપણ એ ન્યાય દષ્ટિએ બરાબર છે? એના કરતાં ઉમેદવારોની એકંદર સંખ્યા જોઇ વ્હેંચણી કરવી તે બરાબર નથી?

૧૯૧૧ ના જાન્યુઆરીમાં બીજો પ્રશ્ન ઉભો થયો. ચોપડીની માંગણીઓમાં સાયન્સની ચોપડીઓની માંગણી થઇ. ખર્ચવાની રકમ ચાલીસ રૂપિઆ મુકરર કરેલીજ હતી; ઉમેદવારો ઘણા હતા અને ભરૂચનો સેટ તૈયાર કરવાનોજ હતો આને લીધે ટ્રસ્ટી સાહેબોએ એમ નક્કી કર્યું કે બારે

કીંમતની તેમજ ઐચ્છિક વિષયની ચોપડીઓ ન ખરીદવી. જોકે ૧૯૧૦ પહેલાં તો એવીજ ચોપડીઓ ખરીદવામાં આવતી હતી. આ વિચાર શાથી સુઝયો તે સમજાતું નથી. શું ટ્રસ્ટી સાહેબો એમ ધારે છે કે કોલેજના ભણતરમાં ભારે કીંમતી ચોપડીઓની જરૂર નથી? શું તેમનો ઉદ્દેશ પ્રાથમિક અને હાઇસ્કુલની કેળવણીનેજ મદદ આપવાનો છે? વળી તે વર્ષે કબાટમાં જોતાં ઘણી ચોપડીઓ ગુમ થએલી માલુમ પડી. પણ તે ચોપડીઓ ફરીથી ખરીદવાનો ટ્રસ્ટીઓનો વિચાર નહોતો તેથી અમદાવાદના વિદ્યાર્થીઓને તો ઘણી ચોપડીઓ ખરીદવીજ પડી.

આ વર્ષે કેટલાકની અરજીના જવાબમાં સેક્રેટરી સાહેબ તરફથી એમ કહેવામાં આવ્યું કે આ વખતે એક પણ ચોપડી આપવાનો ટ્રસ્ટીઓનો વિચાર નથી; જો કે ઘણી ચોપડીઓ તો કબાટમાં નકામી પડેલીજ હતી. ટ્રસ્ટીઓનો હેતુ ટ્રસ્ટ ફંડને આ વ્યવહારીક દૃષ્ટિએ બંધ કર્યા શીવાય બીજો હોય એમ લાગતું નથી. થોડા દીવસ વિદ્યાર્થીઓએ સેક્રેટરી સાહેબ સાથે માથાઝીક કરી ત્યારે જેટલી ચોપડીઓ કબાટમાં હતી તેની વહેંચણી કરવામાં આવી પણ નવી ચોપડીઓ ખરીદવાની સાફ ના કહી. આ વર્ષના વ્યાજનો ટ્રસ્ટી સાહેબો શો ઉપયોગ કરવા ધારે છે તે કોઇ જણાવશે?

તેમાં પૈસા સંબંધીની વ્યવસ્થા પણ સારી હોય એમ લાગતું નથી. ટ્રસ્ટ ફંડની શરૂઆતથી તે આજ સુધી લગ્ન વખતે કે બીજા માંગલિક પ્રસંગે પૈસા બરાબર ઉઘરાવતા નથી. આનું કારણ તેના સેક્રેટરી સાહેબ બહુ જંજાલી છે માટે મારી તો એમને વિનંતિ છે કે જો વ્યવસ્થા ના રાખી શકાતી હોય તો કોઇ બીજાને કામ સોંપવું.

હાલમાં નવા નીકળેલા કેળવણી ફંડના વ્યવસ્થાપકોને સુચના કરવાની કે તેમણે હવે ટ્રસ્ટ ફંડમાં અપાતા પૈસા બંધ કરવા અને તેને બદલે તેમણેજ ચોપડીઓ લોન તરીકે આપવી શરૂ કરવી.

એ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફ નજર કરીએ છીએ તો યુનીવર્સીટીની કેળવણી લીધેલા ફક્ત એકાદજ છે. એમને લીધે પણ ગેરવ્યવસ્થા થવાનો સંભવ છે. માટે ટ્રસ્ટીઓના નામમાં પણ યુનીવર્સીટી કેળવણી લીધેલા થોડા વધે તો સારૂ.

લી. એક વિદ્યાર્થી.

# નાતના ખબર અંતર.

## બ્રહ્મક્ષત્રિય એસોસીએશનમાં થએલાં ભાષણો વગેરે.

તા. ૧૭–૧૧–૧૧ ને રોજ રા. પ્રાણલાલ ક્રીરપારામ દેસાઇ બી. એ. એ રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઇ એમ એ. એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે "ઓ. મી. બસુનું બીલ" એ વિષે જાહેર ભાષણ આપ્યું હતું. (ભાષણ બીજી જગ્યાએ આપવામાં આવ્યું છે.)

તા. ૧૭–૧૧–૧૧ ને રોજ આપણી જ્ઞાતિના મેટ્રીકના વિદ્યાર્થીઓના માનમાં રાતના સ્નેહ સંમેલનનો મેળાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસંગે રા॰ પ્રીતમરાયે એસોસીએશન તરફથી પરોણાઓને આવકાર આપ્યો હતો.

તા. ૨૬–૧૧–૧૧ ને રોજ મળેલી જનરલ મીટીંગમાં "ઓ. મી. બસુના બીલ" ને નામદાર સરકારને ટેકો આપવાની વિનંતિ કરવાનો તથા મી. બસુને ધન્યવાદ આપવાનો કાગલ લખવાનો ઠરાવ કરવામાં આવ્યો.

તા. ૨૬–૧૧–૧૧ ને રોજ રા. રમેશચંદ્ર દામોદર ભટ્ટે (બ્રાહ્મણ) રા. જયન્ત ઇન્દ્રવદનરામ હેરાના (નાગર) પ્રમુખપણા નીચે "નીતિમય જીવન" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું અને તા. ૨૮–૧૨–૧૧ ને રોજ સભાનો ૧૩ મો વાર્ષિક ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો.

## પરીક્ષાના પરિણામો.

### બેરીસ્ટરની (ક્રીમીનલ પ્રોસીજર અને હિન્દુ મોહમેડન લોની પરીક્ષામાં.)

કેસરીપ્રસાદ મણીલાલ ઠાકોર, (વિલાયતમાં.)

### એલ. એલ. બી.

| | |
|---|---|
| (અમદાવાદ) | કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ |
| (મુંબાઇ) | કૃષ્ણલાલ સાકરલાલ દેસાઇ |

### પહેલી એલ. એલ. બી.

| | |
|---|---|
| (અમદાવાદ) | ઇશ્વરલાલ વરજરાય દેસાઈ |
| | નટવરલાલ હરીલાલ દેસાઇ |
| (ભરૂચ) | દીનકરરાવ નરભેરામ ઠાકોર |

## ઇન્ટર મીડીએટ.

| | |
|---|---|
| ( અમદાવાદ. ) | રમણીકરાય અમુલખરાય દેસાઇ |
| ,, | જયન્તિલાલ નરભેરામ ઠાકોર. |
| ,, | બળવંતરાય ચંદુલાલ ઠાકોર |
| ( ભરૂચ ) | કાંતીલાલ દોલતરામ ઠાકોર |

## પ્રીવીયસ.

| | | | |
|---|---|---|---|
| ( અમદાવાદ ) | ૧ | પાંડુરાવ ભાઇલાલ દેસાઇ | ( સેકન્ડ ક્લાસ ) |
| ,, | ૨ | વીષ્ણુપ્રસાદ નંદલાલ દેસાઈ | ,, ,, |
| ,, | ૩ | જયન્તિલાલ નરસિંહલાલ ઠાકોર | ,, |
| ,, | ૪ | ધનવંતરાય માણેકલાલ દેસાઇ | ( પાસ ક્લાસ ) |
| ( ભરૂચ ) | ૫ | મણીલાલ કલ્યાણરાય ઠાકોર | ,, |
| ,, | ૬ | જયન્તિલાલ બળવંતરાય ઠાકોર | ,, |
| ,, | ૭ | કૃષ્ણલાલ નરભેરામ ઠાકોર | ,, |
| ,, | ૮ | વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર | ,, |
| ,, | ૯ | ઠાકોરલાલ માણેકલાલ ઠાકોર | ,, |
| ( જુનાગઢ ) | ૧૦ | પુરૂષોત્તમ મુળચંદ દેસાઇ | ,, |
| ,, | ૧૧ | અજીતરાય નવનીધરાય મુનશી | ,, |

## મેટ્રીક.

| | |
|---|---|
| ( અમદાવાદ ) | હરિપ્રસાદ જીવણલાલ લાખીઆ |
| ,, | જયન્તિલાલ ભગવાનલાલ ઠાકોર |
| ,, | જયન્તિલાલ ત્રીકમલાલ ઠાકોર |
| ,, | કનૈયાલાલ કલ્યાણરાય ઠાકોર |
| ( સુરત ) | કાન્તીલાલ છગનલાલ ઠાકોર |
| ,, | કૃષ્ણલાલ ચંદુલાલ ઠાકોર |
| ( ભરૂચ ) | માણેકલાલ ગણપતરામ ઠાકોર |
| ,, | સાકરલાલ કલ્યાણરાય ઠાકોર |

## કુલ પરિણામો.

| પરીક્ષા | બેઠા. | પાસ. |
|---|---|---|
| એમ. એ. | ૧ | ૦ |
| એલ. એલ. બી. | ૩ | ૨ |

| | | |
|---|---|---|
| પહેલી એલ. એલ. બી. | ૪ | ૩ |
| બી. એ. | ૨ | ૦ |
| એલ. એમ. એન્ડ એસ. | ૧ | ૦ |
| ઇન્ટર | ૫ | ૪ |
| એમ. બી. બી. એસ. | ૧ | ૦ |
| પ્રીવીયસ | ૨૨ | ૧૧ |
| મેટ્રીક | ૨૦ | ૮ |

અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં અંગ્રેજી અભ્યાસ કરતી છોકરીઓનાં એકંદર પરિણામ.

| પરીક્ષા. | બેઠી | પાસ |
|---|---|---|
| ફોર્થ | ૨ | ૨ |
| થર્ડ | ૭ | ૭ |
| સેન્કડ | ૩ | ૩ |
| ફર્સ્ટ | ૪ | ૪ |
| પ્રાઇમર | ૪ | ૪ |
| કુલ | ૨૦ | ૨૦ |

ઉપર મુજબ ૨૦ ઉપરાંત નવી ૭ છોકરીઓ ઇંગ્રેજીમાં દાખલ થઇ છે.

## જન્મ.

| | | |
|---|---|---|
| સૌ. સવિતાગૌરી નગીનલાલ પ્રાણશંકરાયને | પુત્ર | આમોદ. |
| સૌ. શીવલક્ષ્મિ મણીલાલ રણછોડરાયને | પુત્ર | ,, |
| સૌ. હીરાલક્ષ્મિ શંભુપ્રસાદ ચીમનલાલને | પુત્રી | અમદાવાદ |
| સૌ. રત્નગવરી હરીલાલ ચંદુલાલને | ,, | ,, |
| સૌ. કમળા નરસીલાલ હીમતરામ | ,, | વડોદરા |
| સૌ. શીવગંગા ભાઇલાલ વેણીલાલને | પુત્ર | અમદાવાદ |
| સૌ. મુક્તા કાન્તીલાલ સાકરલાલ | પુત્ર | ,, |
| સૌ. કાન્તા મુકુન્દરાય કેશવલાલ | પુત્ર | ,, |
| સૌ. ચંદ્રમણી નરહરરાય ચીમનલાલ | ,, | ,, |
| સૌ. ઇશ્વરી છોટાલાલ હરીલાલ | ,, | ,, |
| સૌ. ભાનુમતી લલ્લુભાઇ લક્ષ્મીરામ | પુત્રી | આમોદ |
| સૌ. શીવલક્ષ્મી મગનલાલ જમેતરામ | ,, | ,, |

## મરણ.

| | | | | |
|---|---|---|---|---|
| રા. હરીલાલ સંપતરામ | ઉમ્મર વર્ષ ૮૦ | | ઘડપણથી | અમદાવાદ |
| રા. ભૂપતરાય ગોવીંદરામ | ,, | ૮૦ | ,, | ,, |
| સૌ. જમના ત્રીકમલાલ | ,, | ૪૦ | અતીસાર | ,, |
| ગં. લક્ષ્મી બલ્લુભાઇ ગોવીંદરામ નાં વિધવા | ,, | ૭૦ | ઘડપણ | ,, |
| ગં. રૂક્ષ્મણી માણેકલાલ દીનાનાથ નાં વિધવા | ,, | ૭૫ | ,, | ,, |
| સૌ. લીલાવતી હરિપ્રસાદ ઉત્તમરામ ન્હાનાસાથ | ,, | ૩૦ | દાઝવાથી | ,, |
| રા. કૃષ્ણલાલ ચુનીલાલના બાળક પુત્રી | ,, | ૧ | હવાની નળીમાં કંઇ ભરાવાથી | ,, |

---

## રાજભક્તિ.

ચક્રવર્તી રાજરાજેન્દ્ર જ્યોર્જ પાંચમા તથા માહારાણી મેરી ઇંગ્રેજ સરકારના રાજ્ય અમલમાં પેહેલીજ વાર હિન્દુસ્તાનમાં પધાર્યા અને દીલ્હીમાં દરબાર ભર્યો તે મહીમાવાન દિવસે અમદાવાદ, ભરૂચ, આમોદ વગેરે સ્થળોએ રાજભક્તિ પ્રદર્શીત કરવા નાત સમસ્તના મેળાવડા થયા હતા. અમદાવાદમાં નાતની વાડી ધજા તોરણોથી તે પ્રસંગે ખાસ શણગારવામાં આવી હતી. હરિકથા થઇ હતી અને નાતમાં ઘેર ઘેર મીઠાઇ વ્હેંચવામાં આવી હતી. તથા રા નરસીલાલ રૈવાદાસની સહીથી દીલ્હી દરબારમાં શેહેનશાહને અભિનંદનનો તથા વફાદારી દર્શાવનારો ખાસ તાર સમસ્ત નાત તરફથી તે જ વખતે મોકલવામાં આવ્યો હતો.

અમે પણ માહરાજા તથા માહારાણી દીર્ઘ આયુષ્ય ભોગવો અને એમનો રાજ્ય અમલ પ્રજા સમસ્તને આબાદાની, સુખ સંપત્તિ અને વિદ્યા કળા તથા વ્યાપાર રોજગારમાં વૃદ્ધિ કરનારો નિવડો એવું અંતઃકરણ પૂર્વક પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગીએ છીએ.

---

## નિમણુકો તથા ફેરબદલીઓ.

ધી. ઓ. સરદાર બહાદુર મોતીલાલ ચુનીલાલ ભરૂચ
રા. રા. જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીઆ અમદાવાદ
રા. રા. સાકરલાલ નથુભાઇ દેસાઇ અમદાવાદ
ઓનરરી ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટો નીમાયા છે.

---

રા. રા. કલ્યાણરાય પ્રાણશંકરરાય દેસાઈ ભરૂચ
રા. રા. લક્ષ્મીરામ મહીપતરામ ઠાકોર „
ઓનરરી સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ નીમાયા છે.

---

રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને રાજકોટ સાહિત્ય પરીષદ્ મેનેજીંગ કમીટી તરફથી પરિષદ્‌ની શરૂઆતથી તે રીપોર્ટ તૈયાર કરવા સુધીનું સર્વ કાર્ય સંપૂર્ણ રીતે સંતોષકારક બજાવવા બદલ રૂ. ૨૦૦નું સોનાનું ઘડીયાળ અછોડા સાથે બક્ષીસ આપવામાં આવ્યું છે.

---

### જાહેર સેવા માટે સર્ટીફીકેટ.

રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ભરૂચ
રા. રા. અંબાશંકર ઉતમરામ મલજી „

ને જાહેર સેવા બજાવવા માટે સરકાર તરફથી સર્ટીફીકેટ આપવામાં આવ્યાં છે.

---

ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે ઉત્તમ કાર્ય કરવા બદલ રા. રા. સાકરલાલ નથુલાલ દેસાઇને સરકાર તરફથી સરટીફીકેટ આપવામાં આવ્યું છે.

રા. રા. કેશવલાલ હીરાલાલ ઠાકોરને અમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખ તરીકે ઉત્તમકાર્ય બજાવવા બદલ સરકાર તરફથી સરટીફીકેટ આપવામાં આવ્યું છે.

---

વસ્તીની ગણત્રીમાં મદદ કરવા બદલ નીચેના ગૃહસ્થોને સનંદો આપવામાં આવી છે.

રા. રા. ગીરધરલાલ બાપાલાલ લાખીઆ (ફર્સ્ટ કલાસ)
રા. રા. વેણીલાલ ત્ર્યંબકલાલ દેસાઇ (સેકન્ડ કલાસ)
રા. રા. લક્ષ્મીલાલ હરીલાલ ઠાકોર „
રા. રા. લલ્લુભાઇ લક્ષ્મીરાય દેસાઇ

રા. રા. નરસીલાલ માધવલાલ દેસાઇને, મહેમદાવાદ તાલુકાના લોકલ બોર્ડના મેમ્બર નીમવામાં આવ્યા છે.

રા. રા. રતીલાલ છવણલાલ લાખીઆએ સરકારી નોકરીનું રાજીનામુ આપી અમદાવાદમાં વકીલાત કરવાની સનંદ લીધી છે.

રા. રા. મોતીલાલ અમુલખરાય દેસાઇ, રા. નરહરીલાલ કુરેણારામ દેસાઇ તથા ઠાકોર ઠાકોરલાલ માણેકલાલને મુંબાઇ સેકન્ડરી ટીચર્સ કોલેજમાં સરકારી કેળવણી ખાતા તરફથી શીક્ષણ લેવા મોકલ્યા છે.

રા. રા. હરરાય અમુલખરાય દેસાઇના પગારમાં રૂ. ૫ નો વધારો થયો છે.

રા. રા. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોર થઈ ગ્રેડ સબોર્ડીનેટ જજ નીમાયા છે.

રા. રા. મોતીલાલ છવણલાલ દેસાઇ થર્ડ ગ્રેડ પોલીસ ઇન્સ્પેકટરની ગ્રેડમાં નીમાયા છે.

રા. બા. ચુનીલાલ હરીલાલ સેટલવાડને થર્ડ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ નીમવામાં આવ્યા છે.

રા. રા. હીરાલાલ કીરપારામ દેસાઇની નાંદોદથી ભરૂચ બદલી થઇ છે.

રા. નરહરરાય ચીમનલાલ ( સેકન્ડ ક્લાસ એન્જીનીયર ) ને મરચન્ટ મીલમાં એન્જીનીયરની જગા મળી છે.

રા. નાનુભાઇ હરીનાથ અમદાવાદ મ્યુનિસીપાલીટીના રોડ એન્જીન માટે એન્જીનીયર નીમાયા છે.

રા. કલ્યાણરાય જસુભાઇ દેસાઇના પગારમાં રૂ. ૫ નો વધારો થયો છે.

---

## નીચેના ગ્રહસ્થોનાં લવાજમ ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

| રૂ. આ. પા. | વર્ષ | નામ | મુકામ. |
|---|---|---|---|
| ૨—૦—૦ | ૪-૫ | રા. નરભેરામ છવણરામ | અમદાવાદ |
| ૧—૦—૦ | ૫ | ,, રામલાલ મોતીલાલ | ,, |
| ૧—૦—૦ | ,, | ,, જાદવરાય હકુમતરાય | ,, |
| ૧—૦—૦ | ૪ | ,, મણીલાલ લલ્લુભાઈ | ,, |
| ૧—૦—૦ | ,, | ,, કલ્યાણરાય ઉત્તમરામ | ,, |
| ૧—૦—૦ | ૫ | ,, મોતીલાલ અમુલખરાય | ,, |
| ૨—૦—૦ | ૪-૫ | ,, ભાઇલાલ વરજરાય | વડોદરા |

| રૂ. આં. પા. | વર્ષ. | નામ | મુકામ. |
|---|---|---|---|
| ૧—૦—૦ | ૫ | રા. ઇશ્વરલાલ મણીલાલ | આમોદ |
| ૧—૦—૦ | ૩ | ,, હીંમતરામ હરગોવનદાસ | વડોદ્રા |
| ૨—૫—૦ | ૪-૫ | ,, મુનશી હરીરાય નવનીધરાય | જુનાગઢ |
| ૧—૩—૦ | ૫ | ,, માણેકલાલ સાકરલાલ | નવસારી |
| ૨—૫—૦ | ૪-૫ | ,, મુનશી જસવંતરાય સાકરલાલ | જુનાગઢ |
| ૨—૫—૦ | ૪-૫ | ,, ઇશ્વરલાલ ગોવીંદલાલ | મુંબાઇ |
| ૨—૫—૦ | ૪-૫ | ,, દ્વારકાંદાસ પરમાનંદદાસ | કલકત્તા |
| ૧—૩—૦ | ૫ | ,, કસણલાલ નરભેરામ | નડીઆદ તા. જંબુસર |
| ૨—૫—૦ | ૪-૫ | ,, અનંતરાય ભગવાનલાલ મુનશી | રાજકોટ |
| ૧—૩—૦ | ૫ | ,, કનૈયાલાલ માણેકલાલ | ગોધ્રા |
| ૧—૩—૦ | ૫ | ,, ફુલશંકર બળવંતરાય | માણાવદર |
| ૪—૯—૦ | ૫-૪-૩-૨ | ,, પ્રાણલાલ ભગવાનલાલ | દેવડી |
| ૨—૫—૦ | ૪-૫ | ,, ઊમેદરામ હરરાય | વડોદરા |
| ૨—૫—૦ | ૪-૫ | ,, મણીલાલ શીવરામ | ,, |
| ૨—૫—૦ | ૪-૫ | ,, મગનલાલ દયાશંકર | રાજકોટ |
| ૧—૩—૦ | ૫ | ,, રાજા જગતનારાયણ | હૈદ્રાબાદ |
| ૨—૫—૦ | ૪-૫ | ,, સાકરલાલ જસવંતરાય | વડોદ્રા |
| ૨—૫—૦ | ,, | ,, ઉમેદરામ જગજીવનદાસ | ,, |
| ૧—૩—૦ | ૫ | ,, ગોવીંદલાલ નરભેરામ | મુંબાઇ |
| ૧—૩—૦ | ૫ | ,, નગીનલાલ કેશવલાલ | ગોધા |
| ૨—૫—૦ | ૪-૫ | ,, ઠાકોરલાલ અમ્રતલાલ | વડોદરા |
| ૧—૩—૦ | ૫ | ,, નટવરલાલ ગોવીંદલાલ | સોલાપુર |
| ૧—૩—૦ | ,, | ,, ત્ર્યંબકલાલ ચંદ્રશંકર | પુસા |
| ૧—૩—૦ | ,, | ,, છગનલાલ નરસીલાલ કાનુગા | મુંબાઇ |
| ૨—૫—૦ | ૪-૫ | ,, કૃષ્ણલાલ બળવંતરાય | વાઘ્રા |
| ૧—૩—૦ | ૫ | ,, કેવળરામ નરભેરામ | ભાવનગર |
| ૧—૩—૦ | ,, | ,, કલ્યાણરાય ભુરાભાઇ | લીંમડી |
| ૧—૩—૦ | ,, | ,, માણેકલાલ ભવાનીલાલ | ,, |
| ૧—૩—૦ | ,, | ,, ઠાકોરલાલ ચીમનલાલ | વાઘ્રા |
| ૨—૫—૦ | ૪-૫ | ,, ત્રીકમલાલ પ્રાણજીવનદાસ | નડીઆદ |
| ૧—૩—૦ | ૫ | રા. ડૉ. જમેતરાય ભૂપતરાય | ઉમરેઠ |
| ૧—૩—૦ | ૫ | ,, કરશનલાલ ચંદુલાલ | નડીઆદ |

| . આ. પા. | વર્ષ. | નામ. | મુકામ. |
|---|---|---|---|
| —૩—૦ | | „ રા. રતીલાલ જીવણલાલ | મુંબાઈ |
| —૩—૦ | | „ „ મણીલાલ જાદવરાય | ચીખલી |
| —૩—૦ | | „ „ મણીલાલ અજીતરાય | થાણા |
| —૩—૦ | | „ „ અનીરૂદ્ધ મહેન્દ્ર | ફતેહગઢ |
| —૨—૦ | | „ „ ભાઈલાલ વેણીલાલ | વાલોડ |
| —૩—૦ | | „ „ ભગવાનલાલ કેશવલાલ | મુંબાઈ |
| —૩—૦ | | „ „ જીવણરાય પરતાપરાય | હાંસોટ |
| —૫—૦ | ૪-૫ | „ સદીપતરાય જાદવરાય | વડોદ્રા. |
| —૫—૦ | | „ „ પ્રાણલાલ હરિપ્રસાદ | આણંદ |
| —૩—૦ | ૫ | „ કલ્યાણરાય કેશવલાલ | નાંદોદ |
| —૩—૦ | | „ „ નરસીલાલ હીરાલાલ | ગોધ્રા |
| —૫—૦ | ૪-૫ | „ કનૈયાલાલ નરભેરામ | જંબુસર |
| ૧—૩—૦ | ૫ | „ કેશવલાલ સાકરલાલ | મુંબાઈ |
| ૧—૩—૦ | | „ રા. ડા. નીલકંઠરાય ડાહ્યાભાઈ | „ |
| ૧—૩—૦ | | „ રા. ઠાકોરલાલ ચંદુલાલ | „ |
| ૨—૫—૦ | ૪-૫ | રા. મગનલાલ જમેતરામ | જલગામ |
| ૨—૫—૦ | | „ રા. ધીરજલાલ ચીમનલાલ | ગોધ્રા |
| ૧—૩—૦ | ૫ | રા. અંબાલાલ ગોપાળરાય | સાદ્રા |
| ૨—૫—૦ | ૪-૫ | રા. માધવલાલ ચતુર્ભુજદાસ | જામનગર |
| ૧—૩—૦ | ૫ | રા. મણીલાલ ઉમેદરામ | મુંબાઈ |
| ૧—૩—૦ | | „ રા. ચુનીલાલ હરીલાલ | „ |
| ૧—૩—૦ | | „ „ ચીમનલાલ હરીલાલ | „ |
| ૧—૩—૦ | | „ „ કેશવલાલ કીરપારામ | વીરમગામ |
| ૧—૩—૦ | ૫ | રા. હરીલાલ ચંદુલાલ | સાદ્રા |
| ૨—૫—૦ | ૪-૫ | રા. ધીરજલાલ કેશવલાલ | મુંબાઈ |
| ૧—૩—૦ | ૫ | રા. ઈશ્વરલાલ કેશવલાલ | „ |

સુરતના ગ્રાહકોનાં લવાજમ આ ઉપરાંત મળ્યાં છે તે તથા હવે પછી જે મળશે તે આવતા અંકમાં આપીશું. અમદાવાદ તથા ભરૂચના સદ્‌ગૃહસ્થોને ખાસ વિનંતી કરવાની કે એ સાહેબોએ બહારગામના ગ્રાહકોના મારફત મહેરબાની કરીને તાકીદે લવાજમ મોકલવાં.

લી.
વ્યવસ્થાપક.

## બ્રહ્મક્ષત્રીય એસોસીએશન તરફથી થએલા રમતગમતના મેળાવડા વખતના ઉપજ ખર્ચનો હીસાબ.

**જ**

| | |
|---|---|
| ૧૯—૦—૦ | ગઇ વખતના રમતગમતના મેળાવડાના વધેલા. |
| ૪૦—૦—૦ | બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના કેળવણી ફંડ તરફથી કસરતનાં ઇનામોમાં ઉત્તેજન તરીકે મળેલા. |
| ૬૩—૨—૦ | કુલ ઉઘરાણીમાં આવ્યા. |
| ૨—૨—૦ | મ્હાના બે ડબ્બા વધેલાને વેચ્યા. |
| ૧—૮—૦ | વધેલાં ઇનામો પડતર કીમતે વેચ્યાં |
| ૦—૪—૦ | રમતગમતમાં વધેલા બટાકા વેચ્યા. |
| ૦—૨—૦ | ટીકડીના ખાલી ડબ્બા વેચ્યા. |
| ૨૬—૨—૦ | કુલ જમે. |

(સહી) રમણીકરાય અંબુલખરાય દેસાઇ ઓનરરી

**ઉ**

| | |
|---|---|
| ૩—૪—૦ | ખેતર સાફ કરામણ ખર્ચ. |
| ૪૪—૧૪—૦ | કુલ ઇનામોનું ખર્ચ. |
| ૧૦—૨—૯ | છોકરાંઓને પાવા માટે દુધ મશાલો. |
| ૫—૧૧—૬ | છોકરાંઓમાં વહેંચવા માટે દ્રાક્ષ કાજુ તીકડીઓ. |
| ૨—૨—૦ | મ્હાના ડબ્બા નંગ ૨ |
| ૩—૦—૦ | પાણી છંટામણી, |
| ૧—૬—૦ | પગીને સંચવામણ ને મજુરી. |
| ૩—૧૧—૦ | પાટલીઓ તથા ખુરશીઓની મજુરી. |
| ૫—૦—૦ | કનાતનું ભાડું |
| ૧—૯—૩ | કુટકે મજુરીનું ખર્ચ. |
| ૦—૭—૦ | પાકીટો અને કાર્ડ |
| ૦—૧—૦ | ચમચા |
| ૦—૫—૩ | બટાકા |
| ૦—૪—૦ | લીંબુ. |
| ૦—૯—૩ | વળીનું ભાડું |
| ૦—૫—૦ | કુચડો અને ચુનો |
| ૦—૬—૧૦ | માટલાં |
| ૨—૦—૦ | દીવાનું ભાડું |
| ૪—૭—૦ | પ્યાલાનું ભાડું ને નુકશાની |
| ૦—૮—૦ | ખેતરમાં માટી નંખાવી |
| ૦—૮—૬ | સુતળી |
| ૦—૯—૦ | છાબડીઓ |
| ૨—૦—૦ | કુટકે ગાડી ભાડુ |
| ૦—૧૩—૧૧ | પરચુરણ ખર્ચ |
| ૩૨—૩—૯ | બ્રહ્મક્ષત્રી એસોસીએશન ખાતે જમે. |

# અનુક્રમણીકા.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક પત્ર.

વર્ષ ૬ ઠું.    એપ્રિલ ૧૯૧૨.    અંક ૪ થો.

## નોંધ-પોથી.

"બુરા દેખન મેં ગયો, બુરા ન મીલીયો કોય;
જો દેખું દીલ ખોજકે, મ્હોંસે બુરા ન કોય;"

(અમદાવાદના પ્રાર્થના સમાજના ઉપદેશમાંથી)

"જ્ઞાનસુધા"

આ દુનિયામાં અઘરામાં અઘરૂં કામ આપણે આપણને પોતાને ઓળખી શકીએ એ છે. સ્હામાંના દોષો આપણને બહુ મ્હોટા લાગે છે અને આપણા દોષો ગમે તેટલા મ્હોટા હોય છતાં આપણને તદન નજીવા લાગે છે અથવા સમૂળગા માલમ પડતા નથીઃ એટલા માટે આત્મોન્નતિ કરવા ઇચ્છનાર દરેક મનુષ્યની પ્રથમ ફરજ સ્વ પરીક્ષા કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની છેઃ આત્મજ્ઞાન અર્થે સ્વ પરીક્ષા કરવામાં જે મનુષ્ય પ્રયત્નવાન થાય છે તેને મોડાવ્હેલા ઉપરના દુહામાં કહ્યા પ્રમાણે એવો અનુભવ થયા વગર રહેતો નથી કે જગતમાં ખોટા માણસો કીયા કીયા છે એની શોધ કરવા હું શામાટે ફરૂં છું! મારૂં જ દીલ ખોલીને હું અંદર નજર કરૂં છું તો મ્હારાથી બુરો માણસ આ દુનીયામાં બીજો કોઇ હોય એમ લાગતું નથી.

હવે આત્મ પરીક્ષા બહુ ઉત્તમ પ્રકારે કરી શકાય એવો એક રસ્તો નોંધ પોથી અથવા ડાયરી બુક છે. દરરોજ નિયમીતપણે આપણે આપણાં દરરોજનાં કાર્યો 'ડાયરી' માં નો[illegible] હોય તો આપણા ગુણ દોષ થોડે ઘણે અંશે પણ પ્રત્યક્ષ થયા વગર રહેતા નથી. વ્હેપાર રોજગારમાં ફતેહ પામવાની ઇચ્છાવાળો વેપારી પોતાની દરરોજની આવક તારવી હીસાબ ચોખ્ખો રાખે છે; રેલ્વે ટ્રેનનો ડ્રાઇવર પોતાની ટ્રેન કેટલી ઝડપે દોડે છે તેનો ખ્યાલ દર વખતે ઝડપ માપવાના યંત્રવડે કરતો રહે છે તે પ્રમાણે આપણા જીવન વ્યાપારનો નફો તોટો તારવવાનું તથા આપણી જીંદગીરૂપી ટ્રેનની ઝડપ માપવાનું સાધન નિત્ય નોંધ પોથી અથવા ડાયરી જેવું ઉત્તમ બીજું મ્હને લાગતું નથી.

ડાયરી રાખનારે પ્રથમ વખતનો સદુઉપયોગ કરતાં શીખવું જોઇએ અને 'ટાઇમ-ટેબલ' પ્રમાણે કામના વિભાગ કરી નિત્ય કર્મ ઉપરાંત કંઇ સદ્ અભ્યાસ રાખી મનનશીલ જીવન કરવું જોઇએ. નહિંતો ડાયરીની નોંધો કેવલ નીરસ અને ઉપયોગ વગરની થઈ જવા સંભવ રહે છે.

વ્રત ઉપવાસ કરનારા જેવી દ્રઢતા અને મનોબળ ડાયરી રાખનારને પણ રાખવાં પડે છે. કારણકે ન્હાની ન્હાની ઘણી લાલચો અને આળસના અગણીત પ્રસંગો એનો નિશ્ચય છોડાવી નાંખે છે છતાં ધીરજ રાખી અમુક દિવસો પરે તોપણ દરકાર કર્યા વગર મંડયાને મંડયા રહેવાથી ટેવ દ્રઢ થઇ જાય છે અને કાર્યોની નોંધ કરી ગત્ દિવસનું અવલોકન કર્યા વગર ઉંઘ જ આવતી નથી.

ડાયરી લખવાનો વખત રાતનો ઉંઘતાં પહેલાંનો વધારે અનુકુળ લાગે છે કારણ કે સ્હવારથી તે સાંજ સુધીની બધી પ્રવૃત્તિઓ તે વખતે શાન્ત થઇ ગઇ હોય છે અને એકાંતનો શાંત વખત દીનચર્યાના નીરીક્ષણ સારૂ ઠીક પડે છે. ડાયરી બને તો છાપેલી તારીખોવાળી, બધી બીનાઓ સ્પષ્ટપણે લખી શકાય એવી મ્હોટી અને સારા કાગળો તથા ઉત્તમ બાંધણીની લેવી જોઇએ; નહિંતો આપણે જેવી જોઇએ એવી ખાસ તૈયાર કરાવવી. એમાં દરરોજના ન્હાના મ્હોટા બધાજ બનાવો નોંધવા. જીવનના પ્રેમના પ્રસંગો, હર્ષ તથા શોકના બનાવો તથા તે તે વખતની મનની સ્થીતિની ઝીણી વિગત આપણી પોતાની ડાયરીમાં હોવી જોઇએ. સારા સારા ગ્રંથકારોનો મનન કરવા લાયક બોધ વચનો તથા આપણા મનપર કાયમની અસર કરી શકે એવાં કાવ્યો કે ઉત્તમ ફકરાઓનો અમુલ્ય સંગ્રહ પણ એમાં હોય તો બહુ લાભ કરે છે. જુદાં જુદાં પુસ્તકો વાંચ્યાથી જે નવું જ્ઞાન થયું હોય તે તથા વર્તમાનપત્રો કે માસીક, ત્રીમાસીકના ઉત્તમ લખાણોથી આપણા મનપર જે જે અસરો થઇ હોય તે સઘળું ટુંકામાં પણ જ્યારે વાંચીએ ત્યારે યાદ આવે એવી રીતે લખવું. આપણા સોબતીઓ તથા મિત્રો સાથે થએલી અગત્યની વાત ચીતો, જાહેર ભાષણોની સ્ફુટ નોંધો; શિક્ષકો કે પ્રોફેસરો પાસેથી મળેલા અનેકાનેક લાભો, ચિત્રો, શિલ્પકામ કે સંગીત તથા નાટક જોવાથી રસવૃત્તિપર થયેલી અસર: એ બધું ડાયરીની નોંધમાં આવવું જોઇએ. ગામ પરગામ કરેલી મુસાફરીની વિગત તથા સૃષ્ટિ સૌંદર્યના ભિન્ન ભિન્ન દેખાવો એ આપણા અંતઃકરણ ઉપર પડેલી છાપો અને જુદે જુદે પ્રસંગે આપણને ઉઠેલા ન્હાના પ્રકારના મનોરાગ તથા તરંગો ડાયરીમાં મચોટ નોંધાવવા જોઇએ.

ધર્મ, સંસાર, ગૃહ, રાજ્ય, સાહિત્ય, વગેરે વિષયો પરત્વે તથા અમુક અમુક ગ્રંથકારો અથવા નેતાઓ સંબંધે આપણા જુદે જુદે વખતે થતા અભિપ્રાયો છે તે તેમાં મુદ્દાસર પણ સંક્ષિપ્તમાં હોવા જોઇએ.

મનસા, વાચા, કર્મણા–મન, વાણી તથા કર્મથી કરેલાં સારાં ખોટાં કૃત્યો નિખાલસપણે સત્ય નિષ્ઠા અને પ્રમાણિકપણાથી શરમ વગર ખુલ્લે ખુલ્લાં એમાં જણાવવાં આવશ્યક છે. જેમ જેમ ગુપ્ત દુર્ગુણો એમનાં પુરે પુરા સ્વરૂપમાં આપણી સમક્ષ ખડા થતા જશે તેમ તેમ આપણે એમને મલીન વસ્તુઓની માફક દૂર અને વધારે દૂર ફેંકતાં શીખીશું.

કોઇ મહાન્ પ્રસંગો કે મહાન પુરૂષોના સમાગમથી આપણું જીવન તદ્દન બદલાઇ જાય છે એવા બનાવો તો ડાયરીમાં સહજ આવ્યા વિના રહેતા નથી; પરંતુ આ ઉપરાંત એવી હજારો ચીજો છે કે જે ડાયરીમાં આવી શકે પણ એ બધીની વિગત આપવી રહેલી નથી તેમ આવશ્યક પણ નથી. કામ કામને શિખવે છે એ પ્રમાણે એક વખત ડાયરી રાખવાનો મહાવરો પડયા પછી શું શું લખવા લાયક અને શું શું નહિ એ આપો આપ સમજાઇ જશે. આ સંબંધમાં માત્ર એટલું જાણવું જરૂરનું છે કે જીવન કાંઇ હમેશાં ઉત્સવના પ્રસંગોથી રંગાતું નથી તેમ કંઇ હર્ષશોકના ભારે ઉથલ પાથલ કરનારા બનાવો જ, આપણા અંતઃકરણપર કાયમની છાપ મારી જાય છે એમ પણ નથી. દરરોજના જાણે અજાણે આવતા નજીવા જણાતા હજારો બનાવો અને સામાન્ય સાદી જણાતી ન્હાની ન્હાની વિગતો આપણું ચારિત્ર્ય બહુ ચમત્કારિક રીતે ઘડે છે. એ દરેક બનાવ ઉપર આપણું હરહમેશ લક્ષ રહે તેની ખાતર વિગતવાર લખાણવાળી ડાયરી બહુ ઉપયોગી નીવડે છે.

ઉપર કહ્યા પ્રમાણે ડાયરીમાં દરરોજનું લખાણ સ્વસ્થચિત્તે રાત્રે ઉંઘતાં પહેલાં લખવું; છતાં વખતે આ વિચારો ચિત્તને વ્યગ્ર કરનારા નિવડે અને ઉંઘમાં ખલેલ કરનારા જેઓને લાગે તેઓ કદાપી સ્હવારમાં લખવાનું રાખે તો પણ હરકત નથી. સ્હવારે ન ફાવે તો બપોર, સાંજ અથવા ગમે તે પણ નક્કિ કરેલા વખતે લખાશે તો એમાં વાસ્તવિક રીતે કંઇ બાધ નથી.

શાંત ચિત્તે ડાયરી લખી ગયા પછી એક અથવા બેવાર વાંચી જવી; વાંચ્યા પછી એકવાર વિચાર કરી જવો અને વિચારમાં એ ગત દિવસનું અવલોકન કરતાં કરતાં જોવું કે મારો આખો દિવસ કેવી રીતે ગયો છે; દિવસમાં ન કરવા જેવું શું શું કર્યું છે અને કરવા જેવું શું શું નથી કર્યું, કોના કોના સંબંધમાં અવાયું છે; ૨૪ કલાક ગયા એમાં મ્હારા અનેક ત-

રેહનાં કર્તવ્યોમાંથી કીયાં યથારિયત બજાવ્યાં છે અને કીયાં બજાવ્યા વિના રહ્યાં છે? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર એ છ રીપુમાંથી કોઇએ મને ફસાવ્યો છે કે નહિં? જે દિવસ ગયો એમાં કઇ કઇ કસોટીમાંથી મ્હારે પસાર થવાનું આવ્યું અને એમાંથી કેટલીમાંથી પાર ઉતરાયું? આ બધા પ્રશ્નો જરૂર પ્રમાણે પુછી પુછીને અનેક રીતે આપણા ગયેલા વખતની બારીક તપાસ કરવી અને આપણે પોતે ત્રાહીત મનુષ્યના માફક સ્વતંત્ર રીતે નિષ્પક્ષપાતથી સખ્ત ન્યાયાધીશની રીતે પોતાની તપાસ કરવી. કુલ પરીણામ જોયા પછી જે જે ખોટું કર્યું હોય તેમાંથી ભવિષ્યમાં મુક્ત રહેવાને દૃઢ પ્રયત્ન કરીશ એવો અંતઃકરણપૂર્વક નિશ્ચય કરવો અને જે જે સારૂં કર્યું હોય તે આપણા સ્વભાવમાં હમેશ કાયમ રહેશે જ એવી તજવીજ રાખવાનો સંકલ્પ કરવો. જેમ કોઇ જાગતો જોધ રખેવાળ ખેતરની ચોકી કરતાં એક ચકલું પણ દાણો લઇ જાય તો ધ્યાનમાં રાખે છે તેમ જીવનમાં એક પણ પ્રસંગ આપણને કંઇ નુકશાન કરી જતો માલુમ પડે તો આપણે ધ્યાનમાં રાખવું જોઇએ. પરમેશ્વર શીવાય સંપુર્ણ કોઇ નથી અને મનુષ્ય માત્ર ભૂલો કરે છે પણ જીવન એનું જ ફતેહમંદ થાય છે કે જે માણસ પોતાની ભુલો ઉપરથી બોધ લે છે. આપણને આવડત હોય તો જીવનના દરેક પ્રસંગો આપણને કંઇને કંઇ બોધ આપનાર થઇ શકે છે.

દરરોજ આટલી વિધિ પુરઃસર ડાયરી લખી દર મહિનાની આખરે પાછલી ડાયરી વાંચી તે ઉપર બે ચાર પાનાનો માસીક રીપોર્ટ કાઢવો અને વર્ષ આખરે વાર્ષિક સરવૈયું કાઢી આપણી ઉન્નતિ થાય છે કે અધોગતિ તે બરાબર તપાસવું. વર્ષ આખરે શું શું ગુમાવ્યું અને શું શું મેળવ્યું તે ચોખ્ખું સમજી ઉત્તરોત્તર આપણી ઉચ્ચ માર્ગે ગતિ થાય એવા પુરૂ માર્ગો યોજવા. મનુષ્ય જન્મનું સાર્થક કરવાના આ કે આવા જ શુભ પ્રયત્નો જે કોઇ સજ્જન શ્રદ્ધા પૂર્વક યોજે છે એનું ધન્ય જીવન સફળ થયા વગર રહેતું નથી. પોતાના જીવનના ભૂતકાળ ઉપર જ્યારે જ્યારે એ પુણ્યાત્મા નજર નાંખે છે ત્યારે ત્યારે એનું હૃદય આનન્દથી પ્રફુલિત થાય છે, મૃત્યુની બ્હીક એને જતી રહે છે અને આ ક્ષણ ભંગુર દેહ છોડવાનો વખત જ્યારે આવે છે ત્યારે

"સુતા સાંજણેરે સંતો શાંત મને સુખ સાંઝે
નાદ નવા નગારે મીઠા થાય મધુર અવાજે
જાણે દુંદુભિ દેવનાં કંઇ ગગન વિષે રહી ગાજે
મરતાં સોહ્યલાં રે સંતો સુખે જગતથી જાશે."

તા. ૨૦-૧-૧૨ (બાપાલાલ ભાઇશંકર)
અમદાવાદ. લી. પંદર વર્ષથી ડાયરી લખ-

## કોકિલા.

(ઇંગ્રેજીપરથી.)

ગીતો મધુરાં મીઠાં ગાય,
કોયલ આનંદે ઉભરાય;
શોક વિસારે ત્હારો સુર,
વસંતે ટુહુકે ભરપુર.

કવિ હૃદે તું રેલી ધાર,
આશા પ્રેમ તણો પુકાર;
પ્રીતે જગતી મોર રસાળ,
બેસી આંબા કેરી ડાળ.

સ્વર્ગેથી તું તો સંચરી,
ગાવા ગીતો અમીથી ભરી;
અભિનવ રવ ત્હારો પ્રેમાળ,
વરસાવે જગમાં રસધાર.

મુંબઈ.
આમળા એકાદશી પ્રાતઃકાળ.
તા. ૨૮. ફેબ્રુઆરી ૧૯૧૨.

સ્નેહી.

---

## વર વિક્રય.

આપણી નાતની ભવિષ્યની સ્થિતિનું એક કરૂણામય ચિત્ર-નાતના કેળવાયલા યુવકોને તથા શ્રીમંત પણ લોભીઆ વડીલોને અર્પણ—.

પ્રવેશ ૧ લો.

બપોરના આશરે બે ત્રણ વાગ્યા છે.

*(એક નાનાં વસ્તી મેડીપર ચોવીસ વર્ષની એક સ્ત્રી હીંચકાપર* સુતી સુતી કાંઈ વાંચે છે. દાદરા ઉપર કોઈના પગલાનો અવાજ સંભળાય છે તેથી દાદરા તરફ નજર ફેરવે છે) બાવીસ વર્ષની બીજી સ્ત્રી દાદરે ચઢે છે.

મંગુ—ઓહો. શાંતા ભલી આ તરફ ભુલી પડી, બહુ દહાડે દેખાઇ હો!

શાંતા—શું કરૂં, મંગુ બ્હેન, હું તો રોજ આ તરફ આવવાનું કરતી હતી પણ અવાતું નહોતું. હમણાં રજાના દીવસો ચાલે છે તેથી મને બીલકુલ

નવરાશ મળતી નથી પણ આજ તો ગમે તેમ વખત કાઢીને તને મળવા આવી છું. છોકરાંઓ તો સારા છે ને?

મંગુ—બ્હેન, તું તારી મેળે હવે પરવારીને બેઠી છે એટલે તને કાંઇ ન્હાની બ્હેનની ચિંતા છે? મ્હારૂં લોહી તો રાત દીવસ હસમુખને જોઇને બળ્યા કરે છે. એનું કાંઇ હવે કરવું જોઇએ. આ જેઠ મહીનામ એને અરાઢ પુરા થઇને ઓગણીસમું બેસશે.

શાંતા—હું બધુંએ જાણું છું. તારો જીવ બળે છે ત્યારે મ્હારો નહીં બળતો હોય? હવે તો ગમે તેમ કરી હસમુખનો વિવાહ કરી નાખવો જોઈએ.

મંગુ—વર કયાં સામા કરી મુકયા છે? હવે તો આપણી નાતમાં તુરીઅ જમાલીઆઓ પણ કંઠીના વર થઇ પડયા છે. બે હજાર વગર તે હાથ કોણ મુકવા દે છે? પેલા અતીના નાનુ માટે સ્હેજ વાત કરી ત્યારે અતીએ પણ બે હજાર માગ્યા.

શાંતા—એને તો એનો બાપ બે હજાર આપવાનો છે. મેટ્રીકમાં તો પાસ થયેલો નથી. પાંચ પાંચ છછ વર્ષે થયાં મીલમાં જાય છે ત્યાં પણ પાસ થતો નથી. એના કરતાં તો આપણી હસમુખ વધારે ભણેલ છે. પ્હેર મેટ્રીકમાં પાસ થશે.

મંગુ—તું એમ બોલે છે પણ અતીનો મીજાજ તો મહાવરાવની મા જેટલો છે. એ તો કહે છે કે બે હજારનું નક્કી હોય તો જ મારે બારણે ચઢજો. જન્માક્ષર સુદ્ધાએ આપવાની ના પાડે છે.

શાંતા—પણ તું એનાની પાસે માગું કરવા ગઈ શા માટે? તું ત્યાં ગઇ ને સ્હેજ વાત બ્હાર ચાલી એટલામાં તો જોગોને પૂજતો થયો તે! બધું શું થયું તે મને કહેતો ખરી, મને તો સ્હવારે જયા એ વાત કરી ત્યારે મેં જાણ્યું.

મંગુ—એમાં કહેવા જેવું શું છે? ઘરમાં સ્હેજ વાત થઇ તે હસમુખને કાને પડી એટલામાં તો એને તાણ આવી ને તાણમાંને તાણમાં મ્હોટો ઘાંટો પાડી લવવા લાગી કે મ્હારે અતીના નાનુ જોડે નથી પરણવું. મ્હારો સાં વિવાહ કરશો તો હું ઝેર ખાઇને મરીશ. તેમાં વળી મ્હાર ઘર પોળ વચ્ચે, એટલે એને તાણ આવી જાણી બૈરાંઓ એકઠા થઇ ગયા ને બધાએ એનો લવારો સાંભળ્યો ને નાતમાં હો હો થઇ ગઇ.

શાંતા—હસમુખ તો છેક હસેતી જ રહી, એનામાં કોણ જાણે કયારે ભાન આવશે? અત્યારે એ કેમ દેખાતી નથી? એની કૉલેજ તો હ

ભણ્યાં સ્હવારની છે તો અત્યારે એ કયાં રખડવા નીકળી પડી છે?

મંગુ—એ, વળી ઘેર રહે છે જ કયારે? બે વાર, ખાવાને સુવાજ ઘેર આવે છે. આખો દહાડો એની બ્હેનપણી હીરાને ત્યાં જ રહે છે. બંને જણાં જોડે લેસન કરે છે ને જોડે રમે છે. અમાસ પછી બળવંતરાયભાઈના ઘરના બધા આબુ જવાના છે. હીરા રોજ અહીં આવી મને કહ્યા કરે છે કે હસમુખને અમારી જોડે આબુ મોકલો. હસમુખને પણ એમની જોડે જવાનું બહુ મન છે. મારો એ મોકલવાનો વિચાર થાય છે પણ એ ના કહે છે.

શાંતા—ને હું પણ ના કહું છું. એ મોટા લોકોની સાથે આપણે ના પાલવે. તેમાં વળી એમને ત્યાં બધો સાહેબસાહી રીવાજ છે. વળી એમના સતેંદ્રની ચાલચલકત બહુ સારી નથી. નાતમાં તો એ છોકરો બહુ સારો કહેવાય છે પણ એ લોકો કૉલેજમાં જોડે હતા ને એ કહે છે કે સતેંદ્ર સારું માણસ નથી. માટે તું હસમુખને હીરાને ઘેર બહુ જવા દઇશ નહીં, વળી હું તો કહું છું કે તું હવે એને કૉલેજમાંથી ઉઠાડી દે. આપણને કૉલેજની ફી, ચોપડીઓ, કપડાલત્તા બધું ના પાલવે. બધા બહાર મશ્કરીઓ કરે છે કે એ ગરીબ છોકરીને શો રોફ છે?

મંગુ—ગરીબની છોકરી છે તો છો રહી, લોકોના બાપનું એમાં શું જાય છે. એમને ઘેર માગવા જાય ત્યારે ના આપે. આપણા લોકોની જાત જ અદેખી! હસમુખને કૉલેજમાંથી ઉઠાડી લેવાની વાત મ્હેં એમને કરી હતી પણ એ ના કહે છે. એ કહે છે ક મેટ્રીકમાં પાસ થશે તો વર વ્હેલો મળશે. કૉલેજમાં જાય છે તો વાંચવા લખવામાં એનો વખત જાય છે. ઘેર કામ વગર એકલી બેસી રહેશે તો નાહક સોસવાયા કરશે.

શાંતા—ઠીક ત્યારે, તારી મરજી, પણ ગમે તેમ કરી હવે એના વિવાહની તજવીજ કરજે.

મંગુ—કયાંથી કરૂં. આપણા માબાપ જીવતા હોત તો ગમે તેમ કરીને પણ એને પરણાવત. આપણે શું કરીએ? પાંચસે, સાતસેની વાત હોત તો આપણે બે મળી એકાદ જણસ વેચીને પણ લાવત પણ બે હજારનો ગાંસડો તો મ્હારા ને ત્હારા ઘરના નળીઆં વેચાય તોએ મળે એમ નથી.

(એવામાં અરાઢ ઓગણીસ વર્ષની એક સુંદર બાળા દોડતી દોડતી ત્યાં આવે છે.)

હસમુખ—મંજુ બ્હેન, મંજુ બ્હેન, ઓહો શાંતા બ્હેન, તું પણ અહીંઆ છે કે? હા–શ. મ્હારો હરખ માતો નથી. મારા જેવું નસીબવાન કોઇ નહીં હોય.

(નાચવા ને કુદવા મંડી પડે છે).

શાંતા—ચાલ, હસમુખ ગાંડાઇઓ કાઢવી રહેવા દે, તું હવે નાની છે? વીસ વર્ષની થવા આવી, શું છે તે આટલી બધી હરખાઇ જાય છે? જે હોય તે કહી દે.

હસમુખ—બ્હેન, આમ ધમકાવે છે શાની? મંજુ બ્હેન તો કાંઇ બોલતી નથી ને તું શેનું આટલુ બધુ મોટી બ્હેનપણું કેળવે છે? મારાથી તો રહેવાતુ નથી. હું તો હરખમાં ને હરખમાં ગાંડી થઇ જાઇશ. બહુ જ ખુશ ખબર છે.

મંજુ—હસમુખ, લગાર ઠાવકી થા, શું ખુશ ખબર છે તે કહેતો ખરી, અમે પણ તારા હરખમાં ભાગ લઇએ. એકલી એકલી જ મલકાયા કરીશ અમને કહીશ પણ નહીં?

હસમુખ—મંજુ બ્હેન, દુનીઆમાં મારા જેવું કોઇ પણ સુખી નહીં હોય. મારા સુખમાં કાંઇ મણા નથી.

(જોરથી હસી પડે છે)

શાંતા—મંજુ બ્હેન, તું એને આમ ફટવ નહીં છેક બહેકી જશે (હસમુખનો હાથ પકડીને) ચાલ, હવે, ગાંડાઇઓ મુકી દે, જે હોય તે ઠાવકી થઇને કહે.

હસમુખ—મંજુ બ્હેન, શાંતા બ્હેન, મારો હરખ માંતો નથી હું તો હરખમાં ને હરખમાં ગાંડી થઇ જાઇશ, ચાલ બધુંએ તમને કહું છું. મંજુ બ્હેન, ચ્હા કરજે હોં. નવા પ્યાલાં કાઢજે હોં. ને કાલે મ્હને રૂપીઆ આપજે મ્હારે મ્હારી બ્હેનપણીઓમાં પેંડા વ્હેંચવા છે. શાંતા બ્હેન તું જતી નહીં થોડીવાર બેસજે હોં ચાલ હું સ્ટવ ચેતાવું. એ આવશે એટલામાં ચ્હા થઇને રહેશે.

શાંતા—તું હવે લાડ કરતી બંધ રહીશ. આમ ગાંડાઇઓ કાઢીશ તો કૉલેજમાં મોકલવી બંધ કરી દઇશું. મંજુ બ્હેન, તું હવે એનાપર ધાક રાખે તો સારૂં ને તારાથી ના રખાય તો કાલથી એને મારે ત્યાં મોકલજે.

હસમુખ—(લગાર શાંત થઇને) પણ તેમાં તું આટલી બધી ખીજવાય છે શાની? હીરાની બા હમણા આપણે ત્યાં આવે છે એ આવે તે વખતે ચ્હા કરજે.

મંજુ—પણ હીરાની બા આપણે ત્યાં આવે છે તેમાં તું શેની આટલી બધી મલકાઇ જાય છે?

હસમુખ—(શરમાઇ જઇને) મારે મલકાવાનું કારણ તેમાં હીરાની બા મ્હારા વિવાહનું નક્કી કરવા આવે છે.

મંજુ તથા શાંતા બંને ઓચીંતા બોલી ઉઠે છે—તારા વિવાહનું નક્કી કરવા કોની સાથે?

હસમુખ—(શરમાતા શરમાતા) હીરાના ભાઇ સતેંદ્ર સાથે.

મંજુ તથા શાંતા—સતેંદ્ર સાથે? કેવી રીતે?

હસમુખ—બ્હેન, તારાથી આટલા દીવસ મ્હેં વાત છાની રાખી તે મને માફ કરજે. હું, હીરા તથા સતેંદ્રનો કેટલા દીવસ થયા બધુ જાણી એ છીએ. મંજુ બ્હેન, બોલ, દુનીઆમાં મ્હારા જેવું કોઇ ભાગ્યશાળી હશે? સતેંદ્ર જેવો એમ. એ. એલ. એલ. બી. વર! મને લાગે છે કે હું તો લગ્ન પહેલા જ ગાંડી થઇ જઇશ.

મંજુ—(હસમુખને પોતાની પાસે બેસાડી પંપાળતા પંપાળતા) હસમુખ તું હવે લગાર ભારેખમ થા, તારો હર્ષ લગાર દબાવી રાખ. આ તો ઠીક છે કે હું ને શાંતા બ્હેન બે જ છીએ. બીજું કોઇ અહીં બધું સાંભળે તો તારી મશ્કરી કરે ને તને ગાંડામાં ઠરાવે, ચાલ હવે ધીમે રહીને બધું કહે, બધી ગોઠવણ તમે ક્યારની કરી છે? હીરાએ બધી ગોઠવણ કરી આપી?

હસમુખ—ના, હીરાને પણ મેં પછીથી કહ્યું. હમે બંનેએ પહેલાં માંહે માંહે નક્કી કર્યું. પછી મેં હીરાને વાત કરી હીરાએ એની બાને કહ્યું ને હીરાની બા તારી પાંસે માંગુ કરવા આવે છે.

શાંતા—મંજુ બ્હેન, વાત બહુ વધી લાગે છે. બધુ છોકરવાદીરૂ વાજુ છે. તું હજી લક્ષ્મી બ્હેનને તથા બળવંતરાયભાઇને ઓળખતી નથી. એ લોકો કદી આપણી ગરીબની કન્યા લે જ નહીં.

હસમુખ—શાંતા બ્હેન, તું તો હજી એવી ને એવી જ રહી, પરણવું છે મારે ને સતેંદ્રને તેમાં લક્ષ્મી બ્હેન તથા બળવંતરાયભાઇનું શું ચાલવાનું છે? મીયાં બીબી રાજી તો કયા કરે મીયા કાજી.

મંજુ—હશે બધું જોઇશું, હસમુખ, તું હવે મ્હારાથી કશું છાનું રાખતી નહીં. જે હકીકત હોય તે અતથી તે ઇતી સુધી મને કહી દે. તમે બંનેએ માંહેમાંહે કેવી રીતે ગોઠવણ કરી?-કોઇ હોય નહીં ત્યારે તમે બંને જણા એકલા મળતા હતા ને બોલતા હતા?

હસમુખ—બધુ તને કહું ? પહેલેથી તે છેવટ સુધી ? તું મારી મશ્કરી નહીં કરે ? મને વઢીશ નહીં ?

મંજુ—ના, તારી મશ્કરીએ નહીં કરૂં ને તને વઢીશ નહીં. બધુ મને પહેલેથી કહે.

હસમુખ—(શરમાઇને) પહેલા તો અમે એક બીજા સાથે બીલકુલ બોલતા જ નહોતા. ને હું એને ધીક્કારતી હતી. કારણકે દરેક બાબતમાં તે બધાની મશ્કરી કર્યા કરતો હતો. એક દીવસે હું ને હીરા બંને સાથે ખુરશી પર બેઠા બેઠા ડ્રોઇંગ કાઢતા હતા. એવામાં પછાડીથી ઓચીંતા આવી એણે મારા ખભાપર હાથ મુકયો.

શાંતા—(ગુસ્સામાં) ને તેં હાથ મુકવા દીધો ? તું કાંઇ બોલી નહીં ?

હસમુખ—બીજો હાથ તેણે હીરાના ખભાપર મુકયો હતો.

મંજુ—હીરાની વાત જુદી છે. હીરા તો એની બ્હેન થાય ને તું તો ગમે તેવી પણ પારકી કહેવાય.

હસમુખ—હું તને એજ કહેવા જતી હતી. મ્હારૂં હૃદય ધબકવા લાગ્યું. મ્હારૂ મ્હોં લાલચોળ થઈ ગયું. મ્હારાથી ડ્રોઇંગ કાઢી શકાયું નહીં. બીજીવાર-પણ હવે મ્હારાથી તને બધું કહેવાય તેમ નથી. ટુંકામાં અમારો બંનેનો અરસપરસ પ્રેમ થયો છે.

શાંતા—તેં શાથી જાણ્યું કે એનો તારાપર પ્રેમ છે ? એને પોતે તને કાંઇ કહ્યું છે ?

હસમુખ—(વિચારમાં પડી જઇને) હા.

મંજુ—ને આટલી બધીવાર આ બધું તેં મ્હારાથી છાનું રાખ્યું ?

હસમુખ—મોટી બ્હેન, આટલો મ્હારો ગુનો તું માફ કર. બધી વાત ધીમે ધીમે બની છે. મને પોતાને પણ કેટલીવાર સુધી તો કશી ખબર પડી નહીં. અમે એક બીજાને મ્હોંડે પણ કશું કહ્યું નથી પણ અમે એક બીજાના હૃદય સમજીએ છીએ. હું જાણું છું કે મ્હેં ખોટું કર્યું છે પણ મ્હને બહુ જ શરમ લાગી તેથી તને કહેવાને મ્હારી જીભ ઉપડી નહીં.

મંજુ—(હસમુખને પંપાળતા, પંપાળતા; ધીમે રહીને) પણ બ્હેન, આ બધું ખોટું કહેવાય હોં !

શાંતા—પણ એને એના માબાપને મ્હોંડે બધી વાત કરી છે ને એના માબાપે હા પાડી છે ?

હસમુખ—એણે વાત કહી નથી. પણ હીરાએ કાલે એની બાને બધી વાત કરી છે ને હમણાં જ તે મંજુ બ્હેનને મળવાને માગુ કરવા આવે છે.

(નીચે બારણુનો ખડખડાટ સંભળાય છે. શાંતા દાદર તરફ નજર કરે છે ને આંખના પલકારાથી મંજુને જણાવે છે કે લક્ષ્મીબ્હેન આવે છે. ત્રણે જણાં નીચે ઉતરે છે. શાંતા ને હસમુખ બહાર જતી રહે છે. લક્ષ્મી બ્હેનને લઇ મંજુ ઉપર આવે છે)

પ્રવેશ ૨ જો.

મંજુ—આવો લક્ષ્મી માસી તમે કાંઇ આ તરફ

લક્ષ્મી—સહજ. અમસ્તી

(મંજુ ઉઠી ચાહ મુકવાની તજવીજ કરે છે)

લક્ષ્મી—બ્હેન, આ બધી માથા ફોડ જવાદે ને મારી કને થોડીવાર બેસ, મ્હારે તારી સાથે સહજ ખાનગી વાત કરવી છે રાતના મેલમાં સતેંદ્ર મુંબાઈ જવાનો છે તેથી મ્હારે ઘેર પાછા જવાની ઉતાવળ છે.

મંજુ—સતેંદ્ર કેમ હમણાં મુંબાઈ જાય છે? હમણાં તો રજાનો વખત છે ને મેં સાંભળ્યું છે કે તમે બધા થોડા દીવસમાં આણુ જવાના છો.

લક્ષ્મી—હા, આણુ જવાનું નક્કી હતું, પરંતુ કાલનો બધો વિચાર ફેરવ્યો છે. સતેંદ્રના કાકાજીનો વિચાર એમ છે કે સતેંદ્રને બીલકુલ અહીં રાખવોજ નહીં. મહીના માસમાં એના લગ્ન કરવાનો વિચાર છે તે વખતે એને મુંબાઇથી પાછો બોલાવીશું. આણુ જવાનું હાલમાં બંધ રાખ્યુ છે.

મંજુ—(સહજ ચમકીને) પણ મ્હારી હસમુખ હમણાં જ તમારે ત્યાંથી આવી. એને તો આ બધા તમારા ફેરવાયલા વિચારની વાત મને કહી નહીં.

લક્ષ્મી—અમારા ઘરની વાત એ શું જાણે?

મંજુ—હા, એ બીચારી શું જાણે? પણ વાતમાં ને વાતમાં હીરાએ એને કહ્યું હોયને કદાચ જાણે. હશે હવે તમારે મને જે વાત કહેવી હોય તે નિરાંતે કહો.

લક્ષ્મી—વાત કહેવાની બીજી કાંઇ નથી. કહેવાનું માત્ર એટલું જ કે આજથી તમારી હસમુખને અમારે ત્યાં બીલકુલ મોકલશો નહીં. જો મારા ઘરમાં એ પગ મુકશે તો ચાકર પાસે ધક્કો મરાવી કાઢી મુકાવીશ.

મંજુ—(સ્હેજ ક્રોધમાં) લક્ષ્મી માસી ખોટું ના લગાડશો. તમે મોટા તે તમારા ઘરના, મારી બ્હેન કાંઇ તમારે ત્યાં ચાકરના ધક્કા ખાવા

આવવા કાંઇ નવરી નથી. એ તો તમારી હીરા બોલાવે છે ત્યારે આવે છે.

લક્ષ્મી—હીરાને પણ મ્હેં સાફ કહ્યું છે કે હસમુખને ઘરમાં બીલકુલ બોલાવવી નહીં. એને લીધે તો કાલે અમારા ઘરમાં કેટલો કંકાસ થયો ને રાંધ્યા ધાન રહ્યા.

મંજુ—તમારા ઘરમાં એ બીચારી કે દહાડે કંકાસ કરાવવા આવી હતી?

લક્ષ્મી—ત્યારે શું કામ આખો દીવસ મારે ઘેર આવી બેસી રહે છે? મ્હારા સતેંદ્રને રાંડે ભુરકી નાંખ્યો છે. એને હીરા બંને કાલે હઠ લઇને બેઠા હતા કે હસમુખ સાથે સતેંદ્રનો વિવાહ કરો. જાણે મારા સતેંદ્રને કન્યા નહીં મળતી હોય કે એવી મા બાપ વગરની ભીખારીની કન્યા લઉં.

મંજુ—લક્ષ્મી માસી, લગાર જીભમાં હાડકુ રાખો તો સારૂં. મા બાપ વગરની ભીખારી જેવી છોકરી અમારે ઘેર છો રહી. તમારે ત્યાં આપવાને એ કાંઈ વધારે નથી. કે દહાડે અમે કોઇ તમારે ઘેર માગુ કરવા આવ્યા હતા કે આમ મારા સામું અહુંચું અહુંચું બોલો છો?

લક્ષ્મી—સીધી રીતે માગુ કરે તેતો સારૂ. તેને તો ધીમે રહીને નાગે કહેવાય પણ આતો સ્ત્રી ચરિત્ર કરી મારા છોકરાને ગાંડો કરી મુકયો. એ તો ઠીક થયું કે છોકરો ડાહ્યો કે તરત સમજી ગયો ને બધી વાતનો સલાહ સંપથી નીકાલ આવી ગયો. છોકરાને સમજાવતાં અમને બંનેને સાત પાંચ વીતી છે પણ છેવટે એ ઠેકાણે આવ્યો. પેલી હોકડી હજી ઠેકાણે આવી નથી એ જીદ લઇને બેઠી છે કે સતેંદ્રને બીજે પરણાવશો તો હું લગ્નમાં બીલકુલ ભાગ લઇશ નહીં ને એ બીજે ઠેકાણે પરણશે તો મરતા સુધી એની સાથે બોલીશ નહીં.

મંજુ—લક્ષ્મી માસી, તમારે કાંઇ મને વધારે કહેવું છે? આજથી મારી બ્હેન તમારે ત્યાં કોઇ પણ દીવસ પગ નહીં મુકે તે નક્કી સમજજો. તમારે કાંઇ બીજુ મને કહેવું હોય તો હું સાંભળવા તૈયાર છું. તમારા જેવા મોટાને ત્યાં અમારી ગરીબની છોકરી રમવી પણ મ્હેં મોકલી તે ભુલ કરી. તમારી હીરાના બેનપણા કર્યા તેમાં જ મારી હસમુખને આ સાંભળવું પડયુંને?

લક્ષ્મી—મંજુ, તું ખોટું લગાડીશ નહીં. હસમુખ મને તો બહુજ ગમે છે. ખાસી ભણેલી ગણેલી છે. દેખાવડી પણ સારી છે. ગાય છે, બરે છે પણ બહુ મજાનું. મારી હીરાને તો એના વગર બીલકુલ નહીં ગમે. અમારા ઘરમાં તો એના આવ્યાથી બધાને આનંદ થાય છે

પણ સતેંદ્રનો વિવાહ એની સાથે થઇ શકે એમ નથી તેથી લાચારીએ અમારે આ પગલું ભરવું પડયું.

મંજુ—મારી બ્હેન બધી રીતે સારી છે તો તમારા સતેંદ્રનો વિવાહ એની સાથે કેમ ના થાય ? નાતના બેટા બેટી નાતમાં ના વરે તો ક્યાં વરે ?

લક્ષ્મી—નાતના બેટા બેટી નાતમાં વરે એ તારૂં કહેલું ખોટું છે. પૈસાદારના છોકરાં પૈસાદારમાં વરે ને ગરીબના છોકરાં ગરીબમાં વરે એમ કહેલું બરોબર છે. મોતીભાઇને ત્યાં સતેંદ્રનો વિવાહ નક્કી જેવો છે. એ છોકરી હસમુખના જેવી દેખાવડી ને ભણેલી નથી. પણ ત્રણ હજાર રૂપીઆ આપે છે ને ઘેર આવશે ત્યારે નાગી ભુખી નહીં આવે. નહીં નહીં તોએ દસ પંદર હજાર રૂપીઆ લેતી આવશે. મારા સતેંદ્રનો વિવાહ તારી બેન જોડે કરૂં તો આમાનું કશુંએ મળે એમ છે ? બે લુગડા કરવાનો પણ મ્હારે તોડ રહે.

મંજુ—હાસ્તો, હમે ગરીબ, આટલું બધું ક્યાંથી આપીએ ? નાતમાં જ્યારે વરોની આમ હરરાજી બોલાવાય છે તો અમારા જેવા ગરીબનો શો આશરો !

લક્ષ્મી—ચાલ, બ્હેન હવે હું જાઉં છું. બહુ મોડું થઇ ગયું. (બંને નીચે ઉતરે છે. લક્ષ્મી બ્હેન જાય છે. મંજુ નીચે ઉમરા ઉપર વિચારમાં ગરક થઇને બેઠી છે એવામાં હસમુખ દોડતી દોડતી આવે છે.)

પ્રવેશ ૩.

હસમુખ—મંજુ બ્હેન, બધું નક્કી કર્યું ? ક્યારે હા કહેવડાવે છે ?

મંજુ—બ્હેન બારણાં બંધ કરી તું ઉપર આવ. હવે તો તું સ્હેજ ડાહી થાય તો સારૂં. આમ ગાંડાઇઓ શું કાઢતી હશે ? પાંચ વાગવા આવ્યા છે હવે એમને આવવાનો વખત થયો છે.

(બંને ઉપર ચઢે છે)

મંજુ—હસમુખ, તું શાંત થા, સતેંદ્રને તું ખરા પ્રેમથી ચાહે છે ? તારો વિવાહ એની સાથે ના કરીએ તો શું થાય ?

હસમુખ—(શરમાઇને) તું એવું મને શા માટે પુછે છે ?

મંજુ—તું શાંત થઇને એક ચિત્તે બેસ તો તને બધું કહું. બીલકુલ ગભરાતી નહીં. હિમ્મત રાખજે.

હસમુખ—હા, મને બધું કહે. એમને કેવી રીતે વાત ઉપાડી.

(મંજુ બીલકુલ બોલતી નથી પણ હસમુખના સામું ટગર ટગર જોયા કરે છે.)

હસમુખ—કેમ મંગુબ્હેન તું કાંઇ બોલતી નથી? મારાથી તું કાંઇ છાનું રાખે છે. કાંઇક છે ખરૂં?

મંગુ—હા કાંઇક છે ને તારે તે સાંભળવું પડશે. તારામાં બીલકુલ ભાન નથી. તેં મને પહેલેથી સહજ પણ ઇસારો કર્યો હોત તો આ વખત ના આવત. હું પણ ભાન વગરની કે એવા અભીમાની ને, લોભીઆ લોકોને ત્યાં તને જવા દીધી. લે, હવે સાંભળ, તું ગરીબ છે માટે એમના સતેંદ્રને માટે નકામી છે. સતેંદ્રનો વિવાહ તો મોતીભાઇની વિમળા સાથે નક્કી કર્યો છે. ત્રણ હજાર રૂપીઆં રોકડા આપવાના, ને ઘેર જશે ત્યારે એ છોકરી દસ પંદર હજાર રૂપીયાનો દરદો લઇને જશે. તારી પાસે એમાંનું કાંઇ છે?

હસમુખ—(ગભરાઇ જઇને) મંગુબ્હેન તું શું કહે છે! સતેંદ્રનો વિવાહ બીજે ઠેકાણે થાય! એ કદી બને જ કેમ? હું તે માનુંજ નહીં. સતેંદ્ર આ વાત જાણે છે! મને મુકી સતેંદ્ર કદી વિમળાને પરણે જ નહીં

મંગુ—તું હવે ધારી પડીશ. સતેંદ્ર એ બધુ જાણે છે ને તારી બ્હેનપણી હીરાએ બધું જાણે છે ને કાલે નાતમાં ન્યાત બહાર પાડવાની છે.

હસમુખ—(બ્હાવરી બની જઇને) હેં! તો હું એને મળી બધી વાત પુછી જોઉં અથવા તો ચીઠ્ઠી લખી પુછાવું. જો સતેંદ્ર મ્હારી સાથે નહીં પરણે તો મ્હારાથી જીવાશે નહીં. ત્યારે તો આપઘાત કરી મરવું પડશે. (હસમુખ ઉઠી દાદર તરફ જવા માંડે છે.)

મંગુ—(હસમુખના બે હાથ પકડી, પોતાની કને બેસાડે છે) હસમુખ, તું એ લોકોને ઘેર આજથી જતી નહીં. લક્ષ્મીબ્હેને મને સાફ કહ્યું છે કે જો હસમુખ અમારે ઘેર આવશે તો ચાકર પાસે ધક્કા મરાવી કઢાવી મુકીશું.

(હસમુખ પોકે પોક મુકી રડે છે. રડતાં રડતાં ભોયપર પડતું નાખે છે. એને તાણ આવવા માંડે છે. મંગુ મહા મુસીબતે એમોનીઆ સુંઘાડી તથા પાણી છાંટી એને શાંત પાડે છે. થોડીવારે હસમુખની તાણ બંધ પડે છે ને એ મ્હોટે ઘાંઘ શાંત પડે છે ને મંગુના ખોળામાં માથુ મુકી ધીમે ધીમે રડે છે. મંગુ એને પંપાળે છે.)

મંગુ—હસમુખ, મારા સામું જો તું બીલકુલ ગભરાતી નહીં. તારે જે કાંઇ મને કહેવું હોય તે હિમ્મતથી મને કહે બ્હેન, હું તારી મોટી બ્હેન થાઉંછું. મા મરી ગઇ છે એમ સમજતી નહીં હો! મને

તારી મા સમજજે ને કાંઇ પણ ઓછું આણતી નહીં. તારે કાંઇ છુપી વાત મને કહેવી છે એમ લાગે છે માટે મને નિરાંતે કહે.

હસમુખ—(રડતાં, રડતાં), મોટી બ્હેન મને કાઇ પુછતી નહીં. હું બહુ પાપીછું. મારાથી હવે બીલકુલ જીવાશે નહીં. શરમને લીધે હવે હું મરી જાઇશ.

(મંજુ, એને છાતીસરસી ચાંપે છે ને ધીમે સાદે કહે છે.)

મંજુ—મ્હારી વ્હાલી બ્હેન, તું ગભરાઇશ નહીં. મને જે કહેવું હોય તે કહે. એમજ જાણજે કે તારી મા જીવે છે. હું બેઠી છું ત્યાં સુધી તને કાંઇ પણ દુઃખ નહીં પડે હો!

હસમુખ—(રડતાં, રડતાં,) ઓ મ્હારી મા, ઓ મ્હારી વ્હાલી મા, જો તને ખબર પડે કે તારી છોકરીએ કેવું પાપી કૃત્ય કર્યું છે!

મંજુ—(એને પંપાળતા પંપાળતા) બ્હેન, ગભરાઇશ નહીં, મને કહે, છેક ધીમે સાદે કહે, મ્હારા કાનમાં કહે.

(હસમુખ એના કાનમાં છેક ધીમે સાદે કાંઈ કહે છે. મંજુ ઓચીંતી ચમકી ઉઠે છે.)

મંજુ—હસમુખ, તું શું કહે છે? ખરી વાત!

હસમુખ—(રડતાં રડતાં) હા, બ્હેન ખરી વાત, તું મને માફ કરજે, ઓ પરમેશ્વર! મને માફ કરજે. બ્હેન હવે હું બહાર શું મ્હોં બતાવીશ. હું રાંડ મરી કેમ ના ગઇ? ઓ ધરતીમાતા, મને માગ આપ કે હું સમાઇ જાઉં.

(મંજુ અસંત શોકમાં ગરક થઇને હીંચકાપર પડે છે. હસમુખ એક ખુણામાં બેઠી બેઠી રડયા કરે છે. થોડીવારમાં એના મગજમાં કાંઇ એકાએક વિચાર સ્ફુરી આવવાથી, તે ઓચીંતી ઉઠે છે ને મ્હોં ધોઇ ઘરની બાહાર નીકળી પડે છે. મંજુ પોતાના વિચારમાં એટલી બધી ગરક થઇ ગઇ હતી કે હસમુખના જવાની તેને બીલકુલ ખબર પડી નહીં. થોડીવારે મંજુનો પતી ઠાકોરલાલ ઓફીસમાંથી આવે છે. પોતાની સ્ત્રીને અત્યંત શોકમાં ગરક થઇને બેઠેલી જોઇ ઠાકોરલાલ તેની પાસે જાય છે.)

પ્રવેશ ૪

ઠાકોરલાલ—તું આજે આટલી બધી ઉદાસ કેમ લાગે છે? છોકરાં તો બધા સારા છે નો?

મંજુ—હા છોકરાં તો બધા સારા છે, પણ હસમુખને માટે મારો જીવ બહુ બળે છે.

ઠાકોરલાલ—હસમુખનું વળી શું થયું છે? એનો વિવાહ હજી સુધી થયો નથી તેની તને દીલગીરી થાય છે તે હું જાણું છું, પણ હસમુખ જેટલી નાતમાં ઘણી એ છોકરીઓ કુંવારી છે. એને મેટ્રીકમાં પાસ થવા દે એટલે વર એની મેળે ઘર પુછતો આવશે.

મંગુ—તમારે મન તો સ્હેજ છે. પણ વાત તો બહુ વધી પડી છે. હસમુખના માં બીલકુલ ભાન નથી ને એણે અણસમજમાં ભારે ભુલ કરી છે.

ઠાકોરલાલ—હે! શું ભુલ કરી છે?

મંગુ—એ બીચારીએ એક લુચ્ચા માણસ સાથે સંબંધ કર્યો છે. પરણવાની આશા આપી એ લુચ્ચાએ એને ફસાવી છે ને અત્યારે હસમુખને દહાડા રહ્યા છે.

ઠાકોરલાલ—(ગભરાઇ જઇને) હેં! ખરી વાત, કોની સાથે એ ફસાઈ પડી?

મંગુ—બળવંતરાયભાઇના સતેંદ્ર સાથે.

ઠાકોરલાલ—તું શું બોલે છે? સતેંદ્રનો વિવાહ તો મોતીભાઇની વીમળા જોડે થાય છે. હમણાં જ મોતીભાઇએ પોતે મને વાત કરી.

મંગુ—હું બધુંએ જાણું છું. લક્ષ્મી બ્હેન અહીંઆ આવી મને બધુ કહી ગયા ને વધારામાં એ પણ કહી ગયા કે આજથી હસમુખને મારે ત્યાં મોકલવી નહીં. જો હસમુખ અમારા ઘરમાં પગ મૂકશે તો ચાકર પાસે ધક્કા મરાવી એને ઘરની બાહર કઢાવી મુકીશું.

ઠાકોરલાલ—પણ તને સતેંદ્રવાળી વાત કહી કોણે?

મંગુ—હસમુખે પોતે.

(ઠાકોરલાલ કપાળે હાથ દઇ અત્યંત વિચારમાં બેસે છે. મંગુ નીચે જઈ પતીને માટે ચાહ મુકે છે. થોડી વારે ચ્હા તથા કાંઇ ખાવાનું લઈ ઉપર આવે છે ને પતીને ચ્હા આપતાં આપતા પુછે છે)

મંગુ—હવે એનો શું ઉપાય કરવો તમે ધારો છો?

ઠાકોરલાલ—બીજા કોઇનું ઘર હોત તો ઉપાય થાત, પણ બળવંતરાયનું ઘર તો નેસ જેવું છે. એમણે તો બધા છોકરાના બબ્બેને ત્રણ ત્રણ હજાર પડાવ્યા છે ને દસ દસ હજારનો દલ્લો લઇ આવે એવી વહુઓ શોધી છે. એમને સમજાવવાનું કામ બહુ જ કપરૂં છે.

મંગુ—ત્યારે હવે આપણે બ્હાર શું મ્હોં બતાવીશું? આ વાત કાંઇ છાની રહેવાની છે? (મંગુની આંખમાં આંસુ આવી જાય છે) મુઆ, માબાપ, મરતા ગયા ને મને દુઃખધામાં નાંખતા ગયા, તમે હસમુ-

અને ભણાવીને આટલી મોટી થવા દીધી. કોઇ વાટે જતા વિદ્યાર્થીને પરણાવી દીધી હોત તો આવો વખત ના આવત. હવે કેમ થશે?

ઠાકોરલાલ—(પોતાની સ્ત્રીને શાંત પાડીને) હવે થઇ ગયું તે થઇ ગયું. ગઇ ગુજરીનો શોક કરી નાહક તારૂં લોહી શું કામ બાળે છે? અત્યારે હું બળવંતરાયભાઇને ત્યાં જઈ એમને મળું છું ને બધી હકીકત કહું છું. જો એમના ચિત્તમાં ઠરી વસે ને એ માને તો બંનેનો વિવાહ કરી નાખીએ. દસ પંદર દિવસમાં લગ્ન થઈ જાય તો બધી વાતપર ઢાંક પીછોડો થાય. પણ મ્હને એ ઘરની બીલકુલ આશા પડતી નથી. બહુ પૈસાવાળા તે બહુ લોભીઆ, હું શાંતાના વરને પણ બધી વાત કહી સતેંદ્રને સમજાવવા મોકલીશ. સતેંદ્રને ને એને દોસ્તી છે તેથી કદાચ સતેંદ્રને એ એ વાત કહે ને એ માને તો આ વાતનો રસ્તો આવે.

મંગુ—પણ એ લોકો કોઈ નહી માને તો.

ઠાકોરલાલ—નહીં માને તો જેવાની સાથે તેવા. રાતના હસમુખને લઇ એમને ઘેર જઇશ ને ચાર લોકો ભેગા કરી બધી વાત કહીશ ને હસમુખને સતેંદ્રને સોંપી આવતો રહીશ. આપણો ફજેતો ને જોડે એમનો એ ફજેતો!

(ઠાકોરલાલ કપડાં પહેરી બહાર જાય છે. મંગુ નીચે જઈ ઘર કામમાં પરોવાય છે ને એકાદ કલાક નીકળી જાય છે. બહાર, ઓટલાપર કાંઇ ધાંટા ધાંટી સંભળાય છે. ધાંટા સાંભળી મંગુ ઓટલાપર આવે છે. એની નજરે જમની બ્રાહ્મણી તથા હસમુખ પડે છે. જમનીએ હસમુખના બે હાથ પકડ્યા છે. હસમુખ જોર કરી તેના હાથમાંથી છુટવા પ્રયત્ન કરે છે.)

પ્રવેશ ૫ મો.

હસમુખ—બસ મારે ફાવશે તે હું કરીશ, તેમાં તમારા બાપનું શું જાય છે? મને અટકાવનાર તમે કોણ?

જમની—એકવાર હું ઠાકોરભાઇને કે મંગુ બ્હેનને બધી વાત કહું ને તમને સોંપી દઉં એટલે બસ, પછી તમારે ફાવે તેમ તમે કરજો.

મંગુ—હસમુખ, શું તોફાન માંડયું છે. જમના માસી, શું છે? ચાલો, બંને જણાં ઘરમાં આવો ઓટલાપર શો ઘોંઘાટ.

(ત્રણે જણાં ઘરમાં જાય છે. મંજુ બારણા બંધ કરે છે. બધા અંદરના ઓરડામાં જાય છે. હસમુખ દાંત પીસી એક ખુણામાં ઉભી રહે છે. મંજુ જમની બ્રાહ્મણીને બેસવા પાટલો મુકે છે.)

જમના—મંજુ બ્હેન ઠીક થયું કે હસમુખ બ્હેન મારા જોવામાં આવ્યા, નીકર આજે વાતનું વતેસર થઇ જાત.

મંજુ—કેમ, જમના માસી, શું હતું?

જમના—હું આજે સ્હવારે ડાકોર ગઇ હતી અત્યારે પાછા આવતાં ઇસ્ટેશનના રસ્તાપર વાવમાં હસમુખ બ્હેન ભુસકો મારતાં હતા. એમને જોતાં જ હું દોડીને પાછળથી એમને પકડી લઇ જોર જુલમથી અહીં સુધી ઘસડી લાવી છું. એકવાર બ્હેનને તમને સોંપ્યા એટલે મારા જીવને નિરાંત વળી.

મંજુ—શું કરીએ, જમના માસી, અમણાં અમણાં એનું ચિત્ત ભ્રમ થઇ ગયું છે ને આમ ગાંડાઇઓ કહાડે છે. સારૂં થયું કે એ તમારા જોવામાં આવી.

(મંજુ ઉપર જઇ પેટીમાંથી એક નવુ લુગડુ કાઢી જમનીને આપે છે).

મંજુ—જમના માસી, આજે મેં બ્રાહ્મણ ગાયત્રી કરી હતી ને લુગડુ આપવાનુ હતુ તે તમારે માટે રાખી મુક્યું છે. તમારે ત્યાં મ્હેં ન્હોતરૂ કહાવ્યું હતું, પણ સ્હવારે તમારે બારણે તાળું હતું.

જમની (લુગડુ લેતા લેતા) સ્હવારની હું ડાકોર ગઇ હતી એટલે બારણે તાળુ હતું. ચાલો હું ઘેર જાઉં છું, ગાડીપરથી બારોબારજ અહીંઆ આવી છું.

મંજુ—હા, આવજો હોં ને આ વાત કોઇને કરશો નહીં. એનું ગાંડપણ નાતમાં બધા જાણે તો કોઇ એને લે નહીં. હજી તો એનો વિવાહે કર્યો નથી.

જમની—એની બીલકુલ ફીકર કરશો નહીં, હું કોઇને મ્હોંએ વાત નહીં કરૂં.

(જમનીના ગયા પછી)

મંજુ—બ્હેન, હસમુખ, તું હવે શાંત થા. હશે જે થવાનુ હતુ તે થઇ ગયું. ચાલ મારી કને આવ.

(મંજુ હસમુખને પોતાની કને બેસાડી આશ્વાસન આપે છે.) ચાલ મ્હારા સમ ખાઇને કહે કે હવે કોઇ દીવસ આપઘાત કરવાનો પ્રયત્ન નહીં કરૂં.

હસમુખ—(રડતાં રડતાં) આપઘાત ના કરૂં ત્યારે હવે હું બ્હાર શું મ્હોં બતાવું?

મંજુ—તું ગભરાઈશ નહીં, બધી વાતનો રસ્તો થશે. એ બળવંતરાયજોઈને ત્યાં ગયા છે. શાંતા બ્હેનનો વર પણ સતેંદ્રને મળશે ને જો બનેશે તો તારો વિવાહ સતેંદ્રની સાથે જ કરી આઠ દસ દીવસમાં લગ્ન પણ કરી નાખીશું.

હસમુખ—(દાંત પીસીને ક્રોધથી) એ લુચ્ચા સાથે તો હવે હું કદીએ ના પરણું, એનું મ્હોં પણ હવે હું જોનાર નથી.

મંજુ—કેમ, એનું કાંઇ કારણ? થોડીવાર પહેલાં તો એને પરણવાના હરખમાં તું ગાંડી થઈ ગઇ હતી.

હસમુખ—મંજુ બ્હેન, તું હવે મ્હેણા મારી મને દાઝયાપર ડામ ના દે. હું અસારે એની કને ગઇ હતી. એની કલબમાં જતા રસ્તામાં એ મને મળી ગયો. દુર સ્ટેશનના રસ્તા સુધી અમે બંને ગયા, મેં એને બધી વાત કરી, પણ એ લુચ્ચાએ મારો તિરસ્કાર કર્યો ને મારી સાથે પરણવાની સાફ ના પાડી. મ્હેં એનો છેડો ઝાલ્યો ને રડતી રડતી એને વળગી પડી ત્યારે એણે મને ધક્કો માર્યો ને ધમકી આપી કે જો તું મારા શરીરને અડકીશ તો પોલીસને બોલાવી તને પકડાવી દઇશ. મને રડતી મુકી એ ત્યાંથી નાસી ગયો. હું રડતી રડતી એની પછાડી દોડી ને ઘણીએ બુમો પાડી પણ એ રાક્ષસને મારી બીલકુલ પણ દયા આવી નહીં.

(હસમુખ આટલું બોલી પોકે પોક મુકી રડી પડી ને મોટી ચીસ પાડી ને બે શુદ્ધ થઈને ભોંયપર પડી થોડીવારમાં એને તાણ શરૂ થઇ. એવામાં ઠાકોરલાલ, શાંતા તથા શાંતાનો વર ત્યાં આવી પહોંચે છે. બધાં હસમુખને ઉંચકી મેડીપર સુવાડી આવે છે.)

પ્રવેશ ૬ (?)

એક બે મહીના પછી.

(સ્થળ પોલીસ કોર્ટ)

મેજીસ્ટ્રેટ—કેમ બાઇ જમના, તું તારો ગુનહો કબુલ કરે છે?

જમના—(ધ્રુજતાં ધ્રુજતાં હાથ જોડીને) કયો ગુન્હો બાપજી.

મેજીસ્ટ્રેટ—ઝેરી દવા આપી બાઇ હસમુખનો જીવ લેવાનો ગુન્હો.

જમના—બાપજી, હું બધું સાચું કહીશ, એ છોકરી કુંવારી હતી ને એને દહાડા રહ્યા હતા, તેથી એની બ્હેને મને ગર્ભ પડાવવાનો ઉપાય પુછયો. મ્હેં દવા આપી ને એ દવાથી એ બાઇનું મરણ થયું એ વાત ખરી. પણ બાપજી મ્હેં એને જાણી જોઇને મારી નાખી નથી.

મેજીસ્ટ્રેટ—પણ તારે એવી દવા શામાટે આપવી પડે? તું એવો ધંધો કરે છે?

જમના—શું કરીએ બાપજી. પેટને માટે આવો ધંધો કરવો પડે છે. આબરૂદારો આબરૂ રાખવા અમારા જેવા પાસે દવા લેવા આવે છે. અત્યાર લગણ તો રાંડી રાંડો આવી દવા લેવા આવતી પણ હમણાં હમણાં તો કુંવારીઓને પણ આવી દવાઓ આપવી પડે છે. માટે સાહેબ મ્હને માફી મળવી જોઇએ.

પોલીસ પ્રોસીક્યુટર—નામદાર કોર્ટ, ગુન્હેગાર ગુન્હો કબુલ કરે છે તેથી સાક્ષી લેવાની હું જરૂર જોતો નથી.

મેજીસ્ટ્રેટ—એક મુખ્ય સાક્ષીની જુબાની લો એટલે બસ.

(મંગુને કોર્ટમાં લાવવામાં આવે છે. મંગુ રડતી રડતી મેજીસ્ટ્રેટ પાસે ઉભી રહે છે).

મેજીસ્ટ્રેટ—બ્હેન તમે લગાર શાંત થાઓ.

(જમનીએ કરેલો એકરાર વાંચી સંભળાવે છે).

આ બધી વાત ખરી છે?

મંગુ—હા, બધુ ખરૂં છે. મારી બ્હેન બીચારી ભોળી બ્રહ્મા જેવી હતી. કોઇ લુચ્ચાએ પરણવાની આશા આપી એ બાપડીને ફસાવી. એના ફસાવનારને સરકાર કાંઇ શીક્ષા નહીં કરે?

મેજીસ્ટ્રેટ—એ શીક્ષા કરવાનું મારા હાથમાં નથી.

મંગુ—(મોટો ઠુઠવો મુકી રડી પડે છે ને બુમ પાડે છે) ઓ મારી બ્હેનરે.

મેજીસ્ટ્રેટ—(ઠાકોરલાલને) તમે એમને અહીંથી લઇ જઇ શાંત કરો. બાઇ જમનાને હું ત્રણ માસ સખ્ત કેદખાનાની સજા ફરમાવું છું.*

---

## વિધવા પુનર્લગ્ન.

રા. મણીલાલ અજીતરાય બી. એ.

(પૃ૦ ૧૫ થી ચાલુ)

### (૬) સનાતન ધર્મ દૃષ્ટિ.

(અનુભવ-રૂઢી-અંતઃ-પ્રેરણાને આધારે)

ચાલુ વર્ષની વસ્તી ગણત્રીના પ્રસંગમાં ગઇ સાલના (૧૯૧૦) ચોમાસામાં સુરત શેહેરમાં બ્રહ્મક્ષત્રી-ક્ષત્રીય-ક્ષત્રી અથવા ખત્રી તથા ખાત્રી એ

---

* Brieux નામના પ્રખ્યાત ફ્રેન્ચ નાટકકારના Maternity નામના નાટકમાના ફેરફાર ભાગનો અનુવાદ.

નામો ધારણ કરતી નાતોમાં શા રીત રીવાજ પ્રવર્તે છે તથા તે નાતોમાં ભેદની હદ કયાં રહે છે તે જોવા સરકારી નોકરીને અંગે મને પ્રસંગ મળ્યો હતો. તપાસમાં એમ જણાયું કે સુરતમાં "બ્રહ્મક્ષત્રીય" નામ ધરાવતી બે નાતો હાલ હયાતી ધરાવે છે. "બ્રહ્મ" શબ્દનો ત્યાગ કરી કેવળ "ક્ષત્રીય" નામ કાયમ રાખનાર એક ત્રીજી નાત છે. ચોથી નાતને "ખત્રી" અથવા "ખાત્રી" નું નામ આપવામાં આવે છે. "ખાત્રી" "ખત્રી" એ "ક્ષત્રિય" શબ્દના વિકારો છે. "બ્રહ્મ" શબ્દ પાછળથી વધારેલો જણાય છે. "ક્ષત્રીય" નામ ધરાવતી નાતો આચાર વિચારમાં ઇતરે અને હિંદુ કોમમાં તે નાતની કીર્તિ હલકી પડે એવાં આચરણ એક નાત સ્વીકારે ત્યારે ઉચ્ચ આચરણ કાયમ રાખનાર તેજ નાતની શાખા પોતાને "બ્રહ્મક્ષત્રીય" નામ આપે એ સ્વભાવિક છે.

"ક્ષત્રીય" નામ આ ચારે નાતોને સામાન્ય હોવાથી ઘણા પ્રાચીનકાળમાં આ બધી નાતો એકજ હશે એમ અનુમાન જોય છે. ઇતિહાસની ગેરહાજરીમાં એક નાતમાં આટલા વિભાગો કેમ પડયા તે સ્પષ્ટ રીતે સિદ્ધ કરવું અશકય છે. પણ આ ચાર નાતોમાં ચાલતા આચાર વિચાર તપાસતાં જે ભેદ મને જણાયા તે બતાવું છું. આ તપાસ મેં સેવા વર્ષ ઉપર કરી હતી અને મારી પાસે તપાસના પરિણામનાં કંઈ લેખીત સાધન નથી પણ મારી યાદદાસ્ત ઉપરથી આ હકીકત લખુ છું. મારી કંઇ વિસ્મૃતિ થઇ હોય તો આ હકીકત સુધારાને પાત્ર છે.

(૧) બ્રહ્મક્ષત્રીય જ્ઞાતી વિભાગ પેહેલો (આપણી જ્ઞાતી.)

(૨) બ્રહ્મક્ષત્રીય જ્ઞાતી વિભાગ બીજો.

આ બન્ને નાતો વચ્ચે મોટો અંતર માત્ર વિધવા પુનર્લગ્નનો જોવામાં આવ્યો હતો. બીજા વિભાગની નાતમાં પુનર્લગ્નની છુટ છે. આપણી નાતમાં તેની બંધી છે. દ્વિજ સંસ્કાર તથા નાતના (કુલ કે કુટુંબના નહિ) આચાર વિચાર બીજી બધી રીતે મળતા જણાયા હતા. આ નાતમાં પણ આશરે દોઢસો ઘરો છે.

(૩) ક્ષત્રીયજ્ઞાતિ ત્રીજો વિભાગ. આ નાતમાં વિધવા પુનર્લગ્નની છુટ છે તે ઉપરાંત તેઓ માંસ દારૂ વાપરી શકે છે. પણ તેઓ દ્વિજના કંઇ સંસ્કારો કાયમ રાખી રહ્યા છે.

(૪) ખાત્રી.

આ નાતમાં દ્વિજ સંસ્કારનો અભાવ, વિધવા પુનર્લગ્ન, આહારમાં માંસ મદિરાની છુટ પ્રવર્તે છે.

આ ચારે નાતોની–આર્થિક સ્થીતિ–કેળવણી પ્રસાર–સ્ત્રી વર્ગની સ્થિતિ–હિંદુ જનસમાજમાં પદવી એ વિષે મેં કંઈ તપાસ કરી હતી. તેમાં જણાયું કે ચોથા પ્રકારની નાત છેક કનિષ્ટ પંક્તિ ભોગવે છે. તેઓ મજુરનું કામ કરે છે. દ્રવ્ય સંબંધી સ્થીતિ પણ મીલના મજુરો કરતાં સેહેજ જ ચડતી જણાય છે. ઘરની વ્યવસ્થા અંધાધુનીની હોય છે. સ્ત્રી ઘરની ધણીયાણી કે અધ્યક્ષ ગણાતી નથી અને પુરૂષ કરતાં બહુ ઉતરતી પદવી ઘણા ભોગવે છે. છુટા છેડાનો રીવાજ પણ તે નાતમાં ચાલે છે. આપણી નાતમાં સ્ત્રી ઘરનું પ્રમુખપદ ભોગવે છે. આ નાતની સ્ત્રીઓ આપણી નાતની સ્ત્રીઓના પ્રમાણમાં દાસી તરીકે ગણી શકાય. નાતમાં જમવા જવું હોય અને સારાં લુગડાં પેહેરવાં હોય તો પુરૂષ કાહાડી આપે ત્યારે સ્ત્રીને પેહેરવા મળે. અને તે પણ ટ્રસ્ટ તરીકે એટલે જમી આવીને તુરત ધણીને તે લુગડાં ઘરેણાં પાછાં સોંપવાનાં. મતલબ કે ઘર વ્યવસ્થામાં પતિ પત્નીના પવિત્ર સંબંધમાં પણ એકબીજા ઉપર અવિશ્વાસની વૃત્તિ પ્રધાનપદ ભોગવે છે.

પતિનો જે ઘરમાં સ્ત્રી ઉપર અવિશ્વાસ તે ઘરમાં સ્ત્રીનો પતિ ઉપર અવિશ્વાસ થાય તે કેવળ સ્વભાવિક માનસિક બિંબ પ્રતિબિંબનો ધર્મ છે.

ગુજરાન. લિંગ ધર્મ તથા સહવસ્તિ એ ત્રણ સ્વભાવિક મનુષ્ય પ્રેરણાએ જાણે સ્ત્રી પુરૂષોને લગ્નની ગાંઠથી જોડયા હોય એવો ભાસ આ નાતની ઘર વ્યવસ્થા જોતાં આપણને દેખાય. તેથી વધારે ઉચાં લક્ષો જણાય નહિ.

ત્રીજી પંક્તિની નાત ચોથી પંક્તિની નાત કરતાં દ્રવ્ય સંબંધિ સ્થાતિ તથા ગૃહસ્થાશ્રમ વ્યવસ્થામાં ચઢીયાતી જણાય, તે નાત ઘણે ભાગે વેપારમાં ગુંથાયી છે. અને નાતના શેઠીઆઓ પૈસો કમાવામાં બહુ સારા આગળ વધેલા જણાયા પણ ઘર વ્યવહારમાં સ્ત્રીની જગા સામાજીક જીંદગી, સામાજીક વૃત્તિ, કેળવણી, બુદ્ધિ વિકાસ માર્ગ આ બધી બાબતોમાં આપણી જાતિ કરતાં ઘણી ઉતરતી આ નાત છે.

બીજી પંક્તિની નાતમાં પૈસો ત્રીજી પંક્તિ કરતાં કમી જણાયો પણ સ્ત્રીઓની બુદ્ધિ તથા ગૃહસ્થાશ્રમમાં પદવી ત્રીજી પંક્તિની નાત કરતાં ચઢીયાતી જોવામાં આવી હતી.

અને તો બુદ્ધિ વિકાસ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીની પત્ની–કુજનિ માર્ગ પ્રતિ વલણ નવા લક્ષોનું અનુકરણ આ બાબતોમાં આપણી નાત શ્રેષ્ટ જણાય હતી.

આ ઉપરાંત મૂળ ક્ષત્રીય વર્ગના પણ દેશકાલને લીધે અનેક વિભાગોમાં વહેંચાઇ ગયેલા બીજા ક્ષત્રીયો ઘણા છે. કાયસ્થ, રજપુત, મરાઠા, ભાળીયા લુવાણા આ બધી જાતોમાં ઉત્સાહ પરાક્રમ તથા ટેક ક્ષત્રીયોનો થોડે ઘણે અંશે જોવામાં આવે છે. એક વર્ણમાં ઘણા ભેદો પડયા છે તેમાં એક બીજાના આચારની અજ્ઞાનતાએ એક કારણ હશે. કંઇ ભેદો પડવામાં વિધવા પુનર્લગ્ન પણ કારણ હોવું જોઇએ. જે નાતોમાં વિધવા પુનર્લગ્ન થતાં નથી તે નાતો તથા જેમાં તે લગ્નો થાય છે તે નાતોની હાલની સ્થીતિ સરખાવતાં મને તો એમ જણાય છે કે વિધવા પુનર્લગ્નનું સત્ર આપણી નાત સ્વીકારે તેથી ઉન્નતિ થવાનો સંભવ નથી આપણા પૂર્વજો એ પોતાના ટોળાને "બ્રહ્મક્ષત્રીય" નામ આપી બીજી ક્ષત્રીય કહેવાતી નાતોથી પોતાની નાતને જુદી પાડી ત્યારે તેમણે વિધવા પુનર્લગ્નના સત્રનો સ્વીકાર કરવા ના પાડેલી હોવી જોઇએ. અને જે ક્ષત્રીયોએ તે સરત કબુલ કરી તેઓ આ નાતમાં જોડાયા. હાલમાં એકાદ નાતી કલબ કે મંડળીમાં દાખલ થવાની સરતો તે મંડળીમાં દાખલ થનાર ગૃહસ્થે કબુલ કરવી પડે છે તેમ અમુક નાતમાં દાખલ થવાની સરતો નાતમાં દાખલ થવા અથવા રહેવા ઇચ્છતા બાદઓને કબુલ કરવી જોઇએ.

"સતી" થનારી સ્ત્રીઓ આપણી નાતમાં ઉત્પન્ન થઇ હતી. અને તેવી સ્ત્રીઓ તરફ હાલની સ્ત્રીઓ પૂજ્યભાવ રાખે છે. શાસ્ત્રમાં વિધવા પુનર્લગ્નની રજા અમુક સંજોગોમાં આપી છે. તોપણ શાસ્ત્રની આજ્ઞા રૂઢી આગળ નકામી થઇ પડી અને વિધવા પુનર્લગ્નની વિરૂધના આદર્શો ઉચ્ચતાનું અભિમાન રાખનારી નાતોએ સ્વીકાર્યા છે. મુસલમાન ધર્મમાં વિધવા પુનર્લગ્નની છુટ છતાં રાજાઓના કુળમાં વિધવાનાં લગ્ન થતાં નથી. રજપુતોને નાત તરફથી તેવી છુટ છે. છતાં રાજ્યવંશીઓમાં પુનર્લગ્ન થતાં નથી. ખ્રીસ્તી પ્રજાઓમાં પણ રાજ્યકુળમાં તેનો જ અભાવ જોવામાં આવશે. પોતાના કુળ જાત કે કુટુંબ પક્ષે અભિમાન ધરાવનારા તથા ઉત્કર્ષની આકાંક્ષા રાખનારા કુટુંબો વિધવા પુનર્લગ્ન તરફ અભાવ દર્શાવતા મને જણાયા છે.

ધર્મશાસ્ત્ર નીતિશાસ્ત્ર તથા લોકમતની આજ્ઞા છતાં જે નાતમાં સ્ત્રી તથા પુરૂષો બન્નેનો અભાવ વિધવા પુનર્લગ્નની બાબતમાં જોવામાં આવે ત્યાં એમ અનુમાન થાય છે કે આ અભાવ ઉચ્ચાભિલાષી નાતોમાં એક સ્વભાવિક અંતઃ પ્રેરણા છે.

આ પ્રેરણાને માન આપી પુનર્લગ્નની વિરૂદ્ધ રૂઢીનું બળ વધતું ગયું હશે. તેમજ આ સ્વભાવિક વૃત્તિનો લાભ લેઇ તથા સ્ત્રીના સ્વાભાવિક

ગુણોનું અવલોકન કરી ઉચ્ચતાનું અભિમાન ધરાવનારી નાતોમાં સ્ત્રી પુરૂષોએ વિધવા પુનર્લગ્નની બંધી સ્વીકારી હોય એમ જણાય છે.

સ્ત્રીના સ્વાભાવિક ગુણો વિષે ડોકટર "સ્ટોલ" "જુવાન ભરથારે શું જાણવું જોઇએ" એ નામના પુસ્તકમાં નીચે પ્રમાણે લખે છે.

"કદમાં સ્ત્રી પુરૂષ કરતાં નીચી છે. પાનું ૩૨ "સાધારણ રીતે માણસની ઉંચાઇ યુનાઇટેડ સ્ટેટસમાં પાંચ ફીટ આઠ ઇંચ છે અને વજન આશરે ૧૪૫ પાઉન્ડ છે. સાધારણ રીતે તે દેશમાં સ્ત્રીની ઉંચાઇ પાંચ ફીટ ત્રણ ઇંચ અને વજન ૧૨૫ પાઉન્ડ છે."

પાનું ૩૪

બુદ્ધિ તથા શરીરમાં-પુરૂષો અને સ્ત્રીઓ પોતપોતાના કર્તવ્યો માટે ઉત્તમ લાયકાત ધરાવે છે. અનુમાન કરવામાં પુરૂષ વધારે વિચારશીલ તથા ન્યાયને અનુસરતો હોય છે અને સ્ત્રી તેજ અનુમાન અંતઃકરણ પ્રેરણાથી એકદમ કરે છે.

પાનું ૩૫

સ્ત્રીમાં nervous system (પ્રાણમય કોષ) વધારે સૂક્ષ્મ તથા કોમળ હોય છે. તેને જાડી કે અસભ્ય વસ્તુઓ ઉપર તિરસ્કાર આવે છે તેમ સુખ તથા દુઃખની લાગણી સ્ત્રીમાં પુરૂષ કરતાં વધારે તીવ્ર હોય છે.

પોતાના ઘર ઉપર પ્રેમ-ઘર ને શોભીતું કરવાનો પ્રેમ પોતાનાં બાળકો ઉપર પ્રેમ તથા તેમની સારી સ્થીતિ ઉપર પ્રીતિ રસ, કળા-ગાયન, ધર્મની વૃત્તિ આ બધામાં સામાન્ય રીતે સ્ત્રી પુરૂષો કરતાં ચઢે છે.

પાનું ૩૬

લાગણીઓ આવી તીવ્ર છતાં ઇશ્વરે તેને સહન શીળતાનો સદ્ગુણ આપ્યો છે જેથી તે સંસારમાં માતા થવાનાં તથા બીજા દુઃખોનો વધારે બોજો સહન કરવાને શક્તિમાન થાય."

સારાંશ કે સ્ત્રીની પ્રકૃતિ ઉચ્ચ અભિલાષાઓ આદર્શોને પાળવા માટે સ્વભાવથી પુરૂષો કરતાં વધારે યોગ્ય છે. મનોવૃત્તિઓ ઊંચી તથા તીવ્ર તેમ સહનશીળતા અવર્ણ્ય હોય છે.

આ સ્વભાવિક ગુણોનો અભ્યાસ કરી હિંદુ પ્રજામાં ઉચ્ચતાનું અભિમાન રાખનારી નાતોમાં સમાજના નેતાઓએ સ્ત્રીઓ માટે આદર્શ વિધવા પુનર્લગ્નની વિરૂદ્ધનો રાખ્યો જણાય છે. જે નાતમાં સ્ત્રીઓનો મોટો ભાગ પોતાના મરનાર પતિમાં અનન્ય ભક્તિ રાખવાનો આદર્શ જાળવી શકે તેવી જનતા માટે તે આદર્શ સ્થાપેલો છે. હિંદુ પ્રજામાં બાગે ત્રીસ

ચાલીસ ટકાથી વધારે સખ્યામાં આ આદર્શ પળાતો હશે. તે નાતો માટે સતી સીતા, સતી સાવિત્રી–દમયંતી–અરૂંધતી વિગેરેના અતિ ઉચ્ચા દષ્ટાન્તો સ્ત્રીઓને આચરણના ઉત્તમ માર્ગો હમેશાં બજાવતા રહ્યા છે.

અધુરૂં.

---

## વિવાહ સંબંધી વિચિત્ર રીતો તથા સ્ત્રીઓનાં કર્ત્તવ્યો.

( રા. ભાઇલાલ વજરાય દેસાઇ. )

૧ પ્રાચીન સમયમા આસીરીયા દેશના લોકો લગ્ન કરવા માટે આખા પ્રાતની પરણવા લાયક છોકરીઓનો મેળો ભરતા હતા. એક માણસ પોકારીને દરેક છોકરીનું લીલામ કરતો સૌથી રૂપાળી છોકરીનું પ્રથમ લીલામ થતું હતું. શ્રીમતો તેના માટે ચડસાચડસી કરતા હતા અને જે વધારે રકમ આપે તે કન્યાને લઇ જતો. બાકી રહેલી કન્યાઓને માટે હરરાજીનો વિધિ એથી ઉલટો હતો. તે એકે, એ કન્યાઓમાથી અનુક્રમે ઉતરતી સ્વરૂપવાન કન્યાઓ તરફથી પરણનાર ઉમેદવારને સામાં પૈસા મળતા હતા. અને જે ઉમેદવારો ઓછી રકમ કબુલ રાખે તેને તે કન્યા મળતી હતી. આથી સ્વરૂપવાન કન્યા માટે મળેલી રકમ બીજી ઉતરતી રૂપવાન કન્યાઓ માટે આપવાને કામ લાગતી હતી. આ રીવાજથી હાલની તેમની બહેનો કરતાં તેમને વિશેષ લાભ એ હતો કે તેમાંની કોઇ પણ કુંવારી રહેતી નહતી.

૨. મૂર લોકો કન્યાનું સગપણ બચપણથીજ કરે છે. માબાપે પસંદ કરેલા પતિને કન્યા ચાહે વા ધિક્કારે તોપણ તેને તેણે પરણવું જ જોઇએ.

૩. ચીનાં લોકો–વેપારની વસ્તુ વેચવામાં જેટલી બેદરકારી રાખવામાં આવે છે એટલીજ બેદરકારીથી પોતાની કન્યાઓને વેચે છે!

૪. સમાત્રામા પુરૂષો પોતાની સ્ત્રીઓને વેચાણમાં લે છે. અને છેતરાયા એમ માલમ પડે તો તેઓ તે સ્ત્રીઓને જુગારની રમતમાં આપી દે છે. અથવા નજીવી રકમ લઇને વેચી મારે છે!

૫. તુર્ક લોકોમા ચાર સ્ત્રીઓ પરણવાની છુટ છે. પણ સ્ત્રી કે પુરૂષ બેમાના કોઇને પસદગી કરવાનો હક નથી. પરણવાના દિવસ સુધી તેઓ કદી પણ ભેગાં મળી શકતા નથી.

૬. પશ્ચીમ તાર્તરીમાં કન્યાની કિંમત ૨૦ થી ૫૦૦ રૂબલ બેસે છે. (એક રૂબલ આસરે દોઢ રૂપીયાની કીમત બરાબર થાય છે.)

૭. તાર્તર લોકોની બીજી એક જાતમાં એવો રીવાજ છે કે ઓરત ઘોડા ઉપર ચડેલી હોય ને પરણનાર ઉમેદવાર તેને પકડી પાડે તો તેને પોતાના તંબુમાં લઇ જાય છે અને લગ્નની વિધિનો પણ આટલામાં જ સમાવેશ થાય છે.

૮. સેબીરીયા દેશમાં લગ્ન નિમિત્તે કરેલા જમણ પછી વહુ પોતાના વરના જોડા તેના પગમાંથી ખેંચી કાઢીને પોતાની તાબેદારી બતાવે છે.

૯. એજ દેશનાં એક બીજા પ્રાંતમાં સસરો જમાઇના હાથમાં ચાબુક આપે છે અને તે ચાબુક વડે પરણનાર ધણી પોતાની વહુને મરજી પ્રમાણે શિક્ષા કરે છે !

૧૦. આપણા દેશમાં એથી પણ કેટલાએક વિચિત્ર રીવાજો છે.

૧. કન્યાઓના સાટાં પાટાં થાય છે અને નાની મોટી ઉંમર પ્રમાણે તથા કન્યાના સ્વરૂપ પ્રમાણે ઉપરીઆમણ પણ લેવાય છે. તેમ કેવળ કન્યાના વેચાણ પણ થાય છે.

૨. ઘણી હલકી ન્યાતોમાં નાતરાં કરવાનો રિવાજ છે. તેમ ઘણી જીવતાં છતાં વારંવાર ઘર બદલતી ફરે છે.

૩. એવા પણ લોકો છે કે, જેમનામાં છોકરૂં ઘોડીયામાં યા ગાના પેટમાં હોય ત્યારથી વિવાહ કરવાનો રિવાજ છે. અને છાતીએ વળગેલાં છોકરાંઓને લેઇને તેમના માબાપ તેમના વતી ફેરા ફરે છે.

૪. આ તો જંગલી અને અભણ તથા જુના વિચારના લોકોની વાતો છે. પણ આ સુધરેલા જમાનામાં કૃમ ઊલટાવા લાગ્યો છે. તેથી કન્યાને બદલે વરના વિક્રય થાય છે અને તેમ કરવામાં ભણેલ કે સુધરેલ, જુવાન કે વૃદ્ધ બીલકુલ અચકાતા નથી. જો કે એ રીવાજને એક અવાજે સૌ કોઇ વખોડે છે ખરા અને ત્યારે જુના વિચારના લોકો હસે છે અને સુધરેલા જમાનાના લોકોના મનોબળને માટે અનેક તરેહના વિચારો કરે છે.

૧૧. સુધરેલા દેશોમાં ઇચ્છાવર પસંદ કરવાનો પ્રચાર વધતો જાય છે. તોપણ જંગલીમાં જંગલી અને અધમમાં અધમ લોક ન કરે એવું ગળે દોરડી બાંધીને બૈરીને રૂપીઆ આઠ આનામાં ભર બજારમાં વેચવાના દાખલા બને છે એ આશ્ચર્યજનક છે.

૧૨. જાપાનમાં પુનર્લગ્નની છુટ છે છતાં વિધવાઓ ભાગ્યે જ પુનર્લગ્ન કરે છે. તેમ વિલાયત અને અમેરીકાદી દેશોમાં પણ પુનર-

લગ્નની છુટ છતાં કુલીન લોકોની વિધવાઓ ભાગ્યે જ પુનરલગ્ન કરે છે. ત્યારે આપણા દેશમાં પાકા અનુભવ અને સારા લોકોમાં પુનર લગ્નનો પ્રતિબંધ શાસ્ત્રથી થએલો છે તેના વિરૂદ્ધ સુધરેલા વિચારના લોકોમાં ભારે ચળવળ ચાલે છે.

૧૩. વિલાયતમાં એક સ્ત્રીએ પોતાના પરણવાના ઇરાદા માટે જાહેરાત કાઢી વરની માંગણી કરી. ઘણી અરજીઓ વર તરફથી આવી. તેમાંથી બે જણને પસંદ કીધા. એમાંથી કોને પસંદ કરવો તે ગુંચવણને માટે એવો માર્ગ કાઢ્યો કે એક ઘણી વીસ્તારવાળી નદીને સામેપાર તરીને જાય તેની સાથે લગ્ન કરવું. આથી તે બેમાંના એક પોતાની પરીક્ષા આપ્યા શિવાય જ પરણવાની ના કહી ને બીજો નદી તરતો ગયો પણ થાકીને પોતાનું કૌવત એટલું બધું ગુમાવ્યું કે તે પછી તેને પોતે પણ પરણવાની ના કહી.!

૧૪. જાપાનમાં નવા યુગમાં સ્ત્રીઓની પદવિમાં ઘણો ફેરફાર થયો છે. કેળવણીની વધારે સગવડો કરી આપવામાં આવે છે. કાયદા પ્રમાણેની પદ્ધિ પણ ધારા સંગ્રહથી સુધરી ગઇ છે અને જુદા જુદા વર્ગોમાં લગ્નવ્યહવારની સ્વતંત્રતા થઇ ગઇ છે તોપણ આંતર જીવનમાં ફેરફાર થયાની વાત શકમંદ છે અને સુધારો થયા પછી મોટી મુશીબત એ છે કે, પરણીને ઘર ચલાવવા ઉપરાંત બૈરાંઓને નહી જેટલું કામ કરવાનું હોય છે. શિક્ષણના ધંધામાં પણ વ્યવસ્થા કરવાને નાલાયક ગણાતી હોવાથી તેમને શાળાનું ઉપરીપણું કદી આપવામાં આવતું નથી. રેલવે સ્ટેશનપર ટીકીટો આપવાનું કામ કેટલીએક સ્ત્રીઓ કરે છે પણ તેમાં પૈસા આપલેની ગણત્રી કરવામાં કેટલીકવાર પુરૂષનું તેમને કામ પડે છે.

૧૫. જાપાનાદી દેશોમાં નવા યુગની કેળવણી પામેલી છોકરીઓ અને છોકરાઓ ગ્રેજ્યુએટ વરો અને કન્યાને માટે જાહેરાત અને બીજી યુક્તિઓથી પસંદગી કરી પરણે છે એમ છતાં છુટાછેડા ઘણી ત્વરાથી અને ઘણા પ્રમાણમાં થાય છે. સને ૧૯૦૧ માં પુરા થતા દાયકામાં ૯૭૦૦૦ થી ૩,૮૦,૦૦૦ સુધી છુટાછેડા થયા હતા કે જે લગ્નની સંખ્યાથી ¾ જેટલા થાય છે. તેની સાથે કુચાલથી પેદા થયેલાં છોકરાંઓની સંખ્યા ઘણી વધતી જાય છે.

૧૬. વિલાયતમાં સ્ત્રિઓ સફ્રેજેસ્ટો પારલામેન્ટમાં બેસવાના પોતાના હક માટે ઘણી લડત ચલાવી રહી છે. એ ખુશી થવા જેવું ગણતાં પણ જ્યારે છાપરાંપર ચઢી પથરા ફેંકવા બારી બારણાં ભાગવાં અને દરેક

તરેહનું તોફાન, કરી કાયદાની સુંગાલમાં સપડાઇ કેદમાં જવા વિગેરેના પ્રસંગો જોવામાં આવે છે ત્યારે નવી કેળવણીને માટે સારા લોકોમાં હલકો વિચાર પેદા થાય એ સહાજીક છે.

૧૭. સ્ત્રિકેળવણીની આવશ્યકતા વિષે બે મત છેજ નહી તેમ હતા પણ નહીં. એથી ઉલટું પ્રાચીન વખતમાં સ્ત્રિકેળવણીને માટે ગમે તેટલાં વખાણ કરીએ તો પણ તેને પહોચવાને યુગાંતર જોઇએ એમ કેહેવું અતિશયોક્તી ભરેલું થઇ પડશે નહિ. વચલા વખતમાં પણ હિંદુ ગ્રહસંસારને શોભાવે એવી નીતી અને રીતીની કેળવણી ઘરંઘતુ કે ધર્મના શિક્ષણ દ્વારા યા અન્ય રીતે પરાપૂર્વથી સ્ત્રિયોને અપાતી આવી છે અને હજુ પણ કેટલેએક અંશે ચાલુ પણ છે. આવી સ્થિતિમાં પાશ્ચાત્ય રીતી રિવાજોના અનુકરણના શોખને લીધે સ્ત્રિકેળવણીનો નવો યુગ કેટલીએક મુદતથી શરૂ થયો છે અને તેમાં સ્ત્રિઓને પુરૂષના જેવી શાળાની કેળવણી આપવાનું શરૂ થયું ત્યારથી અત્યાર સુધીમાં સ્ત્રિઓ લખતા વાંચતાં શીખી અને ઘરની કેળવણી ભુલી એથી ઝાઝુ પરીણામ આવેલું જણાતું નથી તો પણ હવે દીનપરદીન સ્ત્રીઓને ઊંચી કેળવણી આપવા તરફ વલણ વધારે ને વધારે થતું જાય છે એ બીના જો કે સંતોષ લેવા જેવી છે તોપણ ફળદાઇ છે કે નહી તે જોવાનુ મુખ્ય છે. અત્યાર સુધી એટલું તો લગભગ નક્કી થઇ ચુક્યું છે કે છોકરીઓને છોકરાંઓ ભેગી કેળવણી આપવાના પ્રયોગો સુધરેલા દેશોમાં પણ ફળીભુત થયા નથી એટલું જ નહી પણ ઉલટા હાનીકારક જણાયા છે. તેજ પ્રમાણે સ્ત્રીઓને પુરૂષના જેવી કેળવણી આપવાના પ્રયોગોનુ પણ ખરૂં લાભદાઇ પરીણામ આવ્યું હોય એમ જણાયું નથી.

૧૮. જાપાનમાં સ્ત્રિકેળવણીના ખાસ હિમાયતી મી. નરૂસ જાતેજ કહે છે કે, "આપણે શાળાઓ એવી રીતે ચલાવવી જોઇએ કે આપણી છોકરીઓ અભ્યાસ સમાપ્ત થએ જ્યારે પોતાને ઘેર જાય ત્યારે તેમની ગ્રહ જીવનને શાળાના જીવન નાલાયક ન કરી મુકે. આધુનિક સંસ્થાઓ દ્વારા અપાતી કેળવણીના ઘણા ગેર લાભો છે ને લાભો પણ છે, અને છોકરીઓને થતા એના મોટામાં મોટા ગેરલાભોમાં તેમને ભવિષ્યના ગ્રહ કર્તવ્યોને માટે નાલાયક ન કરી મુકવાની ભીતિ છે. આ ભીતિથી કેમ દુર રહેવું તે માત્ર આપણા દેશમાંજ નહિ પણ પશ્ચીમના દેશોમાં પણ ભવિષ્યને માટે નિરાકરણ કરવાનો એક સ્ફુટ પ્રશ્ન છે."

૧૯. સ્ત્રીઓ શરીરે સુંદર, શક્તિ મતી, ને તંદુરસ્ત અને, નીતિમાં

સભ્ય, સાધ્વી ને સદાચારવાળી બને, ગ્રહકાર્યમાં કુશળ, કરકસરવાળી ને સ્નેહાળ બને અને બુદ્ધિમાં ચંચળ અને ગંભીર બને એ બધા ઉદ્દેશો સ્તુત્ય છે પણ તે સાધવામાં પ્રમાણ જાળવવું એ જરૂરનું છે. બુદ્ધિ ખીલે ને શરીર સંકોચાય નાજુક થતી જાય અને હિસ્તરીયાના ભોગ થઇ પડીને ડાક્ટરોના ખીસ્સા વધતાં જાય, કે બુદ્ધિ વિકસે ને નીતિને આચારો હસનીય થાએ, ફેશનની ટીશીઆરીમાં ઝુલે તથા પોતાના ખરા કર્ત્તવ્યને માટે નાલાયક થતી જાય અને સ્ત્રીના મનને બગાડનાર ૧ સ્વછંદ, ૨ અસંતોષ, ૩ પૈશૂન્ય, ૪ ઇર્ષા અને ૫ મુર્ખાઇ એ પાંચ આધિઓની ભોગ થઇ પડે તો તે ઇષ્ટ નથીજ. પુરૂષોના સ્વાર્થને માટે નહી પણ સ્ત્રીઓના પોતાના લાભને માટે, સ્ત્રીઓની શોભાને માટે, સ્ત્રીઓનું સ્ત્રીત્વ જળવાય તે માટે, સ્ત્રીઓના આત્માનો યોગ્ય આવીર્ભાવ થાય તે માટે એવી કેળવણી લેવાથી દુર રહેવું એ સારૂ ગણવા જોગ છે. એ કેળવણી લેવાથી,

૧. તે નવીન કેળવણી પ્રમાણે બધા વિચારો આચારમાં મુકાવાજ જોઇએ એવી સ્ત્રીઓને હઠ આવે અને (૨) ગ્રહકાર્યમાં રસોડુ તે રસોઇનું સ્થાન છે ને ચોકડી તે ચાકરને માટેજ છે. ગ્રહ કાર્ય કરવામાં પણ નાનમ છે એવા વિચારોની સ્ત્રીઓ ભોગ થઇ પડે.

૨૦. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રિઓની હાલની કેળવણીથી એક પરિણામ એ આવ્યું છે કે ભણ્યા પછી સ્ત્રીઓ ઘરકામ અને રાંધવા કરવાનું પસંદ કરતી નથી. જેથી હોટલોમાં ખાવાનો રિવાજ વધ્યો જેના પરિણામે શ્રીમંત તથા તેથી ઉતરતો મધ્યમ વર્ગ તો ઠીક પણ સાધારણ મધ્યમ અને ગરીબ વર્ગના લોકો હોટેલના ખીલ ચુકવવામાં અશક્ત થઇ પડવાથી કેટલાએક ભુખે મરવાના પ્રસંગો બનવા લાગ્યા છે. આ સંબંધમાં શી રીતે સુધારો કરવો એ વીશે વિચારવાને કમીટીઓની તજવીજ ચાલે છે. તેઓ રીપોર્ટ કરશે. પછી સુધારનારતી યોજના થશે એ પણ ઠીક.

૨૧. બ્રહ્મો સમાજના અગ્રગણ્ય નેતા મહાત્મા કેશવ ચંદ્રસેન પોતાની **નવસંહિતાના પતિ અને પત્ની** એ વિષયના નિયમોમાં જણાવે છે કે:—

* * * * *

૨૨. પુરૂષે સ્ત્રીપણું સ્વીકારીને ઘરની અંદરના કામો કરવાની ઇચ્છા કદિ પણ કરવી નહીં, તેમજ સ્ત્રીએ પણ પોતાનામાં પુરૂષપણું લાવીને પુરૂષોનું કામ કરવાની લાલસા રાખવી નહીં.

૨૩. પરમાત્માએ દરેક જણને જે કંઇ કર્તવ્ય સોંપ્યું છે તે સ્ત્રીએ કે પુરૂષે સંતોષથી કરવું. બન્નેએ એક બીજાને પોતાના સહાયક તરિકે સમજવાં, પણ પ્રતિસ્પર્ધિ સમજવાં નહી.

૨૪. જે સ્ત્રી પ્રભુના હુકમની અવજ્ઞા કરીને પોતાનો કોમળ એવો દેહ સ્વભાવ ભુલી જાય છે, અને પોતાનો વાસ્તવિક કાર્ય ભાગ તજીને અતિશય કષ્ટ સાધ્ય, એટલું જ નહી પણ સ્ત્રી જાતિને અયોગ્ય એવાં પુરૂષોનાં કાર્યો કરે છે, તેને ધિક્કાર છે! એવી સ્ત્રીનો સર્વ રીતે વિનાશ થશે, અને આખરે તેને લજ્જા તથા અપ્રતીષ્ઠા પ્રાપ્ત થશે.

૨૫. મોટાં ઘરની સ્ત્રીઓએ લેવો જોઇતો ધડો.

એક દહાડો નવાં શહેનશાહ બાનુ મેરીને એક ઉમરાવજાદી મળવા આવી. વાતચીતમાં તે ઉમરાવ જાદી બોલી કે થોડા દીવસ થયા મહારી વહાલી પુત્રી સુસ્ત જેવી પડી રહે છે. આજે મેં તેના કપડાં ઉંચા કરી જોયું તો તેના શરીર પર કેટલાક ફટકા તથા ઉઝરડા જેવું જણાયું?

"શરીર ઉપર ફટકા અને ઉઝરડા તે કેમ બને? સવારે તેને નવરાવતી વેળાએ તમે તે જોયા હતા કે?" શહેનશાહ બાનુએ આતુરતાથી સવાલ કર્યો.

"નહિ, નવરાવવા ધોવરાવવાનું કામ તો આયા કરે છે." ઉમરાવજાદીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

"આયા? ત્યારે શું સઘળો આધાર તમે આયા ઉપરજ રાખો છો. મારાં પોતાનાં બચ્ચાંઓની તો હુ પોતેજ સંભાળ રાખુ છુ." શહેનશાહ બાનુએ કહ્યું.

"ત્યારે શું તમે તમારાં બચ્ચાંઓને નવરાવતી વેળાએ જાતે હાજર રહો છો? ઉમરાવ જાદીએ શંકા કરી."

"શું હાજર! હું પોતેજ તેમને સ્નાન કરાવું છું. દરરોજ સહવારે હુ પોતેજ તેમને કપડાં પહેરાવું છું. સમજ્યાં?". આ છેલ્લા શબ્દો મહારાણી મેરીએ ઘણા જુસ્સાથી ઉચાર્યાં હતા આથી ઉમરાવજાદીના અંતઃકરણ ઉપર ઉંડી અસર થઇ.

આ ઉપરથી શું બોધ લેવાનો છે તે સ્પષ્ટ છે તો તેવો બોધ લેવાને અધીકારી સ્ત્રીઓ બોધ લેશે તો આ ઉતારાનો શ્રમ સફલ થશે.

ભાઇલાલ.

# મારી બ્હેનોને બે બોલ.

(મીસીસ ધનવિદ્યા છોટાલાલ ભગવાનલાલ છત્રપતી.)

મારી વ્હાલી બ્હેનોના હૃદયના ઉપર થોડાં પુષ્પોની માળા અર્પવાની અને વડીલ માતુશ્રીના ચરણ કમળમાં વિનંતિ રૂપ પૂજન કરવાની રજા લઉં છું:—આ લેખ લખવામાં હું કંઇ લેખકમાં ગણાવા અથવા ઇનામ મેળવવા ઇચ્છતી નથી. પણ મારી અલ્પમતિથી હું જે કાંઈ કહેવા ઇચ્છું છું, તેમાંથી પ્રત્યેક સ્ત્રી વર્ગ નિસારનો ત્યાગ કરી સાર માત્ર ગ્રહણ કરશે એવા હેતુથી આ પ્રથમ લેખ ત્રિમાસિકદ્વારા બહાર પાડવા રજા લઉં છું.

આરંભમાં મારે કહેવાનું એટલું જ છે કે, આપણી જ્ઞાતિની કેટલીક સ્ત્રીઓ હજુ અજ્ઞાનના અંધકારમાં ડુબી રહેલી જ છે તો જ્યાં સુધી વિદ્યાના શુદ્ધ સંસ્કારોથી તેઓ સંસ્કારી થઇ નથી ત્યાં સુધી આખી જ્ઞાતિ સુધરી શકશે નહિ. પ્રથમ સુધારો એટલે શું? તે શબ્દનો ઘણો ગંભીર અર્થ થાય છે. સુધારાના નામે ખર્ચાળ થવું અને પશ્ચિમ તરફની વિદ્યાનું થોડું જ્ઞાન મેળવી છલકાઇ જવું તેમાં સુધારાનો અર્થ સમાયેલો નથી. પણ નિજધર્મનું ખરૂં રહસ્ય સમજી અભેદ અને ઐક્યતા સંપાદન કરવાનો યત્ન કરવો. તે સાથે પોતાની જ્ઞાતિનું અભિમાન રાખી સ્વધર્મમાં ચૂસ્ત રહેવું તે ખરો સુધારો છે.

હાલમાં આપણી બ્હેનો પોતાનો નવરાશનો વખત શી રીતે ગાળે છે? સાંઝ પડયા પહેલાં કોઇ કોઇને ઘેર પાંચ સાત જણ એકઠા થાય છે અને ત્યાં વસ્ત્રાલંકાર વિષે અથવા કોઈના ઘર સંબંધી અથવા તો ખાવાપીવાની વાતોમાં જ બધો વખત ગુમાવી દે છે એટલું જ નહિ પણ એક બીજા સાથે હરિફાઇની વાતો કરતાં કોઈ ગર્વથી બીજી બ્હેનોના અંતઃકરણોને દુભાવી જુદા પાડે છે. જ્યાં વૃદ્ધાઓ એકઠી થઇ હોય છે ત્યાં તેઓ આજના જમાનાની યુવાનીઓના પહેરવેશની અથવા રીતભાતની નિંદા કરવામાંજ પોતાની મોટાઇ સમજે છે!

અરે મારી, વ્હાલી બ્હેનો! સોના કરતાં હજારગણું કિંમતી વખતને એમ એકદમ શા માટે ફેંકી દો છો? તમારી પુત્રીઓ શું શીખે છે, કેવી કેળવણી લે છે, કાંઇ ઉપયોગી કામકાજ શીખે છે કે નહિ, જમાનાને અનુસરતું ડહાપણ તેઓમાં આવે છે કે નહિ તે સઘળી બાબતો ઉપર તમારૂં લક્ષ પુરેપુરૂં જતું નથી. તમારા બાળકોની હાજરીમાં તમે ગપ્પા મારવામાં જ. તુમારો વખત કાઢી નાંખો છો, ત્યારે તેવી વાતોથી તમારાં બાળકો શું શીખશે? 'સારી માતા સો શિક્ષકો બરાબર છે, એમ એક અંગ્રેજી

કહેવત છે તો અરે બ્હેનો જેઓ માતા છો અને માતા થવાના છો તેઓ તમારી બુદ્ધિને યોગ્ય રીતે કેળવો અને સુવિચારો તમારા મગજમાં ભરો કે જેથી ભવીષ્યની પ્રજાને સુ શિક્ષીત કરવાને સર્વ સાધનોથી સમર્થ થાઓ.

આપણી સ્ત્રીજાતિને ફક્ત ઘરમાં બેસી રસોયણ તરીકેની ફરજ અદા કરવાની નથી. પણ એક કવી એવી રીતે કયે છે કે કુટુંબના વ્યવહારમાં કારભારી જેવી, ઘરના કામકાજમાં દાસી જેવી, રસોઇ કરીને જમાડવાં માતાના સ્નેહવાળી, રસજ્ઞ, પતિના અંતકરણને અનુસરનારી, ક્ષમામાં પૃથ્વી જેવી સ્ત્રી પોતાના ગુણોથી કુળનો ઉદ્ધાર કેરે છે," આ પ્રમાણે આખા કુળનો આધાર સ્ત્રી છે. બ્હેનો, કોઇનું કહેવું એમ નથી કે થોડુ ગણું ભણી અધુરા ઘડા થાઓ. તમારી સદ્ગુણી મુર્તિને વિદ્યા એટલે સુંવિદ્યા સહિત વિનયનો ઓપ ચઢાવો. તમારા માતપિતાના તથા સાસરાંનાં કુળોને શોભાવો, તમારી પ્રજા તેજસ્વી બને તેવો પ્રયત્ન કરો, ખોટા રીવાજ અને નકામી કુચલીઓ છોડી દો પણ તમારા હિતમાં જેનું હિત સમાયેલું છે તે બાળાઓને ભણાવવા માટે, રોવા કુટવાનો રીવાજ કાઢી નાંખવા માટે અને ખોટા ખોટા વહેમો તજી દેવા માટે અને લગ્નાદિક પ્રસંગોએ ગજા ઉપરાંત નાતવરા ન કરવા માટે અને છોકરા છોકરીની લેવડ દેવડમાં છોકરાવાળા છોકરી પાસેથી જે પૈસા કઢાવે છે તેનો અટકાવ કરવા માટે તમારૂં લક્ષ ખેંચો.

ગુણને જેઓ ઓળખે છે તેઓમાંજ ઉપદેશો ગુણરૂપ થાય છે. પરંતુ ગુણહીનને ગમે તેવો ઉપદેશ આપ્યો હોય તો તે તેનો ખોટોજ ઉપયોગ કરે છે. નદીઓ જ્યાંથી નીકળે છે ત્યાં તેનું જળ બહુજ મીઠું હોય છે પરંતુ સમુદ્રમાં ગયા પછી તેજ જળ પીવાને અયોગ્ય બને છે. ટુંકામાં તમારા પ્રથમથીજ સારાં બીજો હશે, જો સારી સંગતિ હશે, તોજ તેવા ઉપદેશો તમારા દીલમાં ચોંટી શકશે. બ્હેનો, જે રસ્તે મહાનપુરૂષો ચાલ્યા હોય તેજ રસ્તે ચાલવાથી આખી જીંદગીનું ખરૂં કર્તવ્ય બજાવી શકીએ છીએ. બ્હેનો, આપણે ગુલાબના ફુલને શા માટે ચાહીએ. છીએ નહિ કે તે બહુ સુશોભીત છે અને આંખને બહુ પ્રીય લાગે છે તેથી. પણ તેમાં સુવાસ રહેલી છે એથી ગરીબ અથવા તવંગર હોવાથી કંઇ માન કે અપમાન મળતું નથી. પણ સારી રીતભાત અને ઉત્તમ વર્તનથીજ માન મળી શકે છે માટે હાલમાં સુધરેલા દેશના દૃષ્ટાંતો લઇને બાળપણથીજ બાળાઓને ભણાવવી અને બુદ્ધિ, મન તથા હ્રદયની તમામ શક્તિઓ ખીલવવાને અભ્યાસ, અરે બ્હેનો, કરો, અને કરાવો. આટલું લખી હું

વાંચક વર્ગની કદાચ મારી અલ્પશક્તિથી લખાએલા લેખને લઇને લાગણીઓ દુભાઇ હોય તો હું તેની ક્ષમા માગું છું અને આ લેખમાં કાંઇ ભુલ ચુક થઇ હોય તો મુજ અબળાની નબળી શકતીઓ ધ્યાનમાં લેઇ ક્ષમા કરવા વિનંતિ કરૂં છું.

---

## જોઇએ છીએ: તમામ ક્ષત્રિ વર્ગને.

---

૧. સુંદર રૂષ્ટ પુષ્ટ આનંદિ બચ્ચાંઓ.
૨. માબાપે હેતથી ચહા ના પાઇ હોય તેવાં બાળકો.
૩. શરીરે બળવાન ને નિરોગી છોકરા છોકરીઓ.
૪. માતા પીતાને માન આપનાર તથા તેમના વચનો ઉપર શ્રદ્ધાળુ યુવાનો.
૫. વગર વેચાયલા કેળવાયલા વરો.
૬. વરને સ્વહેતથી પરણનાર કન્યાઓ.
૭. કન્યાને આંતર પ્રેમથી પરણનાર વરો.
૮. નિત્ય બે ત્રણ વખત ચહા ના પીધી હોય તથા પોતાનો ધર્મ પાળ્યો હોય તેવા કોલેજીઅન.
૯. પોતે ૭૮ છોકરીને મોઇ શંડ ના કહી હોય એવી માતાઓ.
૧૦. પુત્ર કેળવણી પાછળ પુરતું લક્ષ રાખનાર પીતા તથા કન્યાની સંપૂર્ણ કેળવણી ઉપર દેખરેખ રાખનાર માતા.
૧૧. ખાવામાં તથા શરીરના નિરોગીપણામાં નાજુકાઇના દેખાડનાર નારીઓ.
૧૨. હમેશાં તંદુરસ્ત શરીર છે એમ કહેનાર સ્ત્રીઓ
૧૩. હાલના ભણેલા પતિનું મન સમજનાર પત્નિઓ.
૧૪. પત્નિનું મન કોઇ રીતે ના દુભવ્યું હોય અને મનુના નારી પુજ્ય છે એ વિચારને માનનારા પતિઓ.
૧૫. સૌભાગ્ય તિલક ચંદ્ર સમાન શોભે તેવું મોઢુ કરનાર મુગ્ધાઓ.
૧૬. સ્ત્રીમાં સર્વસ્વ છે એવું નહિ માનનાર નવિન સંસારીઓ.
૧૭. બ્રહ્મચારી વિદ્યાર્થીઓ.
૧૮. ઘરમાંજ સ્ત્રીના સર્વ કર્તવ્યની સમાપ્તિ નથી એવું માનનાર તથા તે પ્રમાણે વર્તનાર સ્ત્રી તથા પુરૂષ ગણ.

૨૦. પોતાના ઘર અને સ્વાર્થ શિવાયના કર્તવ્યનો વિચાર કરનાર વિદ્વાનો.
૨૧. પુનર્વિવાહ ઇચ્છતી વિધવાઓ.
૨૨. પુનર્વિવાહ સારૂ પ્રયાસ ન કરનાર વિધુરના હિતેશીઓ.
૨૩. લગ્ન પ્રસંગે અગર તે પહેલાં કે પછી કોઇ રીતે ઉંચા મન ના થયા હોય તેવા વહેવાઇ વહેવાણો.
૨૪. પોતાની સાસુને વખાણનાર વહુઓ.
૨૫. પોતાની વહુને વખાણનાર સાસુઓ.
૨૬. અદેખાઇ વિના અભ્યુદય તરફ આનંદથી જોનાર તથા સંપશાંતિથી રહેનાર પિતરાઇઓ તથા સગાંઓ.
૨૭. જ્ઞાતિહિત ધરાવનાર શ્રીમંતો, વડિલો, વૃદ્ધો, અગ્રેસરો.
૨૮. જ્ઞાતિબંધન અહિત કર્તા એવું ન માનનાર હાલના કેળવાયલાઓ.
૨૯. ખરા ધર્મ જ્ઞાન તરફ લક્ષ આપનાર સ્ત્રી પુરૂષો.
૩૦ પ્રભુ પ્રેમમાં લુબ્ધ થયેલા ભાવિક ભક્તો.

આટલી જરૂરીઆતો પ્રાપ્ત થતાં બીજી જાહેર થશે.

લી. અનાધકારી.

---

## પ્રાસંગિક નોંધ.

( એક નિરીક્ષક. )

**આપણી ગત પરિષદો.** ગઇ બન્ને પરિષદોના રીપોર્ટ બહાર પડી ચુક્યા છે ને વાંચકો એ તે વાંચ્યા પણ હશે પરંતુ તે સંબંધી કાંઇ પણ તુકતેચીની જરૂરની જાણી કરવા રજા લઇએ છીએ. મહિલા પરિષદનો રીપોર્ટ ઘણો જ મોટો થયો છે તથા કેટલાક નીબંધો તો ના છપાયા હોત તો પણ સારૂં હતું પણ હજુ આ પ્રથમ પ્રયાસ જેવુંજ છે તેથી આપણી બ્હેનોને ઉત્સાહ દાબી દેવો એ ઉચ્ચીત ન હોવાથી આં વખતે બધા નિબંધો છપાવ્યા હતા. પણ હવેથી આ પરિષદ્ ને જુદીજ ભરવામાં આવે તો નિબંધોની તુલના કરી દરેક વિષય ઉપર સારોજ નિબંધ છપાવવા ને બીજા નિબંધોનો સાર અપાય તો સારૂં.

મહિલા પરિષદના રીપોર્ટમાં પ્રથમ સ્વાગત મંડળના પ્રમુખના ભાષણમાં હાલમાં ન્યાતની વસ્તુ સ્થીતી તપાસાવી જોઇએ તે બરાબર તપા-

સાધ હોય એમ લાગતું નથી. પણ એકંદરે એ ભાષણ ઘણું વિદ્વતા ભરેલું તથા બોધદાયક હતું. પ્રમુખના ભાષણનો છેવટનો ભાગ ઘણોજ ધ્યાન આપવા લાયક છે. પ્રમુખે ન્યાતીની સ્ત્રીઓની, જ્ઞાથુકની સભા સ્થાપવા સંબંધે જે વીનંતી કરી છે તે ઉત્સાહી બ્હેનો ઉપાડી લેશે. પણ આ કામમાં પુરૂષોએ સ્ત્રીઓ સાથે જોડાવવું જોઇએ. હાલમાં અમદાવાદની બ્રહ્મક્ષત્રીય એસોશીએશનના ઉત્સાહી સભાસદોએ ન્યાતી બ્હેનોને ઘેર બેઠાં વાંચનનો લાભ મળે એવી યોજના કરી છે અને તે યોજના માસ બે માસમાં અખતરારૂપે ચાલૂ કરવામાં આવશે ને જો એ યોજનાને સંપૂર્ણ ટેકો મળશે તો તે જ્ઞાથુકને માટે દાખલ કરવામાં આવશે અમે એ યોજનાને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

સ્ત્રીઓના બીજા નીબંધોમાંના ઘણાખરા તો પુસ્તકોમાંથી ઉતારી લેવામાં આવ્યા હોય એમ લાગે છે તો પણ સાધારણ રીતે તેઓ ઘણા ઉત્તમ ઉતારા છે. આ પરિષદ્‌ને અંગે "ગરબા"ની યોજના કરી હતી પણ આવી ગરબાની યોજના પ્રતી વર્ષે બલ્કે વર્ષમાં ત્રણચાર વાર થાય તો નાતની સ્ત્રીઓમાંથી સંગીત જે નાશ પામ્યું છે તે પાછું સજીવન થવાનો સંભવ છે.

પુરૂષ પરિષદ્‌.

પુરૂષપરિષદ્‌નો રીપોર્ટ એકંદરે ઘણોજ સારો છે. મંત્રીઓની પ્રસ્તાવના એક નમુનારૂપ પસ્તાવના છે. ન્યાત શું કરી શકે તે એમાં બહુ જ ખુલ્લી રીતે બતાવવામાં આવ્યું છે. ઘણા એમ માને છે કે "જ્ઞાતિની કોન્ફરન્સો દેશને હાનિકારક છે" તેવા ગૃહસ્થોને મંત્રીઓના શબ્દોમાં જવાબ આપીએ તો "દેશ સમસ્તના ઉદ્ધારનું જે મહાન કાર્ય કરવાનું છે તે જુદા જુદા વિભાગમાં વહેંચાયલી નાતો પોતપોતાનું સંભાળે તોપણ ઘણું કરી કહી શકે એમ છે."

પરિષદ્‌ના ઠરાવો પસાર થયા પણ પસાર થયા બાદ તેના વ્યવહારે ઉપાયો લેવા દરેક ગામના પંચે ઠરાવ કરવાની જરૂર હતી. પહેલી બે પરિષદો ભરાયા પછી પરિષદમાં પસાર થયેલા ઠરાવો અમદાવાદમાં ન્યાતના પંચમાં મૂકવામાં આવતા અને તે બધા ત્યાં ચર્ચાતા—પણ આ વખતે પરિષદોના ઠરાવો પસાર થઇ રીપોર્ટમાં છપાયા ઉપરાંત બીજું કાંઇ પણ થયું નથી. પરિષદ્‌ના ઠરાવો ન્યાતને બંધનકારક નથી માટે જે ઠરાવો થાય તે ઉપરથી ન્યાતના પંચે નીયમો ઘડવા જોઇએ.

પ્રમુખનું ભાષણ વિદ્વતા ભરેલું અને બોધદાયક હતું પણ સંપૂર્ણ માનની લાગણી સાથે કહેવું પડે છે કે તેમાં ફક્ત આપણા ગુણોનું ગાન

હતું. એમણે આપણા દોષો બતાવ્યા નથી. હમેશાં માણસ પોતાની પ્રશંસા સાંભળી ફુલાઇ જાય છે તે પ્રમાણે આપણે ફુલાવવાનું નથી. આપણા દોષો આપણી આંખે સુઝતા નથી માટે ત્રીમાસીકદ્વારા પર ન્યાતી બંધુઓ મારફતે આપણા દોષોનું ભાન કરાવવાને પ્રયત્ન થયો છે એ પ્રયત્ન પ્રશંસાને પાત્ર છે.

**સ્ત્રી કેળવણી.**

આપણી કોમની બાળકીઓ અમદાવાદમાં આશરે ૩૨-૩૩ અંગ્રેજી અભ્યાસ માટે ટ્રેનીંગ કોલેજમાં જાય છે. જ્યારે ભરૂચ ખાતે ફક્ત એકજ બાળકી જાય છે, ભરૂચમાં પારશી કન્યાશાળા આપણી ન્યાતિના લત્તાની પાસેજ છે. તોપણ આપણા ન્યાતી બંધુઓ પોતાની બાળકીઓને તેનો લાભ નથી આપતા તે ઘણું વિચિત્ર લાગે છે. અમદાવાદમાં દૂર જવાનું છે. તેથી વધારે પૈસા ખરચીને લાભ અપાય છે. જ્યારે ભરૂચમાં સોંઘુ ભાડુ ને શીઘપુરની જાત્રા થાય છે તોપણ લાભ લેવાતો નથી એ ઘણુંજ દીલગીર થવા જેવું છે. ભરૂચમાં ગઇ વાર્ષીક પરીક્ષા પછી આગળ અભ્યાસ કરી શકે એવી દસ બાર કુવારી બાળાઓ ને શાળા છોડવી દેવામાં આવી છે. ત્યાં વનિતા વિશ્રામ જેવી પણ સંસ્થા નથી કે તેઓ પોતાનો અભ્યાસ આગળ વધારી શકે પણ આ પારશી કન્યાશાળામાં પરન્યાતીની બાળાઓને સરખોજ લાભ આપવામાં આવે છે. ત્યારે હમારા ભરૂચી ભાઇઓપોતાની બાળાઓને તેનો પુરો લાભ આપે તો આપણી ભવિષ્યની પ્રજાને ઘણોજ ફાયદો થાય. એક માતા સો શીક્ષકોની બરોબર છે અને આપણી ભવિષ્યની માતાઓને સંગીન કેળવણી આપી ખરી ગૃહણી બનાવવી એ હાલના યુવાનોની મુખ્ય ફરજે છે. ગઇ મેટ્રીકની પરીક્ષામાં શ્રાવક કોમમાંથી પહેલ વહેલી મીસ ગજરી દોલતરામ તથા શ્રીમાળી બ્રાહ્મણ કોમમાંથી મીસ જશલક્ષ્મી પાસ થયાં છે. આપણે પણ હવે આશા રાખીશું કે બે ત્રણ વર્ષમાં આપણી કોમમાંથી પણ મેટ્રીકની પરીક્ષામાં પાસ થયેલી કન્યાને અભિનંદન આપવાનો પ્રસંગ પરમેશ્વર આપણને આપે.

**વાર્ષીક પરીક્ષા અને સાહિત્ય સેવા.**

વાર્ષીક પરીક્ષાઓના પરિણામ જાહેર થયા છે તે સમયે આ વર્ષ પરીક્ષાઓમાં આપણે સારો દેખાવ કર્યો છે. બી. એ. ની પરીક્ષામાં પરિણામ ઘણુંજ ખરાબ આવ્યું છે તે સીવાયની બધી પરીક્ષામાં પરિણામ સંતોષકારક છે. પરંતુ દીલગીર થવા જેવું એજ છે કે ફરર્ટ કલાસમાં હજું કોઇ પાસ થતું નથી; જો કે આપણા કેટલાક યુવાનો પુરતી કાળજી રાખે અને પ્રયત્ન

કરે તો પહેલા વર્ગમાં પાસ થઈ શકે એમ છે. વળી એનજીનીઅરીંગ, એગ્રીકલચર વીગેરે ખાતાં તરફ આપણા યુવાનીઆઓએ નજર દોડાવવી જોઇએ છીએ. આ ઉપરાંત બી. એ. પાસ થઇ તાતાની રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ એવા કાંઇ ઉદ્યોગો તરફ દ્રષ્ટી દોડવવાની જરૂર છે. વળી સાહિત્યમાં પણ આપણા યુવાનોએ ભાગ લેવાની જરૂર છે. આપણામાં દી. બા. અંબાલાલ, રા. બલવંતરાય ઠાકોર અને રા. નિલકંઠરાય તથા રા. ખુશાખીદાસ શીવાય બીજા કોઇએ સાહિત્યમાં ભાગ લીધો હોય એમ લાગતું નથી. પણ ગત વર્ષમાં જાહેર માસીકો તથા પત્રોના અંકો તપાસતાં માલમ પડે છે કે આપણા યુવાન ગ્રહસ્થો રા. કૃષ્ણલાલ નરસીલાલ, હરિપ્રસાદ કીરપારામ, રા. હરિપ્રસાદ વૃજરાય, રા. નરહરિલાલ કુબેરરામ, રા. પ્રાણલાલ કીરપારામ, રા. કેશવપ્રસાદ છોટાલાલ વિગેરેએ પોતાથી બનતી સાહિત્ય સેવા બજાવવા માંડી છે.

---

## વિધાર્થીઓને લોકસેવા કરવાના માર્ગ.*

(રા. ગટુલાલ હીરાલાલ બી. એ.)

"પોતાના પ્રિય દેશીજનનાં, દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમીના ભેળાં ભાંડુ, ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે. સ્વર્ગસમ સુંદર હિંદ થશે."

ઇગ્લંડના મહાન્ કવી વર્ડસવર્થે પોતાના એક કાવ્યમાં લખ્યું છે કે તે એક દીવસ બહાર જતા હતા, ત્યારે રસ્તામાં તેમણે કોઇક ડોસાને એક જાડા ઝાડનું થડીયું કાપતા જોયો, ને કવી તે જોતા થોડીવાર ત્યાંજ ઉભા રહ્યા. વૃદ્ધાવસ્થાને લીધે ઘણા પ્રયત્નો કર્યા છતાં એ જાડું થડીયું ડોસાથી ન કપાયું તે જોઈ કવીનું આર્દ્ર હૃદય પીગળ્યું અને તેમણે તેની પાસેનો કુવાડો લઇ તે વડે ઝાડ કાપી આપ્યું. થડીયું જુદું પડતાં ડોસાને ઘણો આનંદ થયો અને પોતાના જુવાનીના જોરનો આવો સદ્ઉપયોગ થયો તે જોઇ કવીને પણ હર્ષના આંસુ આવ્યાં. બંધુઓ—જીવનને સુખમય બનાવવામાં આવાં પ્રસંગો અને આવાં કર્મો ખરેખરાં સહાયભૂત છે. ગમે તેવાં એશારામમાં રહ્યા છતાં જ્યાં સુધી તમે લેશમાત્ર સ્વાર્થ ત્યાગ કરી શકતા નથી. ત્યાં સુધી સુખી નથી; કેમકે અન્યને સુખી કરવાથીજ આપણને સુખ અને સંતોષ મળે છે. વિદ્યા જેમ દાનથી વધે છે પણ ઘટતી નથી તેમજ સદ્ગુણોનું પણ માનવું.

---

* બ્ર. ક્ષ. એસોસીએશનમાં વાંચેલો નિબંધ.

આપણા સંસારને સુધારવાને તેમ આપણી નૈતિક ઉન્નતી કરવાને આપણે દરેકે રોજને રોજ કાંઇક કાંઇક પ્રયાસ કરવો જરૂરનો છે. આથી આપણને આવી એક શુભ ટેવ પડે છે, અને આ ટેવ પાડવાના ઉદ્દેશથી જે કાંઇ કરીએ તે નજીવું નથી એમ સમજવું. આપણાથી ઝાઝું બની શકે એમ નથી માટે બેસી રહો એ વિચાર કેટલાકમાં હોય છે પણ તે ભૂલ ભરેલો લાગે છે. દાખલા તરીકેઃ—આપણે એકાદ ઉનાળાની રજામાં પોતાના મહેલ્લાના ફળીઆના કે ન્હાના ગામડાના આગેવાનોને સમજાવીને ત્યાં ફરીજ્યાત કેળવણી દાખલ કરાવવા ધીરજથી મથીએ તો પાંચ પચાસ ભાષણોથી લાભ થાય તેનાથી વધારે લાભ-આપણી એ મહેનતથી મળે.'

આપણામાંના દરેકે પોતાના ઘર તરફ પહેલી નજર કરવાની છે અને પોતાની જાતને આ પ્રશ્ન હરઘડી મૂકવાનો છે કે 'મ્હરાથી મ્હારી આસપાસના માણસો માટે શું બની શકશે; તમને તપાસ કરતાં કદાચ જણાશે કે તમારા ઘરમાં એકાદ ઉમરલાયક છોકરી કે છોકરો નિશાળે જતો નથી અથવા એકાદ તદ્દન અભણ છે. આમ હોય તો અહિંથીજ તમે શરૂઆત કરો. ભાઇઓ, તમારી જાણ માટે નીચલો રિપોર્ટ ટાંકુ છું:—એક વિદ્યાર્થી લખે છે કે મ્હારા ઘરની સ્ત્રીઓને હું રોજ બે કલાક શીખવું છું. નવી શોધ ખોળો વિશે એમની સાથે રોજ હું કાંઇ વાત કરૂં છું. ઉત્તર ધ્રુવ એટલે શું તે એમની ઘરગથ્થુ ભાષામાં કહેતાં મને બહુ અઘરૂં લાગ્યું પરંતુ અંતે હું તે સમજાવી શક્યો. હું રજાને દીવસે સાંજે મ્હારા ઘરના સ્ત્રીમંડળને ટાઇમ્સ ઑફ ઈંડીઆ (Weekly) ના ચીત્રો બતાવું છું અને તે વીશે સમજુતી આપું છું.

ગૃહસ્થો તમારાથી બની શકે તો ફુરસદે ઘરની સ્ત્રીઓ જે બીચારી રસોડામાંથી બહાર નીકળવા પામતી નથી અને જેમને બ્હારની દુનિયાનું ભાન નથી તેમને ગામ બહારના રમણીય સ્થળો બતાવો, ત્યાં ફેરવો અને સૃષ્ટી સૌંદર્યથી મળતા આનંદનો અનુભવ એમને કરવા દો. આથી ખુલ્લી હવાનો લાભ પણ તેમને મળશે, અને મને કહેવા દો કે આવું કામ ઉદ્ધત કહેવાયા વગર નીયમમાં રહીને આપણામાંના ઘણાથી બને એમ છે. બીજું તમારા ઘરમાં ઇશ્વરકૃપાએ સ્ત્રી પુરૂષ સૌ કેળવાયેલાં હોય તો ત્યાર પછી તમારી પડોસમાં કે બને તો આજુબાજુના ગામમાં . નજર કરશો. આસપાસના ઘણાક ગામડાંમાં જોશો તો નીશાળોમાં એકાદ મહેતાજીથી કામ નભતુ હશે, અને એ મહેતાજી ગોલ્ડસ્મીથના કાવ્યમાંના (Village teacher) મહેતાજીનો નમુનો હશે. શહેરનેજ કાંઇ ખાસ કામ અને

નીશાળમાં રજા એ સાથે મળ્યા વિના મહેતાજી શહેરમાં જતા નથી, અને આ બેનો યોગ આવો મુશ્કેલ તેથી મહેતાજીને શહેરના દર્શન દુર્લભ હોય છે. ગામડામાં સાધન હોતાં નથી અને એના અભાવને લીધે મહેતાજીને નવું જાણવાની જીજ્ઞાસા કટાઇ ગઇ હોય છે. આવી નીશાળોમાં શહેરના કેળવાયલા લોકોએ રસ લેવાની અને બને તો અવાર નવાર ફુરસદે કલાક બે કલાક શીખવવા જવાની પણ ખાસ જરૂર છે.

એજ પ્રમાણે ઘર આગળ આપણી પોળના આપણાથી ન્હાના છોકરાઓને એકઠા કરીને તેમને સંગ્રહસ્થાનો, મીલો, પવનચક્કીઓ અથવા બીજાં કાંઇ કારખાનાં પડોસમાં હોય તે બતાવવા લઇ જઇએ અને એમને ત્યાંનું સાંચાકામ વીગેરે સમજાવીએ તો તેથી પણ તેમની બુદ્ધિ ખુલે અને આવી સફરો object lessons પદાર્થ પાઠની ગરજ સારે. આપણે હાઇસ્કુલ અને કોલેજમાં ઘણી નવી રમતો શીખીએ છીએ તેમાંની કેટલીક પોળના છોકરાઓને શીખવીએને એમની સાથે આપણે પણ તેમાં રસ લઇએ તો ધૂળની કેટલીક ગંદી રમતોમાંથી એ ઉગરે અને આ કાંઇ ઓછુ નથી. બાળકો રમતા હોય ત્યાં જરા ધ્યાનથી જોઇશું તો જણાશે કે તેમનુ લક્ષ ઘણીવાર જુગાર જેવી રમતો પર જાય છે. અને તેઓ સરતો મારે છે. આ કદાચ ઘણાને નજીવું લાગતુ હશે પરંતુ કુમળી વયમાં આવી રમતોની અસર સચોટ થાય છે. અને તેથી તેમના ચારિત્ર્યમાં વાંધો આવે છે. આવી વખતે તમે તેમને કાંઇ અક્કલ વાપરવાની રમતો શીખવો અથવા તેઓ રમતમાંથી થાક્યા હોય અને તમે કાંઇ વાત સારી કહી શકતાં હો તો એકાદ રમુજી વાત તેમને કહો. વાતમાં ને વાતમાં તમે ધારો તો ઘણા સદ્ગુણોનો તેમની અજાણમાં તેમને બોધ આપી શકો. બાળકોને નકલ કરવાની ટેવ હોય છે અને તમારી વાત સાંભળ્યા પછી એ વાર્તાના નાયકની પેઠે તેઓ વર્તવા જશે.

બીજું છોકરાંઓનાં હોળીના તોફાન જેમણે જોયાં હશે તે હોળીના દીવસોમાં આ વર્ગની માફક તેમના ઉત્સાહનો ધર્માદાના કાર્યમાં સદુપયોગ કરવાને કે સ્પોર્ટસ જેવા રમતગમતના મેલાવડા ભરવાને ખરા મનથી ભલામણ કરશે એવી મ્હારી પાકી ખાત્રી છે. પરંતુ માત્ર આ વિચારથી સંતોષ ન માનતાં તેવા વખતે આવા મેલાવડા શરૂ કરી તોફાન અટકાવવું એ આપણું સુવાનોનું કામ છે. હવે આપણે આવા એક બીજા અંગસંના કર્તવ્ય પ્રદેશનો વિચાર કરીએ, અને તે આપણી જનસુખાકારીની સંભાળ લેવા વીશે છે. આપણી આસપાસની મલીનતા, દુર્ગંધ અને અ-

જ્ઞાનને પરિણામે આ દેશમાં અનેક રોગોએ ઘર કર્યા છે; આને માટે આપણે બધા સરકારને ભલે જવાબદાર ગણીએ પરંતુ મને એમાં કેટલેક દરજ્જે વાંક લોકનો પણ લાગે છે. શહેર સુધરાઇના તથા રોગચાળો અટકાવવા માટે સરકાર જે કાંઇ પગલાં ભરે તેમાં જ્યાં સુધી લોક મદદ કરશે નહિ ત્યાં સુધી આપણું કાંઇ વળનાર નથી. બનતા સુધી દરેક વિદ્યાર્થીએ તંદુરસ્તીના સામાન્ય નીયમોનો અને ફુરસદ હોય તો તે ઉપરાંત, મેલેરીયા, કોલેરા તથા પ્લેગ જેવા આ દેશમાં ઘર કરી બેઠેલા રોગ અટકાવવાના સાદા ઉપાયોનો સારો અભ્યાસ કરવો ઘટે છે, અને ત્યાર પછી પોતાના દાખલાથી તથા ઔષધથી આસપાસના લોકને બને ત્યારે એવાં રોગથી કેમ મુક્ત રહેવું તે કહેતા રહેવાની હાલના સંજોગોમાં ખાસ જરૂર છે.

જ્યાં જનસમૂહ બેદરકાર છે, જ્યાં ઘર માંહેલી મોરીઓ અને પોળની ગલીઓનો જાજરૂ તરીકે ઉપયોગ થયે જાય છે, જ્યાં એકના ઘરનો વાળેલો કચરો સામાના આંગણામાં ફેંકવાનો ધર્મ સનાતન છે; અને જ્યાં ન્હાવા ધોવાની તથા પીવાના પાણીની જગાઓ અલગ નથી:–અરે જ્યાં આવી આવી ગંભીર બીજી અસંખ્ય ભૂલો કાંઇ કાળ થયાં ચાલી આવે છે તે દેશમાં મરણ પ્રમાણ ગમે તેટલું હોય છતાં પણ વધારે છે એમ કોણ કહી શકશે? આવા દેશમાં કુટુંબ પોષકોના અકાળ મરણ થાય, કે વ્હાલાંના અકસ્માત વીયોગવડે દુઃસહ દુઃખ ખમવા પડે તો તેમાં કાંઇ નવાઇ નથી. વિદ્યાર્થી બંધુઓ–તમે આ અટકાવવા ધારતા હો તો 'Sentinels of Hygiene' જનસુખાકારી સાચવનારા સ્વયં સેવકો બની લોકસેવા કરવા બહાર પડો.

લાહોરની ફોરમેન કોલેજનો એક વિદ્યાર્થી લખે છે કે ગયે વર્ષે અમારા ગામમાં મેલેરીયાનો ઉપદ્રવ ચાલુ થયો અને માણસો ટપોટપ મરવા માંડયા, આ સમયમાં અમે વિદ્યાર્થીઓએ એક young men's social service league બનાવ્યું અમે બજારમાં તેમ ગરીબોના લત્તાઓમાં જતા અને તેમને કીનાઇન તથા જુલાબની દવાઓ મફત વહેંચતા. લોક પાસેથી અમે આ જીવદયાના કામ સારૂ ઉઘરાણું કર્યું અને અમને સારી મદદ મળી. અંતે નવેમ્બરમાં મેલેરીયા નરમ પડયો ત્યારે અમે અમારૂં કામ પરવાર્યા.

શ્રીનગર સ્કુલના એક રીપોર્ટમાં છે કે તેમના ગામમાં કોલેરા અને પ્લેગ બંનેનો ઉપદ્રવ હતો; આ નરમ પાડવા માટે ગામમાં એજ સ્કુલમાં બને

તેમ ઓછો કરવાની જરૂર હતી. મ્યુનીસીપાલીટીની મદદથી પાણી ભરાઇ રહે એવાં ખાબોચીયાં તથા ગામની આસપાસના બીજા કેટલાક ખાડાઓ ચોખ્ખા કરવાનું તેમ પુરી દેવાનું કામ સ્કુલના વિદ્યાર્થીઓએ શરૂ કર્યું. એમાં કેટલાક બ્રાહ્મણો પણ હતા તેથી ટોશ કોદાળી લઇને એમને કામ કરતા જોઇ કેટલાક લોકોએ એમની હાંસી કરી અને ધિક્કારી કાઢયા. પરંતુ આથી છોકરાઓનો ઉત્સાહ ઉલટો વધ્યો અને લોકોના મનપર એ વાત ઠસી; ત્યાર પછી ઘણા લોકોએ પોતના આંગણામાંથી ગંદકી કાઢવા માંડી અને આસપાસના રસ્તા સાફ રાખવા માંડયા. મીત્રો આંખ ઉઘાડીને જોઇશું તો આવી આવી ન્હાની છતાં અગત્યની સેવાઓના અનેક માર્ગ આપણને જડશે.

આપણી પોળોની ગાય કુતરાને ખાવા નાંખવાની ચાટોમાં તેમ મ્યુનીસીપાલીટીની ઠેર ઠેર મૂકેલી કચરાની પેટીઓમાં તથા તેની આસપાસ પડેલો એંઠવાડ અને કચરો દીવસોના દીવસો સુધી કોહ્યાં કરે છે; અને આપણી પંચની વાડીઓમાંથી તો ભોજનની અનેક વાનીઓની અને મુખ્યત્વે કરીને દાળની વાસ કદી જવા પામતી જ નથી.

નળનું સુખ નથી તેવી જગાઓમાં નીચ વર્ણના લોકોને ન્હાવા ધોવાનુ પુરતું પાણી મળતું નથી. આથી તેમની સુખાકારી બગડે છે અને સાથે શરીર મલીન રહે છે. ન્હાના ગામોમાં પીવાના પાણીના કૂવા નજીક મોરીઓ ખાળકૂવાઓ અને મેલા પાણીની નીકો અવારનવાર નજરે પડે છે. કુવાની પાળપર ધોવાનુ કામ પણ ચાલે છે. અને ધોવાતા કપડાંનો મેલ તેના રોગ દોષ સાથે કુવામાં વહે છે. આથી પીવાનું પાણી બગડે એ દેખીતું છે. ગામડાંનું મરણ પ્રમાણ ઘટાડવું હોય તો ત્યાંના કુવાઓ નિયમિત રીતે માફ કરવાની બહુ જરૂર છે.

ભાઇઓ—રોગચાળાના વખતમાં કેટલીક ખાસ સાવચેતી રાખવાની છે. આવે વખતે પાણી હંમેશ ગાળીને તથા ઉકાળીને પીવું જોઇએ. આપણી મા બ્હેનોને સમજાવીએ તો તેઓ પોતાની મેળે કેટલીક સુખાકારી જાળવે, અને આપણે ફુરસદે કે લાંબી રજામાં પોતાની જાતના ઉદ્યોગથી ઘરમાંના કેટલાક દોષ દૂર કરવા ખંત રાખવી જોઇએ. પરંતુ આપણા આગ્રહ અને ખંત વીના આ વાત બનવાની નથી. સ્કુલ અને કૉલેજના વિદ્યાર્થીઓ પોતાના અભણ ભાઇઓને સમજાવે અને 'રોગ અટકાવવાને યોજાયેલા વ્યવહારૂ ઇલાજોનો પોતે અમલ 'કરી એમની પાસે અમલ કરાવડાવે ત્યારે ભણતરનો સદ્ઉપયોગ કર્યો કહેવાય.

આપણે જ પાડોશીઓને કહેવાનું છે કે પ્લેગ અને કૉલેરા ધારીએ તો અટકાવી શકાય, અને આપણે પ્રયાસ આદરીશું તો પ્રભુ આપણી વ્હારે ધાશે. વિદ્યાર્થીઓએ જ સાવધાન થઇને દેશમાં ઝેરી સાપ અને ઉંદર ઓછા કરવામાં લોકમત કેળવવાનો છે, આપણે જ લોકને કવીનાઇનના ફાયદા સમજાવવાના છે અને આપણા પ્રયાસથી શહેરમાં રખડતા કુતરા પણ કમી થશે, અને દેશીઓમાંથી હડકવાનો રોગ જશે.

વિદ્યાર્થીઓને પોતાના ભણતરનો ઘણો વખત ન ગાળવો પડે એવું લોકસેવાનું બીજું કામ દરદીઓની તપાસ રાખવાનું છે. કોઈ મ્હોટાં દવાખાનામાં જઇને જોશો તો દરદીઓની કેટલીક હાજતો એવી હોય છે કે તેને આપણે પહોંચી વળીએ. કોઇને પોતાની તબીઅતની ખબર સગાંવહાલાંને આપવાની હોય, પરંતુ તે બીચારો અભણ હોય–કદાચ લખવા જોગો કાર્ડનો પૈસો તેની પાસે ન હોય; આવા માણસને એકાદો પત્ર લખી આપો તો તેને કેટલું આશ્વાસન મળે ? ડૉ. ફ્લેમીંગ પોતાના એક પુસ્તકમાં લખે છે કે એક જ દવાખાનામાં વિદ્યાર્થીઓએ આ પ્રમાણે ટર્મમાં ૧૨૦ પત્રો લખ્યા હતા. આવા દવાખાનામાં બે ચાર બાળકો પણ હશે, અને ઘડીઆળનો કટકટ અવાજ પડયા પડયા સાંભળ્યા કરતાં હશે; આમાંનાં કોઇને એકાદ રમકડું આપ્યુ હોય તો તેને કેટલો આનંદ થાય.

બીજું મરી શકે એવા રોગથી પીડાતા ઘણાંક ગરીબ ગરબાં માત્ર દવાદારૂ વગર પીડાયાં કરે છે. તેઓને કાં તો સારા ધર્માદા દવાખાનાઓની માહિતી હોતી નથી; અથવા તો મ્હોટી હૉસ્પીતાલોમાં જતાં તેઓ બ્હીએ છે. મ્હેં કેટલાક એવા અજ્ઞાન લોક જોયા છે કે જેઓ મોટી હૉસ્પીતાલમાં ગમે તેવા રોગ મટે પણ, નસ્તર કરે છે એ બીકના માર્યા ત્યાં જતા નથી. ભાઇઓઃ—આવા જીવોને તમારી મદદ ઉપયોગી થઇ પડશે. આપણે જરા ચાલાકી રાખીએ તો આપણી જાણમાંનાં ઘણાંક બ્હેરાં, આંધળાં, કોઢીઅલ તેમ ક્ષય અને હડકવાના રોગથી પીડાતા લોકોને પણ ઉગારી શકીએ. મુંબઇની અંધશાળા, કસૌલીનું રસી મુકવાનું દવાખાનુ ને ધરમપુરના ક્ષયના દરદીઓના આરોગ્યગૃહ જેવાં સ્થળો વીષે આપણે લાગ આવે માહીતી મેળવી રાખવી જોઇએ આને માટે ખાસ પ્રયાસની કાંઇ જરૂર પડતી નથી. ન્યુસપેપર કે માસિકમાં આવી કાંઇ બાબત વિશે આપણા વાંચવામાં આવે ત્યારે માત્ર આંખ ઉઘાડી રાખી તેની નોંધ લેઇ રાખવાની ટેવ રાખવી પડશે બાઇબલનું વચન છે કેઃ—He that loveth not his brother whom he hath seen, cannot love God whom he hath not seen.

મતલબ કે જે પોતાના મનુષ્ય બંધુને દરરોજ નજરે જુવે છે છતાં પ્રેમ કરતો નથી તે પરમેશ્વર જે નજરે પડતો નથી તેની ઉપર શો પ્રેમ કરી શકશે ?

ભાઇઓ ! એક વાત તમને કહેવાની રહિ જાય છે. દરેક વિદ્યાર્થી છુટોછુટો લોકસેવા માટે પ્રયાસ કરે તેના કરતાં કેટલાક ટોળાબંધ કામ કરવા આગળ પડે તો તેથી પ્રમાણમાં વધારે લાભ થાય છે. એકાદ લાંબી રજામાં પાસે પાસે રહેતા વિદ્યાર્થીઓ પોતાનું ન્હાનુ મંડળ બનાવીને સંસાર સુધારાના પ્રશ્નોનો અભ્યાસ શરૂ કરે તેને માટે ચોકસ ખબરો એકઠી કરે તથા લોકમત કેળવવા મથી જ્યાં જરૂર લાગે ત્યાં સુધારો કરવાના પ્રયાસો આરંભે તો તેઓ અંતે ફાવ્યાવિના રહે નહિ એમ હું માનું છું.

શ્રીનગરની એક સ્કુલના છોકરાઓએ પોતાની આવી એક 'નાઇટ એરન્ટ સોસાઇટી' બનાવી હતી. તેઓએ એકઠા મળી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા પોતાથી બનતું કરવા માંડ્યું. નોરમન નાઇટસની પેઠે આમણે સોગન લીધા કે છોકરીઓના બાળલગ્ન અટકાવવાં, તથા તેમને નીશાળે મોકલવા સારૂ માબાપોને ઠેર ઠેર સમજાવતા ફરવું. આજ પ્રમાણે કાલેજના વિદ્યાર્થીઓ પોતાના સાધનહીણા ભાઇઓને મદદ કરવાની એક સોસાઇટી બનાવે અને કાંઇક રકમ માસિક એકઠી કરી તેમને ચોપડીઓ તથા ફીના પૈસા આપે તો ઘણા દેશને યશ આપે એવા છોકરાઓ ભણવું મૂકી દે નહિ. વિદ્યાર્થીઓ ઉપર વિદ્યાર્થી વર્ગનીજ દેખરેખ રહે તો ધર્માદા પૈસેથી ભણનારા હાલ કંઇક ઠેકાણે નજરે પડે છે તેમ આળસુ રહિ પૈસાનો ગેરઉપયોગ પણ કરે નહિ. લંડનમાં એક 'personal service association' 'પર્સનલ સર્વીસ એસોસીએશન' નામે મંડળ છે, અને તેમાં ૫૦૦ સભાસદો છે. દરેક સભાસદ આઠે દહાડે એક કલાકનો ધર્માદામાં ઉપયોગ કરે છે. આ કલાકમાં તે કોઇ અનાથ પાસે કે ગરીબ કુટુંબમાં જાય છે અને તેની સંભાળ લે છે. આ સભાનો મૂળ ઉદ્દેશ મન, વાચા અને કર્મવડે આત્મભોગ શીખવાનો છે. ભાઇઓ શું આપણા ગામોમાં આવી સંસ્થાઓની જરૂર નથી ? તમારા ગામના કે પડોશના અનાથ આશ્રમ, ધર્મશાળાઓ, ઇસ્પીતાલો, લાઇબ્રેરીઓ વિગેરેની નોંધ રાખો અને આ સ્થળોએ ન ચાલે જ લોક જાય છે કે ત્યાં એમને જવાનું મન થાય એવી સારી વ્યવસ્થા છે તેની તપાસ કરો, તથા આવાં ધર્માદા ખાતાં લોકના સારા ઉપયોગમાં આવે તે માટે તમે પ્રયાસ કરો.

આપણી મ્યુનીસીપાલીટીઓનું કામકાજ કેમ ચાલે છે તેની માહિતી પણ એમાં રસ લેનારને ઘણી અગત્યની જણાશે અને આ જ્ઞાનથી આં-

પણે અણસમજુ ગરીબ માણસોને અવાર નવાર મદદરૂપ થઇ શકીએ. આજ પ્રમાણે ગામમાં ભીખારી કેટલા છે તથા તેમની સરેરાશ આવક શું છે, તે કાઢીને લોકોની આંખો ઉઘાડીએ તો તેમના પૈસાનો સન્માર્ગે વ્યય કરતાં તેઓ શીખે. આપણા શહેરનો દશેક વર્ષનો ઇતીહાસ તપાસી તે દરમીયાન શહેરમાં અફીણ તથા દારૂની દુકાનો, જુગારખાના વિ. તેમ ગુનેહગારો કેટલા વધ્યા તેના આંકડા જરાક મહેનતથી આપણે મેળવીએ, અને શહેરની આર્થિક ઉન્નતિની સાથે નૈતિક ઉન્નતિ પણ થઇ કે નહિ તે તપાસીએ ત્યારબાદ આ આંકડા જનસમાજ આગળ રજુ કરીને બને તો અધોગતિ અટકાવવા ઉપાયો યોજવા આગેવાનોને આગ્રહ પૂર્વક વારંવાર વિનંતીઓ કરી સમજાવી શકીએ. આને માટે મીત્રમંડળમાં ભેગા મળી આપણો અભ્યાસ ન્હાના પાયાપર શરૂ કરવાની જરૂર છે. કારણકે આથી વ્યવહારૂ કાર્ય કરવા જલદી સમર્થ થઇએ છીએ, અને તેમાં ગમ વહેલી પડે છે.

બંધુઓ ! બેસી જાઉં તે પ્હેલાં હવે બે છેલ્લા બોલ કહેવાના છે. કદાચ દરેક વિદ્યાર્થીથી આત્મભોગ આપવાનું બને નહિ એ ખરૂં છે. પરંતુ જાત સુધારણાનું કામ તો દરેક કરી શકે તેમ છે. 'આપ મુઆ વીના સ્વર્ગે જવાય નહિ' એ કહેવત બરાબર યાદ રાખજો અને આપણે પોતે સુધર્યા વિના અન્યને સુધારી શકવાના નથી. આપણે ધાર્મિક નહિ હોઇએ, આપણે મીતાહારી નહિ રહિએ, આપણે મન મારતાં શીખીશું નહિ અને આપણે સુઘડતા જાળવીશું નહિ તો આ સદ્ગુણો બીજાને શીખવવાનું આપણાથી બનશે નહિ. માટે આપણી જાતે સૌથી પ્હેલા તે બધા શીખવાના તથા પાળવાના છે. ઇતિશમ્

---

## ચર્ચા પત્ર.

### ( ટ્રસ્ટ ફંડની વ્યવસ્થા. )

(૨)

ગયા અંકમાં આપણે ટ્રસ્ટ ફંડની વ્યવસ્થાનું ટ્રસ્ટ઼પથી અવલોકન કર્યું. હવે ૧૯૦૯ નો રીપોર્ટ છપાયો છે એટલે એ વાતો સમજવી અઘરી નહિ પડે. આટલે વખતે પણ ૧૯૦૯ નો રીપોર્ટ છપાયો એ સંતોષકારક છે અને સેક્રેટરી સાહેબોને અનિવાર્ય કારણોનું બહાનું કાઢી દીલગીરી બતાવવી પડી છે તે ફરી નહિ બતાવવી પડે તો આપણે વધુ સંતોષ આનીશું. અને હવે તાકીદે ૧૯૧૦ અને ૧૯૧૧ નો રીપોર્ટ બ્હાર પડશે એવી

આશા રાખીશું. ૧૯૦૯ નો રીપોર્ટ જોતાં આપણને માલુમ પડે છે કે ટ્રસ્ટ ફંડનું કુલ ભંડોળ લગભગ ચાર હજાર રૂપિઆ છે અને તેની સ્થાયી વાર્ષિક આવક (વ્યાજની આવક) બસે રૂપિઆ છે. એમાંથી ફક્ત વીસ રૂપિઆ તેનો હેતુ બર લાવવા ખર્ચવામાં આવ્યા છે અને બાકીના જમે માંડવામાં આવ્યા છે. જો અડધી આવક પણ ખર્ચવામાં આવી હોત તો ટ્રસ્ટ ફંડનો વધુ લાભ ન થાત? આના જવાબમાં વખત છે એમ કહેવામાં આવે કે ટ્રસ્ટ ફંડ એક સ્થાયી સંસ્થા છે માટે તેનું ભંડોળ દીવસે દીવસે વધારવું જોઇએ અને એ ફંડના વ્યાજમાંથી આપણી ન્યાતના યુવકો વિલાયત જઈ શકે એવી જોગવાઇ થવી જોઇએ. વાત ઘણી સારી છે. પણ એ શક્ય છે? દશ વર્ષની મહેનતે રૂ. ૪૦૦૦) એકઠા થયા. એ હીસાબે જો દરવર્ષે રૂ. ૪૦૦) ફંડમાં ઉમેરાતા જાય તો એ સો વર્ષે એ ફંડના વ્યાજમાંથી યુવકોને વિલાયત જવાવારો આવે. શું બધાનું એમ માનવું છે કે સો વર્ષ સુધી દેશ અધમ જ રહેશે અને યુવકોને શીખવા માટે પરદેશ જવું પડશે? ત્યાં સુધી બીજી કોમોના યુવકો ભણીગણી હુંશીઆર નહિ થઇ જાય? શું આપણી ન્યાત બીજી ન્યાતો કરતાં એ બાબતમાં પછાત નહિ પડી જાય? શું ત્યાં સુધી યુવકો આશાએ આશાએ બેશી રહેશે? આ સાંસારિક વિક્રાંતિ (Social Revolution) અને પ્રગતિના સમયમાં સો વર્ષે બ્રહ્મક્ષત્રિય કોમ એક કોમ તરીકે હયાત રહેશે કે નહિ તેની શી ખાત્રી?

તકરાર ખાતર કબુલ કરીએ કે એમ બની શકે તોપણ ટ્રસ્ટ ફંડના પહેલા ત્રણ ઉદ્દેશો બર આવે તેના પાંચમા ઉદ્દેશને વાસ્તે શું કર્યું? ટ્રસ્ટ ફંડની હયાતીને લગભગ ૧૨ વર્ષ થયાં પણ શું હજુ સુધી તેનો પાંચમો ઉદ્દેશ **"જ્ઞાતિમાં જેને દૈવયોગે જરૂર હોય તેને નિર્વાહ પુરતી મદદ આપવાનો છે."** તે સંબંધી કાંઇ રકમ ખર્ચવાનું ટ્રસ્ટી સાહેબોની ધ્યાનમાં નથી આવ્યું? શું તેઓ રૂપીઆ સંગ્રહવામાં મહત્ત્વ સમજે છે? શુ તેઓ નથી સમજતા કે જીવવું તે કેળવણી કરતાં વધારે અગત્યની વાત છે.

આટલે સુધી તો તેના ઉદ્દેશો સારા છે. પણ તેના ૪ થા અને છઠ્ઠા ઉદ્દેશ ધ્યાન ખેંચે એવા છે. અને તે ન્યાતને વાસ્તે આરોગ્ય ગૃહ અને વાડીઓ બાંધવા સંબંધી છે. ફક્ત ત્રણસે ઘરની ન્યાત અને તે પણ પાંચ ગામમાં મળીને તેને જુદા આરોગ્યગૃહની શી જરૂર? અને જ્યાં કેળવણીને વાસ્તે કે ન્યાતના ગરીબોને વાસ્તે પુરતા પૈસા પહોંચતા ન હોય

તેવી ન્યાતને વાડીઓ બંધાવવાથી; શું ફળ? હજી સુધી સામાન્ય આ
સને લીધે કે પૈસા એકઠો કરવામાં વધારે જીવ હોવાથી ચોથા અને ૬
ઉદ્દેશ સંબંધી કાંઇ કામ થયું નથી તે ખુશ થવા જેવું છે. અને ટ્રસ્ટ
માંથી એ કલમો સમુલગી કાઢી નંખાય તો સારૂ.

હું કેળવણી ફંડના વ્યવસ્થાપક સાહેબોને પુછીશ કે તે સાહેબે
ટ્રસ્ટ ફંડના ૪,૫ અને ૬ ઉદ્દેશોની ખબર છે? તેમણે કેળવણીને નામે
ઉઘરાવેલા રૂપિઆમાંથી એક પાઇ પણ આ ઉદ્દેશો પાછળ ખર્ચાય તો તે
નિતિસર અને કાયદેસર જવાબદાર નથી? શું તેઓ ટ્રસ્ટ ફંડમાં પૈ
આપતી વખતે એવી સરત કરે છે કે એ પૈસા એકલા કેળવણી પાછળ
ખર્ચવા? મારા ધારવા પ્રમાણે તેઓ એવી સરત કરતા નથી. માટે મા
એ સાહેબોને એટલી જ વિનંતિ છે કે બ્રહ્મક્ષત્રિય યુવકોને ટ્રસ્ટ ફંડ
વ્યાજમાંથી વિલાયત મોકલવાની આનંદદાયક પણ સ્વપ્નગમ્ય ભ્રમણા દૂર
તેમને એ પૈસા ટ્રસ્ટ ફંડમાં નહિ આપતાં તાત્કાલિક ખર્ચમાં જ વાપરવ

મારી અલ્પ મતિ પ્રમાણે ટ્રસ્ટ ફંડ કરતાં કેળવણી ફંડ વધારે ૨
મી છે. કેળવણી ફંડ નીભાવવાની ખરી મહેનત દસ પંદર વર્ષે જ પ
અને તે પછી જે યુવકોને તે ફંડે કેળવણી આપી છે તે તેમની મેળે
ભમણા ઉત્સાહથી નિભાવી લેશે અને તેમના ઉત્સાહથી ચક્રવૃદ્ધિ બ્
કરતાં પણ વધુ બદલો મળશે અને એમ પરંપરા થયાં જ કરશે. બ
બાજુ ટ્રસ્ટ ફંડનો વિચાર કરીએ તો તેનું રગશીયું ગાલ્લું બીજાં દસ
ભાગ્યે રૂ. ૬૦૦૦) સુધી પહોંચ્યું હશે.

લી. એક વિદ્યાર્થી.

---

## નાતના ખબર અંતર.

**પરદેશ ગમન અને આપણી નાત.**

ચાલુ માસમાં રા. અમૃતલાલ ચંદ્રશંકર અમેરીકાથી ખાંડનો ઉ
શીખી અત્રે સુખરૂપ પાછા ફર્યા છે.
એમને અત્યંત આનંદથી અભીનંદન આપ
છીએ અને એમની ભવિષ્યની કારકીર્દી ૨
સ્વી નીવડે એવી શુભેચ્છા પ્રદર્શીત કરીએછી

વળી રા. કૃષ્ણલાલ સાકરલાલ દેસાઇ પણ આજ માસમાં બેરીસ્ટ
અભ્યાસ કરવા ઇંગ્લાંડ તરફ રવાના થયા છે. એમને પણ અમે
સફર ઇચ્છીએ છીએ અને પોતાનો અભ્યાસ પરીપૂર્ણ કરી એઓ
સુખરૂપ અત્રે પાછા ફરે એવું ઇચ્છીએ છીએ.

અત્યારે આખા ગુજરાતમાં સર્વત્ર પરદેશગમનનો પ્રશ્ન ચર્ચાય છે. આ પ્રશ્ન ઉપર જુના તથા નવા વિચારવાળા વચ્ચે તુમુલ યુદ્ધ ચાલી રહ્યુ છે. વીલાયત જઇ આવેલાને નાત બહાર મુકવાની, તેમની પાસે દંડ લેવાની, તેમને પાસે જમણ લેવાની, તેમની પાસે દેહ શુદ્ધ પ્રાશ્રિત કરાવી તેમને નાતમાં પંગતિ આપવાની વાતોથી ઘણી ખરી નાતોનું વાતાવરણ ઘેરાયલું અત્યારે માલુમ પડે છે. અવશ્ય વ્હેલો મોડો આ બાબતમાં નવા વિચારવાળાઓનો વિજય થશે એમાં કંઇ શંશય નથી. દરેક નાતમા પરદેશગમનનો રસ્તો બીલકુલ પણ અડચણ વગર મોકળો થશે એમ અમારી દૃઢ માન્યતા છે. પરંતુ અત્યારે ઘણી ખરી નાતોમાં પરદેશગમન કરી આવેલાને કનડવામાં આવે છે એ આપણા દેશના ભવિષ્યને માટે હાલ તરત તો નિરાશા ઉપજાવે એવું લાગે છે.

અત્રે અમને નોંધ લેતાં ઘણોજ આનંદ થાય છે કે આજથી વીસ વર્ષ ઉપર ગુજરાતની કોઇ પણ આગેવાન નાત કરતાં વ્હેલો પરદેશગમનના પ્રશ્નનો આપણે ઘણોજ સંતોષકારક અને કેળવણીને શોભાવે એવો ફડચો આપ્યો છે. વીલાયત જઇ આવેલાને આપણી નાતમાં કોઇ પણ રીતે કનડવામાં આવતા નથી. નાતબહાર મુકવા કે દંડ લેવા, જમણ લેવા કે દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરાવવું વગેરે બાબતોનો આપણામાં એક સ્વરપણ સંભળાતો નથી. આ બાબતમાં અમે આપણી નાતના તે વખતના આગેવાનોને ખરેખરો ધન્યવાદ આપીએ છીએ. આવા સંતોષકારક ફડચાને લીધેજ આપણી નાતમાં આટલા બધાએ પરદેશગમનનો લાભ લીધેલો છે. આથી કરીને આપણી નાતમાં વિદ્યા વૃદ્ધી તથા પ્રગતિને ઘણો સારો વેગ મળેલો છે એ વાત એટલી બધી પ્રત્યક્ષ છે કે એ સંબંધમાં બીલકુલ વીવેચન ના કરતાં અમે નીચે આપણી નાતમાંના જેઓ પરદેશગમન કરી આવેલા છે તેમના નામની યાદી આપીએ છીએ.

| નામ. | સાલ. | કયે દેશ ગયા તેનું નામ | શા અર્થે. |
|---|---|---|---|
| જીવણલાલ વ્રજરાય દેસાઇ બી. એ. | ૧૮૯૧ | ઇંગ્લાંડ | બેરીસ્ટરનો અભ્યાસ કરવા |
| ચુનીલાલ હરીલાલ સેટલવાડ | ,, | ,, | ,, |
| ચીમનલાલ નરભેરામ ઠાકોર | ,, | ,, | ,, |
| ત્રંબકલાલ વ્રજરાય દેસાઇ | ,, | ,, | ,, |
| મણીલાલ ઉમેદરામ ઠાકોર | ૧૮૯૬ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ચીમનલાલ હરીલાલ સેટલવાડ બી. એ. એલ. એલ બી. | ૧૯૦૦ | ,, | કેસ લઇને |
| જીવણલાલ હરરાય ઠાકોર | ૧૯૦૨ | દક્ષિણ આફ્રિકા | વ્યાપાર અર્થે |
| ગુણવંતરાય અનુપરાય દેસાઇ | ,, | ,, | ,, |
| ધીરજલાલ કેશવલાલ બી.એ. | ૧૯૦૪ | ઇંગ્લાંડ | બેરીસ્ટરનો અભ્યાસ કરવા |
| કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ | ૧૯૦૫ | જાપાન | વ્યાપાર અર્થે |
| બળવંતરાય નરસીલાલ કાનુગા એલ. એમ. એન્ડ એસ. | ૧૯૦૬ | ઇંગ્લાંડ | વૈદકનો વધુ અભ્યાસ કરવા |
| ચંદુલાલ મણીલાલ દેસાઇ | ૧૯૦૭ | ,, | વૈદકનો અભ્યાસ કરવા |
| નટવરલાલ ચંદુલાલ ઠાકોર | ૧૯૦૮ | ફ્રાન્સ | વ્યાપાર |
| અમૃતલાલ ચંદ્રશંકર દેસાઇ એલ. એ. જી. | ,, | અમેરિકા | ખાંડનો ઉદ્યોગ શીખવા |
| સાકરલાલ ડાહ્યાભાઇ ઠાકોર | ,, | ઇંગ્લાંડ | મીલનો સામાન લેવા |
| નગીનલાલ હરીલાલ સેટલવાડ એમ. એ. એલ. એલ. બી. | ૧૯૦૮ | ,, | બેરીસ્ટરનો અભ્યાસ કરવા |
| રમણીકરાય જાદવરાય ઠાકોર બી. એ. | ,, | ,, | આઇ. સી. એસ. નો અભ્યાસ કરવા |
| બાબારાવ જીવણલાલ દેસાઇ | ,, | ,, | યુનીવર્સીટીનો અભ્યાસ કરવા. |
| હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ દેસાઇ | ૧૯૧૦ | ,, | ,, |
| કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર | ૧૯૧૦ | ઇંગ્લાંડ | બેરીસ્ટરનો અભ્યાસ કરવા |
| સતેંદ્રલાલ મનુરાવ | ૧૯૧૦ | મોંબાસા | નોકરી અર્થે. |
| મનુરાવ સાકરલાલ | ,, | ,, | ,, |
| જયંતીલાલ મનુરાવ | ૧૯૧૧ | ,, | ,, |
| સુન્દરરાય દોલતરાય દેસાઇ | ૧૯૧૧ | ,, | વૈદકનો વધુ અભ્યાસ કરવા |
| *કૃષ્ણલાલ સાકરલાલ દેસાઇ બી. એ. એલ. એલ. બી. | ૧૯૧૨ | ,, | બેરીસ્ટરનો અભ્યાસ કરવા |

મા.

---

* આ ઉપરાંત હૈદ્રાબાદના ચાર પાંચ યુવકો વિલાયત જઈ આવેલા છે.

### જન્મ.

| | | |
|---|---|---|
| સૌ. કપીલા પ્રાણલાલને | પુત્રી | અમદાવાદ. |
| સૌ. મંગળાવગરી નગીનલાલને | પુત્ર | ,, |
| સૌ. લલીતા ધીરજલાલ. | પુત્ર | ,, |
| સૌ. સવીતા કૃષ્ણલાલ બલવંતરાય | પુત્ર | આમોદ. |
| સૌ. ભુરી બળવંતરાય રતનરામ | પુત્ર | ,, |
| સૌ. શીવલક્ષ્મી ત્રીકમલાલને | પુત્ર | અમદાવાદ. |

### મરણ.

| | | | |
|---|---|---|---|
| નગીનલાલ પ્રાણજીવનદાસ | ઉ. ૩૮ | વિસ્ફોટિક | અમદાવાદ |
| સૌ. જમના ત્રીકમલાલ પ્રાણજીવનદાસની પત્નિ | ઉ. ૪૦ | અતીસાર | ,, |
| જીવણલાલ ભૂપતરાય | ઉ. ૨૦ | ક્ષય | ,, |
| સૌ. લીલાવતી કૃષ્ણલાલ અંબાલાલનાં પત્નિ. | ઉ. ૩૦ | અતીસાર | ,, |
| સૌ. રૂક્ષ્મણી માણેકલાલ સાકરલાલનાં પત્નિ. | ઉ. ૪૨ | આંતરડાના સોજાથી | ,, |
| રા. નગીનલાલ વેણીલાલનો બાળકપુત્ર | ઉ. ૧ મહિનો | મોંના સોજાથી | ,, |
| સૌ. મંગળાગવરી ધીરજલાલ કેશવલાલનાં પત્નિ. | ઉ. ૩૫ વર્ષ | હાંઝણાથી | ,, |
| સૌ. હીરૂ લક્ષ્મીલાલ દ્વારકાદાસનાં પત્નિ. | ઉ. ૩૦ | કેન્સરથી | ભરૂચ. |
| રા. સાકરલાલ ચીટણીસ | ઉ. વર્ષ ૬૫ | ઘડપણથી | ,, |

### લગ્ન.

હસમનગૌરી કલ્યાણરાય જસુભાઇની પુત્રી ઉ. વર્ષ ૧૪ નાં ચીમનલાલ ચુનીલાલ ઉ. વર્ષ ૩૦ સાથે ભરૂચ મુકામે થયાં છે.

---

## પરીક્ષાનાં પરિણામો.

ત્રીકમલાલ નરસીલાલ ઠાકોર કલકત્તાની એલ. સી. પી. એસ. પરીક્ષામાં પાસ થયા છે. નટવરલાલ માધવલાલ બી. એ. એલ. એલ. બી. સોલીસીટરની પરીક્ષામાં પાસ થયા છે. રા. મોતીલાલ ચીમનલાલ સેટલવાડે આપણી નાતમાં એડવોકેટની આખરી પરીક્ષા પહેલવેલી પસાર કરી છે તેમ રા. નટવરલાલ આપણી ન્યાતના પ્રથમ સોલીસીટર છે. એ બંનેને અમે આ પ્રસંગે ખાસ અભિનંદન આપીએ છીએ.

## નીમણુકો ફેરબદલીઓ વગેરે.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ બી. એ. એલ. એલ. બી. એ અમદાવાદમાં વકીલાત કરવાની સણંદ લીધી છે.

—રા. બળવંતરાય રતનરાય દેસાઇ, તથા રા. કલ્યાણરાય જસુભાઇ દેસાઇને વસ્તીની ગણત્રીમાં સરકારને મદદ કરવા માટે બીજા વર્ગની સણંદો આપવામાં આવી છે.

—રા. કૃષ્ણલાલ બળવંતરાય દેસાઇ તથા રા. કૃષ્ણલાલ જમેતરામ દેસાઇ બી. એ. એલ. એલ. બી. ને વાગરા તાલુકામાં, રા. કૃષ્ણલાલ નરભેરામને જંબુસર તાલુકામાં તથા લલ્લુભાઇ લક્ષ્મીરામને આમોદ તાલુકામાં લોકલ બોર્ડના મેમ્બરો તરીકે પ્રજા તરફથી ચુંટવામાં આવ્યા છે.

—મોતીલાલ અમુલખરાય બી. એ. નો પગાર રૂ. ૩૦ થી ૪૦ થયો છે.

—મોતીલાલ રતનરાય દેસાઇનો પગાર ૧૫ થી ૨૦ થયો છે.

—ડા. ત્રીકમલાલ નરસીલાલ ઠાકોર એલ. સી. પી. એન્ડ એસ. ની મહીસર રાજ્યમાં દાકતર તરીકે નીમણુક કરવામાં આવી છે.

—રા. ઠાકોરલાલ લક્ષ્મીરામની રૂ. ૧૫ ના પગારથી ભરૂચ મામલતદારની કોર્ટમાં નીમણુક થઇ છે.

—લક્ષ્મીરામ હરીલાલનો પગાર ૨૦ થી ૨૫ થયો છે.

—ચંદુલાલ વજુભાઇનો પગાર રૂ. ૧૦ વધ્યો છે.

—દેસાઇ ઇશ્વરલાલ નરભેરામનો પગાર રૂ. ૧૫ થી ૨૦ થયો છે.

—ભૂપતરાય બળવંતરાયની બદલી ધોળકેથી અમદાવાદ એ. કલેકટરની હજુરમાં થઇ છે અને પગારમાં પાંચનો વધારો થયો છે.

—ચીમનલાલ અરૂણરાય સબઇન્સ્પેકટર ઓફ પોલીસની અમદાવાદથી સુરત બદલી થઇ છે અને રા. ત્રીકમલાલ લલ્લુભાઇની સુરતથી ધંધુકા મહાલના ઇન્સ્પેકટર ઓફ પોલીસ તરીકે નીમણુક થઇ છે.

—રા. જીવણલાલ હરીલાલ હેડ કોન્સ્ટેબલની મોડાસાથી અમદાવાદ બદલી થઇ છે.

—વેણીલાલ ત્રંબકલાલ દેસાઇ તથા નરસીલાલ સાકરલાલ રીટાયર થયા છે.

—ઠાકોરલાલ ગોવીંદલાલ લાખાયા તથા ઇશ્વરલાલ ભોગીલાલ દેસાઇને કપડવણજ રેલ્વેમાં કા. ચ. રૂ. ૩૦ તથા ૪૦ ની નોકરીઓ મળી છે.

—હીરાલાલ સાકરલાલ દેસાઇને દીવાનની જગા મળી છે. આનરેબલ ચીમનલાલ હરીલાલ સેટલવાડ ને કાયદાની ફેકલ્ટીના સીન્ડીક તરીકે ચુંટી કાડવામાં

તા. ૪–૨–૧૨ ને રોજ રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ રા. રમણીકરાય અમુલખરાય દેસાઇના પ્રમુખપણા નીચે "સાદું જીવન" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

**બ્રહ્મક્ષત્રિય એસોસીએશનમાં થએલાં ભાષણો.**

તા. ૧૦–૨–૧૨ ને રોજ રા. રમણીકરાય અમુલખરાય દેસાઇએ રા. પાંડુરાવ ભાઇલાલ દેસાઇના પ્રમુખપણા નીચે "સ્ત્રી" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૧૭–૨–૧૨ ને રોજ રા. વિષ્ણુપ્રસાદ ભોગીલાલ દેસાઇએ રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇના પ્રમુખપણા નીચે "આત્મ શ્રદ્ધા" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

તા. ૨૪–૨–૧૨ ને રોજ રા. ધનવંતરાય ભુપતરાય દેસાઇએ રા. વિષ્ણુપ્રસાદ નંદલાલ દેસાઇના પ્રમુખપણા નીચે "ફરજ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું,

તા. ૪–૪–૧૨ ને રોજ "આપણી ન્યાતની કોન્ફરન્સ" એ વિષય ઉપર રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ બી. એ., એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે ચર્ચા થઇ હતી.

રા. પ્રાણલાલ નરભેરામ ઠાકોરે કોન્ફરન્સથી થતા ફાયદા એ વિષય ઉપર વિવેચન કર્યું હતું અને મંડળીઓથી થતા લાભ જણાવ્યા હતા અને ઇંગ્લાંડ, યુનાઇટેડ સ્ટેટસ, ફ્રાન્સ વગેરે દેશો બીજા દેશો કરતાં વધારે ઉત્તમ સ્થિતિમાં છે તેનું કારણ મંડળીઓને આભારી છે એમ જણાવ્યું હતું.

ત્યારબાદ મેડીકલ કોન્ફરન્સ, ખેતીવાડી કોન્ફરન્સ, વેપારી કોન્ફરન્સ વગેરેના ફાયદા બતાવ્યા હતા. અને ન્યાતની કોન્ફરન્સ સંબંધી બોલતાં કહ્યું કે કોન્ફરન્સમાં હરઘડીએ ઠરાવો થાય અને છેવટે તાળીઓના ગગડાટ સાથે કાયદો પાસ કરવામાં આવે પણ તેનો અમલ થાય નહિ તો તેના ફાયદા જણાય નહિ. જો મંડળીના નિયમ પાળવામાં આવે તો જ તેનો ફાયદો થાય.

કોઇ કહેશે કે કોન્ફરન્સમાં પૈસાનો બહુ ખર્ચ થાય છે. પૈસા ખર્ચ થાય છે તે પ્રમાણે ફાયદા પણ થાય છે. કોઇ કહેશે કે કોન્ફરન્સના દીવસો નકામા જાય છે તો તેના જવાબમાં એટલું જ કહેવાનું કે કોન્ફરન્સ જેવા દીવસ ફરી ફરી આવતા નથી. કોન્ફરન્સ જેવી સંસ્થામાં કેટલીક ખામીઓ હશે પણ તેનાથી થતા લાભ અનંત છે.

ત્યારપછી રા. પ્રીતમરામ વ્રજરાય દેસાઇએ કોન્ફરન્સથી થતા ફાયદા

એ મતને ટેકો આપતાં જણાવ્યું કે કોન્ફરન્સની વિરૂદ્ધ જનારાઓનો મુખ્ય મુદ્દો એ છે કે કોન્ફરન્સથી ન્યાતનાં બંધન વધશે અને પંચની સત્તા નબળી પડી ગઇ છે તે પાછી જોર પર આવશે. આ વિચાર તદ્દન ખરો લાગતો નથી. કોન્ફરન્સથી તો જુના મતવાળાઓનું જોર ઘટતું જાય છે અને જુવાનીઆને વધુ હક મળતો જાય છે. ન્યાતમાં પંચમાં તો ઘરદીઠ એક જ મત છે. જ્યારે કોન્ફરન્સમાં એકવીશ વર્ષની ઉમરના દરેકને મત છે. દસાવીસાના સવાલ વખતે જે મેનીફેસ્ટો બહાર પડયો તેમાં સહી કરનારાઓમાંના ઘણાંને ન્યાતના પંચની દ્રષ્ટિએ જોતાં હક નહોતા તે છતાં એમના મતનું સમસ્ત ન્યાતમાં વજન પડયું હતું. તે જ બતાવી આપે છે કે જુનો મત દીવસે દીવસે ઘસાતો જાય છે.

કોન્ફરન્સ પર બીજો આક્ષેપ પૈસા અને વખત ખરાબ કરવાનો છે. આ ખર્ચ કે વખત બગાડવો એ કાંઇ દરેકપર ફરજીઆત નથી અને તે પ્રસંગે કાંઇ ખાસ ખર્ચ થતું જ નથી. ન્યાતના દરેક ગામના ભાઇઓ વર્ષમાં ત્રણ દીવસ હળીમળી ન્યાતને વાસ્તે વિચાર કરે તેની જ ખાતર આ ખર્ચનો કાંઇ હીસાબ નથી.

કોન્ફરન્સથી કશું થતું નથી એવું કેટલાકનું માનવું છે. કોન્ફરન્સનો ઉદ્દેશ જ સુચના કરવાનો છે. કાયદા કરવાનો નથી. એટલે એનું કામ લોકમત કેળવવાનું છે. ત્રિમાસિક, કેળવણી ફંડ વગેરે કોન્ફરન્સ પછી હયાતીમાં આવ્યાં છે. તેથી તે કોન્ફરન્સને લીધે થયાં છે એમ કહી શકાય.

હિંદુસ્તાન જુદી જુદી ન્યાતોનો બનેલો છે. અને જો સાંકળના દરેક અંકોડા મજબુત થાય તો સાંકળ મજબુત થાય એ ન્યાયે જો દરેક ન્યાત સુધરે તો દેશ સુધરે.

ત્યાર બાદ રા. ધનવંતરાય ભુપતરાય દેસાઇએ કોન્ફરન્સથી થતા ગેરફાયદાને જણાવતાં કહ્યું કે કોન્ફરન્સ પાંચ છ વર્ષથી મળે છે. પૈસા ખરચે છે પણ કામ શું કરે છે? કોન્ફરન્સ એમ બતાવી આપે છે કે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાંથી સંપ ઘસાતો જાય છે કોન્ફરન્સ વખતે જે ખર્ચ થાય છે તે પૈસા કેળવણી વગેરેમાં ખર્ચ્યા હોત તો તે રકમો ઉગીને ફળ આપત. કોન્ફરન્સ આપણા પૂજ્ય બાપદાદાઓની આબરૂ ઉપર પાણી ફેરવનારી ચીજ છે. કોન્ફરન્સ કાયદા કરે છે પણ અમલમાં મુકી શકતી નથી. કેટલાકનુ એમ માનવું છે કે નાતમાં મરણ પ્રસંગે થતાં ખર્ચ ધીમે ધીમે કમી થતાં જાય છે તે કોન્ફરન્સને લીધે છે. પણ તેને લીધે નથી પણ આપણી ન્યાતના યુવાન ભાઇઓના દ્દઢ નિશ્ચયને લીધે છે. કેટલાકનુ એમ માનવું છે કે કોન્ફરન્સને

નાર તથા તે સાથે 'ક્ષત્રિય' ના ખાસ ગુણો આગ્રહપુર્વક સંભાળનાર એક જ્ઞાતી એ નામ આપણે ધરાવીયે છીયે. અને તે **નામનો વાવટો** આપણે જનસમાજ આગળ ફરકાવીયે છીયે.

'બ્રહ્મ' નામ 'ક્ષત્રિય' પહેલું ઉમેરવામાં બ્રાહ્મણનાં મુખ્ય સદ્‌ગુણો ( **तपो विद्याच विप्रस्य, निः श्रेयसकरं परम** Manu Smruti XII 104 ) તપ (Self-denial) અને વિદ્યા ( Knowledge ) ખીલવવાની જવાબદારી આપણી નાતના સ્થાપકોએ સ્વીકારી છે. 'ક્ષત્રિય' શબ્દનો અર્થ શ્રીમન્ મહાન્ કવિ કાલીદાસે રઘુવંશમાં અમર શબ્દોમાં દર્શાવ્યો છે, અને તેમ કરવામાં તેમણે મનુસ્મૃતિનું અનુકરણ કર્યું છે.

क्षतात् किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो
भुवनेषुरूढः ॥ ५३ ॥

દુર્બળ ને બળવાનને હાથે ઇજા થતાં બચાવે તેવા માણસનું સૂચન કરવા ક્ષત્રિય જેવું ગર્વિષ્ઠ નામ સંસારમાં પ્રવૃત થયું છે.
મનુ કહે છે કેઃ—

**प्रजानां रक्षणं दान मिज्या ध्ययन मेव च.**
**विषयष्व प्रसक्तिश्च क्षत्रियस्य स मास तः ॥**

પ્રજાનું રક્ષણ દાન સ્વાર્થ ભોગ અભ્યાસ તથા વિષયમાં અનાસક્તિ એ ક્ષત્રિયના સંક્ષેપમાં ગુણો છે.

આ લક્ષણોના **પ્રમાણથી** હાલની આપણી સ્થીતિનો વિચાર કરતાં બ્રહ્મત્વના સદ્‌ગુણો પૈકી તપ ( salf-deniel, self-sacrifice ) હાલના યુવકોમાં ધીમે ધીમે ખીલતો જણાય છે. રા. ભાઈ બચુભાઇ નરસીલાલ દેસાઇ એમ. એ. એલ. એલ. બી. ની ઉદાર **સરદારી** નીચે હાલના યુવકો નાતના ભાઇ બેનો પ્રતિ પોતાનું કર્તવ્ય શું છે તેનું ભાન મેળવતા તથા વધારતાં રહ્યા છે. આ લક્ષ્ય ધીમે ધીમે વૃદ્ધિ પામશે એમ મારી ખાત્રી છે. આપણી હાલની આર્થિક, શારીરિક તથા માનસિક સ્થીતિ પ્રમાણે આપણી નાતના ઉછરતા ભાઇ બેનો માટે થોડો થોડો દ્રવ્ય, શરીર, તથા બુદ્ધિનો ભોગ આપીયે એજ તપ છે.

બીજો " બ્રહ્મ " શબ્દથી ઉપજતો આદર્શ, વિદ્યા, તે પણ હાલના **સમય** પ્રમાણે આપણે આપણી નાતમાં યથાશક્તિ વધારીએ છીએ. **નારી** પ્રજામાં પણ વિદ્યા મેળવવાનો ઉમંગ શિથિળ થયો નથી એ શુભ ચિન્હ છે.

"ક્ષત્રિય" ક્ષેત્રમાં આપણને જન્મ મળ્યો છે અને "બ્રહ્મ" નામ આપણે આચારની શુદ્ધિ બતાવવા વધાર્યું જણાય છે. તેથી બ્રહ્મ શબ્દનો આ બે સદ્‌ગુણો આપણે યથાશક્તિ ધીમે ધીમે ખીલવીશું તો વ્યવહાર પક્ષે આપણું કર્તવ્ય કર્યું ગણાશે.

આપણી મુખ્ય ખામીઓ હાલના વખતમાં "ક્ષત્રિય" તરીકે આપણા આદર્શો નહિ પાળવામાં મને જણાય છે.

"દુર્બળને બળવાનને હાથે ઇજા થવા દેવી નહિ" એ મહાન્ કર્તવ્ય-હિંદુ પ્રજામાં આપણે ક્ષત્રીય નામ ધારણ કરવાથી સ્વીકાર્યું છે તે કર્તવ્યુ લાયક થવાને પ્રથમ આપણી નાતમાં દૈવી સંપતનો પહેલો સદ્‌ગુણ "અભય" શ્રી ગીતાજીના ૧૬ અધ્યાયમાં કહ્યો છે, તે સંપૂર્ણ રીતે ખીલવાયલો હોવો જોઇએ. આપણામાં તે સદ્‌ગુણ કેવળ મરી ગયેલો છે. બીજાનું "રક્ષણ કરવા પ્રથમ આપણા શરીરમાં શક્તિ, ઉત્સાહ તથા નીડરપણ જોઇએ. આપણે તો ઘરવ્યવસ્થામાં, શરીરમાં, રીતરીવાજમાં બધે 'ભય' અથવા 'ડર'ને સામ્રાજ્ય આપ્યું છે. "અભય"નો સદ્‌ગુણ હવે સંપૂર્ણ ખીલવવાનો વખત આપણે માટે આવી પહોંચ્યો છે તે તરફ ધ્યાન આપવાની હવે આપણી ફરજ છે.

વ્યક્તિ ( Subjectively ) વ્યક્તિ દૃષ્ટિ તથા ( objectively ) સમષ્ટિ દ્રષ્ટિથી લગાર લંબાણથી તે સદ્‌ગુણ તપાસવાની હું આ તક લઉં છું.

અ. વ્યક્તિ દૃષ્ટિ:

વ્યક્તિ દ્રષ્ટિએ આપણે શરીર તથા મનને પ્રથમ નીડર બનાવવું જોઇએ. શરીરને કસોટી આપી કસરતશાળા, ક્રીકેટ, ડંબેલ, સેંડો વીગેરેનાં સાધનોથી સંપૂર્ણ ખીલવી પોતાનું રક્ષણ કરવાને લાયક બનાવવું જોઇએ. આ તરફ આપણે યથાશક્તિ કંઈ કરતા હોઇશું.

"અભય તત્ત્વ."

મનને નીડર બનાવવામાં હવે પ્રથમ ઘર વ્યવસ્થા સુધારવાની જરૂર છે. અજ્ઞાન તથા વેહેમ ઘરમાં પુરૂષ તથા સ્ત્રીઓ ઉપર હજી રાજ્ય કરે છે. તેજ આપણને કેવળ બીકણ બનાવે છે. પરમાત્માની જે અતિ કૃપાળુ શક્તિ જેણે આપણું, માતાના ઉદરમાં પોષણ કર્યું; જેણે જન્મ પછી માતાના સ્તનમાં દુધ આપી ખોરાક પુરો પાડયો; જે આપણને લક્ષ્મીરૂપે સુખ, વિદ્યારૂપે જ્ઞાન, ધૃતિરૂપે સમતા, હમેશાં આપ્યા કરે છે તે શક્તિનો આપણે મોટો અપરાધ પાછલા વખતમાં કર્યો છે અને હજી કર્યા જ-